# સૂયગડાંગ સૂત્ર.

સટીકનું ભાષાંતર ૩ થી ૭ અધ્યયન.

## વિભાગ ૨ જો.

લેખક.


મુનિ માણેક.



પ્રસિદ્ધ કરનાર.

શ્રીમન્ મોહનલાલજી જૈન શ્વેતાંબર.

જ્ઞાનભંડાર—ગોપીપુરા સુરત.

પ્રથમા આવૃત્તિ પ્રતિ ૧૦૦૦

વીર સંવત ૨૪૪૯ સને ૧૯૨૩ વિ. સં. ૧૯૭૯

મૂલ્ય રૂ. ૧ાા.

# પ્રસ્તાવના.

સૂયગડાંગસૂત્રના આ બીજા વિભાગમાં ત્રણથી સાત અધ્યયન પૂરાં થાય છે,—તે અનુક્રમણિકામાં જોવાશે.

ત્રીજા અધ્યયનમાં ઉપસર્ગોનું વર્ણન છે, તેમાં પ્રતિકુલ અને અનુકુલ ઉપસર્ગો બતાવ્યા છે.

ચોથા અધ્યયનમાં સ્ત્રી પરિજ્ઞાનું વર્ણન છે. પાંચમા અધ્યયનમાં નારકીનું વર્ણન છે. છઠ્ઠા અધ્યયનમાં મહાવીરની સ્તુતિ છે. સાતમા અધ્યયનમાં કુશીલ અને સુશીલનું વર્ણન છે.

આ પ્રમાણે પાંચ અધ્યયનો આ બીજા વિભાગમાં સમાયેલ છે, પરંતુ આમાં કઠણ વિષયને બદલે સાધુને મોક્ષમાં જવા માટે કેવું વર્ત્તન રાખવું તે આ વિભાગમાં ઘણી સારી રીતે બતાવેલું છે.

જૈન કે જૈનેતર ગમેતે હો, તે દરેકને અમારી પ્રાર્થના છે કે તે દરેકે પોતાના આ લોક પરલોકના સુખની ખાતર આ ભાગ વાંચવો જોઇએ. હૃદય પવિત્ર કરવું, પાપથી દૂર રહેવું, આવેલાં કષ્ટો સહેવાં, સ્ત્રીના ફંદામાં ન ફસાવું, નહિ તો આ લોકમાં પરવશતા અને પરલોકમાં દુર્ગતિગમન, નારકીમાં થતાં પીડા ભોગવવી પડશે, તથા મહાવીર પ્રભુના ગુણોવડે તેવા ગુણો પ્રાપ્ત કરવા. છેવટે કુશીલ કોને કહેવા તે બતાવ્યું છે, સંસારિક વિષયસુખ સૌને વહાલું લાગે છે, પણ પરિણામે તે ભયંકર છે, તે વિચારીને પોતાની ભૂલ સુધારવી. એજ સુગતિનું અને સુખનું સાધન છે.

## નાણું ભરનારા સુશ્રાવકોને ધન્યવાદ.

૫૧ ટાકરવાડામાં થએલ ઉજમણા તરફથી વાણ ડોસજી સાકરચંદના પત્ની નાલીબાઈ.

૧૦ પારી કેવળ રતનચંદ તરફથી હા. પ્રેમચંદ.

૨૦ મેતા ચમનલાલ મંછાચંદ મારફતે

૨૫ મેતાવાળા વાણુ જેઠાભાઈ ડુંગર તરફથી હા. બડખાભાઈ સિદ્ધપુર.

૨૫ પાલણપુરના મેતા રાજકરણ કેવળભાઈ

૧૫ મેતા મગનલાલ મીઆચંદ હા. વછરાજ.

૨૫ મેતા ચુનીલાલ બુલાખીદાસ.

સીપોરવાળા. વીસનગર.

આ સિવાય જે કોઈ પુણ્યાત્મા જ્ઞાનખાતામાં મદદ આપવા ચાહતા હોય અથવા પુસ્તક વહેંચવા ચાહતા હોય તેમણે સુરત ગોપીપુરા જ્ઞાનભંડારના મેનેજીંગ ટ્રસ્ટી અથવા ગાંધી કેશવલાલ અમુલખને પાલણપુર લખવું.

## —છપાયેલાં પુસ્તકો—

દશવૈકાલિક, આચારંગ, સૂયગડાંગ, આવશ્યકના છાપેલા વિભાગો મગાવી લેવા. નંદીસૂત્ર હવે છપાવાનુ શરૂ થવાનું છે.



# અનુક્રમણિકા.



શેઠ લખમાજી જીવણજીના પૌત્ર

શેઠ દલીચંદ વીરચંદ

નવાપુરા, સુરત.

ફીનીક્ષ પ્રિ. વર્ક્સ

# રા. રા. શેઠ દલીચંદ વીરચંદભાઈના જીવનનો ટુંક પરિચય.

" મોટાં નાનાં વધુ મોટામાં, તો નાનાં પણ મોટાં
વ્યોમ દીપ રવિ નભ બિન્દુ, તો ઘર દીવડાં શાં ખોટાં. "

ભાવાર્થ:—" મોટાંને માથે મોટાં છે, અને નાના હોય તે પોતાનાથી વધારે નાના આગળ તો મોટા જ છે; આટલો સૂર્ય પણ જ્યારે આકાશમાં એક બિન્દુ જેવો છે, ત્યારે બિન્દુ જેવા આપણાં ઘરનાં દિવા રાત્રે શા ખોટાં ? "

જૈન સાહિત્ય અને તત્ત્વજ્ઞાન અગાધ અને ઉત્તમ કોટિનું છે, એમ પશ્ચિમના સંશોધકો અને સાક્ષરો સિદ્ધ કરી આપે છે. જૈનસમાજ ચાલુ જમાનામાં બીજી કોમના પ્રમાણમાં પછાત રહે છે, આથી સંસ્કૃત-માગધી વગેરે ભાષાઓ ઉપર સામાન્ય જનતાનો કાબુ ન હોઈ શકે એ સ્વાભાવિક છે. આવા ઉદ્દેશથી પ્રેરાઇ મુનિશ્રી માણેકમુનિજીએ જૈન સૂત્રોનું સરલ ગુજરાતી સાષામાં ભાષાન્તર કરીને સામાન્ય જનસમૂહ માટે ઉપયોગી વાચન પૂરૂં પાડયું છે, અને જન તેમજ જૈનેતર પ્રજાને જૈનાગમોનો પરિચય કરાવ્યો છે.

આવા મહાન્ જ્ઞાનકાર્યમાં રા. શેઠ દલીચંદ વીરચંદ ભાઇએ ઉદારરકમનો ફાળો આપીને આ ખાતાને કાયમી

બનાવ્યું છે. તેમની ઉદારવૃત્તિથી તેમના દાદાશ્રીના નામથી "શેઠ લખમાજી જીવણજી જૈન પુસ્તકોદ્ધાર ફંડ" હસ્તીમાં આવ્યું છે, અને તેવડે શ્રીમોહનલાલજી જૈન જ્ઞાનભંડાર તરફથી જૈન સૂત્રાગમોના સટીક ભાષાન્તરની પ્રસિદ્ધી માટે જોઈતી સવડ મળી ગઈ છે.

જૈનસાહિત્ય અને કેળવણીના કાર્યમાં રસ લેનારા ગૃહસ્થો ગણ્યાં ગાંઠયા હોઇ બીજાઓને પ્રોત્સાહન મળે એ હેતુથી અને શ્રી માણેકમૂનિજીની પ્રેરણાથી જૈન આલમને અને અન્ય વાચકોને શેઠ શ્રીના જીવનનો ટુંક પરિચય કરાવવો આવશ્યક જણાયો છે.

રા. દલીચંદભાઇ વીશાપોરવાડ જ્ઞાતીના જૈન છે, અને મારવાડમાં આવેલા શીરોઇ સ્ટેટના ઝારોલી ગામના વતની છે. તેમનો જન્મ સંવત ૧૯૪૩ ના અશાડ શુદી ૭ ને રોજ થયો હતો. તેઓશ્રી શેઠ લખમાજી જીવણજીના પૌત્ર અને પેઢીના વારસ છે. શેઠ લખમાજીએ પોતાની પાસેથી ટુંકી મુંડીમાંથી સારી જાહોજલાલી પ્રાપ્ત કરીને સુરતના જૈન સંઘના એક પ્રસિદ્ધ અને બાહોશ આગેવાન થવા ભાગ્યશાળી થયા હતા. તેમનાજ પ્રયાસથી કતારગામનું જૈન દહેરાસર તથા ધર્મશાળા લાખો રૂપિઆ ખર્ચીને બંધાવવામાં આવ્યાં, અને પોતે તેજ ખાતાના જીવનપર્યન્ત ટ્રસ્ટી અને વહીવટદાર તરીકે રહ્યા હતા, જે ટ્રસ્ટીપણુ હજી પણ વંશપરંપરા ચાલ્યું આવે છે, અને રા. દલીચંદભાઈ તે ભોગવે છે. શેઠ લખમાજીએ તેમની જીંદગી દરમ્યાન અનેક સખાવતો કી હતી,

તે ઉપરાંત તેમના મરણુ પ્રસંગે રૂા. ૨૫૦૦૦) ની ઉદાર સખાવત તેઓશ્રીએ અનેક ખાતાઓમાં જાહેર કરી હતી.

રા. દલીચંદભાઈ પણુ તેમના દાદાશ્રીની પેઠે જૈન કોમના કાર્યોમાં અગ્ર ભાગ લઇ રહ્યા છે. ચોર્યાશી તાલુકાના કપલેથા ગામમાં ગુજરાતી પાંચમી ચોપડી સુધીની સામાન્ય કેળવણી લીધા છતાં, અનેક સામાજીક અને ધાર્મિકકાર્યો ઉપરાંત ખાસ કરીને કેળવણીના કાર્યમાં અપ્રતિમ રસ લેછે, અને જૈનકોમ કેળવણીમાં કેવી રીતે આગળ વધે તે માટે હજારો રૂપિઆ ખર્ચવાને અને જીવન અર્પણુ કરવાને ઉત્સુક છે.

તેઓશ્રી સુરતના શ્રીજૈન વિદ્યાર્થી આશ્રમના કાયમી પ્રમુખ છે, અને તેમાં દરવર્ષે તન-મન અને ધનથી સારી મદદ આપી રહ્યા છે; સુરત લેડી વિલીંગ્ડન અશક્તાશ્રમના પણુ તેઓ પ્રમુખ છે. સમસ્ત હિન્દુસ્થાનની શેઠ આણુંદજી કલ્યાણુજીના નામથી ચાલતી મહાન્ પેઢીના તેઓશ્રી સુરત શહેર અને જીલ્લા તરફથી પ્રતિનિધિ છે; અને સુરતના શ્રી ધરમચંદ ઉદયચંદ જૈન જીર્ણોદ્ધારફંડના મેનેજીંગ ટ્રસ્ટી છે. આ ઉપરાંત અનેક દહેરાસરો, ઉપાશ્રયો અને પાઠશાળા વગેરેના ટ્રસ્ટી તરીકે કામ કરી રહ્યા છે.

આથી એમ સમજવાનું નથી કે ફક્ત જૈનધર્મનાં જ કાર્યોમાં તેઓશ્રી રસ લે છે, અને હાથ લંબાવે છે; પરંતુ અનેક સાર્વજનિક કાર્યોમાં તેઓ મુખ્ય ભાગ લઈ રહ્યા છે, જેનો દાખલો તેઓશ્રીના અશક્તાશ્રમના પ્રમુખ અને

શ્રી મહિલા વિદ્યાલયના મેમ્બર તરીકેની કારકીર્દિનો છે. રાષ્ટ્રીય કેળવણીફંડમાં પણ તેઓનો ઉદાર હિસ્સો છે. ગમે તે ફંડ હોય, કેળવણીને લગતું હોય, સમાજ કે ધર્મને લગતું હોય કે રાજકીય હોય,—સુરત માટેનું હોય કે હિન્દુસ્તાનના કોઇપણ ભાગ માટેનું હોય—તેમાં દરેકમાં તેમની મદદ તો ખરીજ. કોઈને પણ નિરાશ કરવાનું બનેજ નહિ.

સુરતના જૈનસંઘનો ઘણાં વર્ષોથી ચાલી આવતો ઝઘડો પતાવવામાં તેમનો મુખ્ય હિસ્સો હતો. જ્યારે મહારાજશ્રી આનંદસાગરજીને સુરતમાં આચાર્યપદવી આપવાની હતી, તે વખતે રા. દલીચંદભાઈના તેમજ તેમના કેટલાંક મિત્રોના સતત્ પ્રયાસથી સંઘનો ઝઘડો શાંત થવા પામ્યો હતો.

પ્રજામાં જે માન અને પ્રતિષ્ટા તેઓશ્રી ધરાવી રહ્યા છે, તેજ પ્રકારની પ્રતિષ્ટા સરકારમાં અને સરકારી–રાજદરબારી અમલદારોમાં તેઓ ધરાવી રહ્યા છે. જાહેર પ્રજાને યાદ છે કે કેટલોક સમય અગાઉ આબુના દેહેરાસરમાં યુરોપીયન ગૃહસ્થો બુટ પહેરીને દાખલ થવાની ધૃષ્ટતા કરતા હતા. તેનો પ્રતિબંધ કરવાને એજંટ ટુ. ધી. ગર્વનર જનરલની પાસે હિન્દુસ્તાનના પ્રતિષ્ઠિત ગૃહસ્થોનું ડેપ્યુટેશન ગયેલું, તેમાં શેઠ લાલભાઇ દલપતભાઇ, શેઠ ગુલાબચંદજી ઢઢ્ઢા વગેરે સાથે રા. દલીચંદભાઈ પણ હતા.

અને સહહું ગૃહસ્થોના પ્રયાસથીજ પ્રતિબંધ સફળ નીવડી શકયો હતો.

આથી આપણને સાફ માલુમ પડી આવે છે કે ગમે તેવી ઓછી કેળવણી હોવા છતાં શુભ સંસ્કારોને લઇને હરકોઈ મનુષ્ય ઈચ્છાશક્તિથી સામાજીકકાર્યમાં કેટલો બધો ફાળો આપી શકે છે !

રા. હલીચંદભાઇને પોતાના જીવનનો ટુંક પરિચય છપાવવાનો છે એવું માલુમ પડયાથી પોતે દીલગીર થયા હતા, અને તે બાબતમાં પોતાની નાપસંદગી બતાવી હતી. આથી તેમના તરફથી પુરતી માહિતી મળી શકી નથી. જે કાંઇ આજુબાજુ વગેરેથી વિગતો મળી આવી તે એકઠી કરીને સંક્ષિપ્ત વૃત્તાન્ત વાચક સમક્ષ રજુ કરવામાં આવ્યો છે, આથી ભૂલચૂકને માટે ક્ષમા માગવામાં આવે છે.

અંતમાં આપણે ઈચ્છીયે કે રા. હલીચંદભાઇ ભવિષ્યમાં અનેક ઉપયોગી સામાજીક કાર્યો કરી, પૈસાનો સદ્‌વ્યય કરી પોતાની કોમને દીપાવે; અને પ્રભુપ્રત્યે આપણી પ્રાર્થના છે કે તેમને દીર્ઘાયુ બક્ષે. અસ્તુ !

સંવત ૧૯૭૯ ની ચૈત્રી પૂર્ણિમા
તા. ૩૧-૩-૧૯૨૩,
સુરત.

હરિલાલ શિવલાલ શાહ-
બી. એ.

# શુદ્ધિપત્રક.

પૃષ્ટ ૪૧ મે સંબંધ અધુરો છે, તે ૪૫ મા પૃષ્ઠની લીટી એક મેળવી વાંચો. પૃષ્ટ ૪૪ નો સંબંધ અધુરો છે તે ૪૫ મા પૃષ્ટની બીજી લીટીથી વાંચો.

| પૃષ્ટ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪૯ | ૨ | છે. | છે. ઉપર |
| ૫૯ | ૧૭ | ૧૨ | ૮ |
| ૫૯ | ૨૧ | ન | ના |
| ૬૩ | ૩ | ू | तू |
| ,, | ૨૦ | તજ | તેજ |
| ૭૫ | ૧૮ | કાય | કાર્ય |
| ૭૬ | ૮ | े | द्दे |
| ૭૯ | ૩ | વાળી | વાળા |
| ૮૩ | ૨ | तु | त |
| ૮૫ | ૨૨ | ा | उठवा |
| ૯૦ | ૬ | २६ | ७६ |
| ૯૫ | ૧૧ | ध्न | ध्म |
| ૯૯ | ૧૧ | भ | भं |
| ૧૧૯ | ૧૦ | रु | पुरु |
| ૧૨૨ | ૨૦ | | કે જે |
| ૧૪૩ | ૧૨ | मो | धम्मो |
| ૧૫૮ | ૧૩ | सघा | सघा |
| ૨૦૧ | ૨૨ | ઘ | ઘુ |
| ૨૧૫ | ૧૯ | અ | આ |
| ૨૨૪ | ૨૧ | ज्ञ | ज्ञ |

કેટલીક જગ્યાએ રેફ માત્રા અનુસ્વાર વિગેરે ઉઠયા નથી તે વિચારીને વાંચવું.

---

શેઠ લખમાજી જીવણજી પુસ્તકોદ્ધારફંડ ગ્રંથાંક ૪ થો.

ॐ श्री वीतरागाय नमः

# સૂયગડાંગસૂત્ર.

## ભાગ ૨ જો.



ટાકરવાડા ગામમાં, મૌનએકાદશી સાર;
સૂયગડાંગસૂત્રે બીજો ભાગ થશે મનહાર. ૧
સજ્જન જન તે વાંચીને, કરશે ધર્મમાં પ્રીત;
વિરતિ પૂરણ પાળીને, સાધશે સિદ્ધિ રિદ્ધ. ૨
નરભવ નિર્મળ બોધને, શ્રદ્ધા શક્તિ હોય;
મોક્ષસુખ તે મેળવે, વિઘ્ન વિદારી સોય. ૩

## ત્રીજું ઉપસર્ગ અધ્યયન—

### પ્રથમ ઉદ્દેશ.

બીજું કહીને ત્રીજું અધ્યયન કહે છે. તેનો આ પ્રમાણે સંબંધ છે, પહેલામાં સ્વસમય પરસમયનું વર્ણન

કર્યું, અને પરસમયના દોષો તથા સ્વસમયના ગુણો બતાવી સ્વસમયમાં બોધ મેળવવા કહ્યું; તે પ્રતિબોધ પામેલા સાધુને દીક્ષા લીધા પછી કોઈ વખત અનુકુળ કે પ્રતિકુળ ઉપસર્ગો આવે, તે સમયે તેણે સમભાવે સહેવા, માટે આ અધ્યયન કહે છે. આ સંબંધે આવેલા આ અધ્યયનના ચાર અનુયોગદ્વારો થાય છે. તેમાં ઉપક્રમમાં રહેલ અર્થાધિકાર અધ્યયનનો તથા ઉદ્દેશાનો એમ બે ભેદ છે. તે અધ્યયનનો અર્થાધિકાર પહેલા અધ્યયનમાં 'संबुद्धस्सुवसग्गा' ગાથાથી કહ્યો છે, અને ઉદ્દેશાનો અર્થાધિકાર નિર્યુક્તિકાર સ્વયં આગળ કહેશે. નામનિષ્પન્ન નિક્ષેપામાં નિર્યુક્તિકાર કહે છે.

उवसग्गंमि य छक्कं, दव्वे चेयणमचेयणं दुविहं ।
आगंतुगो य पीलाकरे, य जो सो उवसग्गो ॥ नि.४५

નામસ્થાપના દ્રવ્ય ક્ષેત્ર કાળ અને ભાવ એમ છ પ્રકારે ઉપસર્ગના નિક્ષેપા છે, નામસ્થાપના સુગમ છે, તેથી દ્રવ્ય ઉપસર્ગ બતાવે છે. તેમાં દ્રવ્ય વિષયમાં ઉપસર્ગ બે પ્રકારે છે. એટલે ઉપસર્ગ કરનારૂં દ્રવ્ય ચેતનાવાળું કે અચેતન હોય તેમાં તિર્યંચ કે મનુષ્ય વિગેરે જીવતું પ્રાણી પોતાના અવયવવડે ઘાત કરે (મારે), તે સચિતદ્રવ્ય ઉપસર્ગ છે. અને લાકડા વિગેરેથી ઠોકર લાગે તે અચેતન ઉપસર્ગ છે.

તત્ત્વભેદ પર્યાયોવડે વ્યાખ્યા થાય છે, તે કહે છે. તેમાં ઉપસર્ગ ઉપતાપ છે, એટલે શરીરમાં પીડા કરવી તે

પર્યાયો છે. અને તેના ભેદો તિર્યંચ મનુષ્ય વિગેરે સંબંધી છે. અને નામસ્થાપના વિગેરે છે. અને તત્ત્વની વ્યાખ્યા તો નિર્યુક્તિકારજ પાછલી અડધી ગાથાવડે બતાવે છે.

અથવા હિંસ્યાદિ તે બીજા તરફથી જે પીડા થાય; તે આગતુક ઉપસર્ગ છે. અને તે દેહને અથવા સંયમને પીડા કરનારો છે. હવે ક્ષેત્રઉપસર્ગ કહે છે.

**खेत्तं बहूओघपयं, कालो एगंतदूसमादीओ ।**
**भावे कम्मब्भुदओ, सो दुविहो ओघुवक्कमिओ ॥४६ ॥**

જે ક્ષેત્રમાં સામાન્ય રીતે ૧૨ ચોર વિગેરે રહીને ઉપદ્રવ કરતા હોય, તે ક્ષેત્ર બહુ ઓઘપદ છે, અથવા બહુ ઓઘભયંનો પાઠ છે, એટલે જ્યાં ઘણાં ભયસ્થાન થતાં હોય તે લાઢ વિગેરે ક્ષેત્રો જાણવાં.

કાલ ઉપસર્ગ તે એકાંત દુખમઆરો વિગેરે છે, વિગેરેથી જે ક્ષેત્રમાં જે ગ્રીષ્મ વિગેરે કાળ દુઃખદાયી હોય તે જાણવો. ભાવઉપસર્ગ તે જ્ઞાનાવરણીયાદિ કર્મોનો ઉદય થાય તે છે. આ દ્રવ્ય ક્ષેત્ર કાળ અને ભાવના ઉપસર્ગો સામાન્યથી ઓઘ અને ઉપક્રમિક એમ બે ભેદે છે. તેમાં અશુભકર્મ પ્રકૃતિથી રોગ વિગેરે ઉદયમાં આવે તે 'ઓઘિક' ભાવ ઉપસર્ગ છે. અને ઔપક્રમિકં તો દંડ કશા શસ્ત્ર વિગેરેથી અસાતાવેદનીયનો ઉદય થતાં પીડા થાય તે છે. તેમાં પ્રથમ ઔપક્રમિકનું વર્ણન કરે છે.

**उवक्कमिओ संयमविग्घकरे तत्थुवक्कमे पगयं ॥**
**दव्वे चउव्विहो देवमणुयतिरियायसंवेत्तो ॥ ४७ ॥**

ઉપક્રમણ તે ઉપક્રમ-એટલે કર્મો જે ઉદયમાં ન આવ્યાં હોય, તે ઉદયમાં આવે તે છે. અને તે જે દ્રવ્યના ઉપયોગથી અથવા જે દ્રવ્યવડે અસાતાવેદનીય વિગેરે અશુભકર્મ ઉદીરણામાં આવે, અને જેના ઉદયથી કાયર પુરૂષને સંયમમાં વિઘાત થાય છે. એથી તે ઔપક્રમિક ઉપસર્ગ સંયમને વિઘાતકારી છે. અને અહીં યતિ (સાધુ) ઓને મોક્ષમાં જતાં સંયમ મોક્ષનું અંગ છે. તેમાં જે વિઘ્ન-કારી હેતુ છે તેનો અહીં અધિકાર છે, તે બતાવે છે. તેમાં ઓઘઉપક્રમિકમાં ફક્ત ઔપક્રમિકની જરૂર છે. તે દ્રવ્ય વિષય સંબંધી ચિંતવતાં ચાર પ્રકારે છે. (૧) દેવતાનો (૨) મનુષ્યનો. (૩) તિર્યંચનો (૪) અને આત્માના સંવેદનનો હવે તેનાજ ભેદો કહે છે.

**एक्केक्को य चउविहो अट्ठविहो वावि सोलसविहो वा ॥**
**घडण जयणा व तेसिं एत्तो वोच्छं अहि (ही)यारं(रा)नि.४८**

પૂર્વે કહેલા દિવ્યાદિ દરેક ચાર ભેદવાળા છે. તેમાં દેવતા હાસ્ય કે દ્વેષથી કરે, અથવા વિમર્શથી કે પૃથગ્ વિમાત્રાથી કરે, મનુષ્યો હાસ્ય દ્વેષ વિમર્શ કે કુશીલ સે-વનથી કરે; તીર્યંચના પણ ભયથી દ્વેષથી આહારથી કે અ-પત્યના સંરક્ષણ માટે કરે. આત્મસંવેદન પણ ઘટ્ટ નથી

લેશથી તે અંગૂલ (આંગળી) વિગેરે અવયવના સંલેશ (સ્પર્શ) રૂપ છે, તથા સ્તંભન કે પ્રપાતન (પડી જવાથી) એમ દરેક ચાર ભેદવાળા છે. અથવા વાતપિત્ત શ્લેષ્મથી તથા સંનિપાતથી એમ ચાર ભેદ છે. તથા તે દિવ્યાદિ દરેક અનુકુળ પ્રતિકુળ એમ ગણુતાં આઠ ભેદ થયા; અથવા દરેકના ચાર ચાર ભેદ ગણુતાં ૧૬ ભેદ કુલ થયા. તે ઉપ-સર્ગોનો જેમ ઘટના સંબંધ પ્રાપ્તિ અને પ્રાપ્ત થતાં સમ્યક્ પ્રકારે સહેવામાં યતના થાય છે, તે આ અધ્યયનમાં પછી કહેશે. ઉદ્દેશાનો અર્થાધિકાર કહે છે.

पढमंमि य पडिलोमा हुंती अणुलोमगा य बितियंमि ।
( बिइएणाईकया य अणुलोमा )
तइए अज्झत्तविसोहणं, च परवादिवयणं च ॥ ४९ ॥

પહેલા ઉદ્દેશામાં પ્રતિકુલ ઉપસર્ગનું વર્ણન છે, અને બીજામાં સગાંના કરેલા અનુકુળ ઉપસર્ગ છે. ત્રીજામાં આત્માનું વિષીદન તથા પરવાદિનું વચન છે.

उसरिसेहिं अहेउएहिं समयपडिएहिं णिउणेहि ।
सीलखलितपण्णवणा कया चउत्थंमि उद्देसे ॥ ५० ॥

ચોથા ઉદ્દેશામાં હેતુસદૃશ હેતુઆભાસ (ખોટા કુતર્કો) વડે અન્યદર્શનીઓ જૈનસાધુને બહેકાવે, અને તે શીલભંગ કરવા ચાહે તો તેમને નિપુણ હેતુઓવડે બોધ આપેલો છે. હવે સૂત્રાનુગમમાં અસ્ખલિતાદિ ગુણયુક્ત સુત્ર કહે છે.

सूरं मण्णइ अप्पाणं, जाव जेयं न पस्सती ।
जुज्झंतं दढधम्माणं, सिसुपालो व महारहं ।। सू. १ ।।

કોઈ લઘુપ્રકૃતિ (ઓછી બુદ્ધિવાળો) સંગ્રામમાં જતાં પોતાને બહાદૂર માને છે, પાણીવિનાના કોરાં વાદળાં માફક પોતાના આત્માની પ્રશંસામાં તત્પર બની ગાજે છે "કે મારા જેવો કોઈપણ લડવૈયો શત્રુના લશ્કરમાં નથી," આ પ્રમાણે જ્યાં સુધી સામેથી કોઈ ખુલ્લી તલવારે લડવાવાળો ન આવે ત્યાં સુધી બોલે છે; તેજ કહ્યું છે.

तावद्गजः प्रस्तुतदानगंडः करोत्यकालाम्बुदगर्जितानि ।
यावन्न सिंहस्य गुहास्थलीषु, लांगूलविस्फोटरवं श्रृणोति।।१।।

જ્યાંસુધી સિંહની ગુફામાંથી તેનું પૂછડું પછાડવાનો અવાજ ન સાંભળે, ત્યાંસુધી હાથીના કપાળમાંથી મદ ઝરે છે, અને તે અકાળે વરસાદ ગાજવા માફક ગાજે છે. આ બાબતમાં દૃષ્ટાંતવિના પ્રાયે લોકોને સમજાતું નથી, માટે તે ઉપર કથા કહે છે.

જેમ શિશુપાળ જે માદ્રીનો સુત હતો, તે વાસુદેવના દર્શન પહેલાં પોતાની બડાઈઓ હાંકતો હતો, તેણેજ જ્યારે શસ્ત્રો ચલાવતો શત્રુની સેનાને હરાવવામાં બહાદુર મહારથવાળા નારાયણ વાસુદેવને લડવા આવતો જોયો, કે પોતે બોલવામાં બહાદુર હતો છતાં ક્ષોભ પામી ગયો. તેજ પ્રમાણે બોલવામાં બહાદુર હોય તેથી કામ ન ચાલે, પણ

ચાલવામાં વર્ત્તવામાં બહાદુર હોય તેજ કામ કરી શકે છે. આ ટુંકામાં કહી તેનો ભાવાર્થ સમજવા કથા કહે છે.

वसुदेवसुसाए सुओ, दमघोषणराहिवेण मद्दोए ॥
जाओ चउब्भुओ,ऽब्भु[illegible]ओ कलहपत्तट्ठो ॥ १ ॥

વસુદેવની બેનનો પુત્ર અને દમઘોષ નૃપ અને માદ્રીથી ઉત્પન્ન થએલો ચાર ભુજાવાળો અદ્ભુત બળથી શોભિત કલહપ્રિય શિશુપાળ હતો ॥ ૧ ॥

दट्ठुण तओ जणणी, चउब्भुयं पुत्तमब्भुयमणग्घं ॥
भयहरिसविम्हयमुही, पुच्छइ णेमित्तियं सहसा ॥ २ ॥

આ પ્રમાણે ચાર ભુજાવાળા અદ્ભુત અનર્ઘ પુત્રને દેખીને માતા હર્ષખેદથી વિલખામુખવાળી કંપતી જોશીને પૂછવા લાગી.

णेमित्तिएण मुणिऊण साहियं तीइ हट्ठहिययाए ॥
जह एस तुज्झ(ब्भ)पुत्तो महाबलो दुज्जओ समरे ॥ ३ ॥

નિમિત્તિઆએ વિચારીને તેના હૃદયને હર્ષ થાય, તેવું કહ્યું, કે આ તારો પુત્ર લડાઈમાં દુર્જય મહાબળવાન થશે.

एयस्स य जं दट्ठूण होइ साभावियं भुयाजुयलं ।
होही तओ चिय भय सुतस्स ते णत्थि संदेहो ॥ ४ ॥

આ તારા પુત્રને જેના જોવાથી બે ભુજાઓ ફક્ત રહેશે, તેનાથી તારા પુત્રને અવશ્યે ભય થશે, એમાં જરાએ સંદેહ નથી.

सावि भयवेविरंगी पुत्तं दंसेइ जाव कण्हस्स ।
तावच्चिय तस्स ठियं पयइत्थं वरभुयाजुयलं ॥ ५ ॥

તે મા પણ ભયથી કંપતી જે વખતે કૃષ્ણને દેખાડે છે, કે તેજ વખતે તે પુત્રને સ્વભાવિક બે ભુજાઓ શ્રેષ્ટ રૂપવાળી બાકી રહી, (તેથી માતાને શક પડયો કે આ કૃષ્ણથી બાળકને ભય થશે)

तो कण्हस्स पिउच्छा पुत्तं पाडेइ पायपीढंमि ।
अवराहखामणत्थं सोवि सयं से खमिस्सामि ॥ ६ ॥

તેથી કૃષ્ણની ફઇએ પોતાના પુત્રને તેના પગમાં નમાડયો, તેથી તે કૃષ્ણે પણ કહ્યું કે હું તેના સો અપરાધ ક્ષમા કરીશ.

सिसुवालो वि हू जुव्वणमएण नारायणं असब्भोह ।
वयणेहिं भणइ सोविहू खमइ खमाए समत्थोवि ॥ ७ ॥

પણ શિશુપાળ જુવાન થતાં મદથી અસભ્ય વચનો વડે કૃષ્ણને ધમકાવવા લાગ્યો, છતાં પણ ક્ષમામાં સમર્થ હોવાથી કૃષ્ણે તેને ક્ષમા કરી.

अवराहसए पुण्णे वारिज्जंतो ण चिट्ठई जाहे ॥
कण्हेण तओ छिन्नं चक्केणं उत्तमंगं से ॥ ८ ॥

જ્યારે સો અપરાધ પૂરા થયા, ત્યારે કૃષ્ણે તેને રોકયો, છતાં પણ તે બોલતાં ન અટકયો, તેથી કૃષ્ણે તેનું માથું

સુદર્શન ચક્રવડે છેદી નાંખ્યું. આ કથા કહીને સર્વ લોકમાં પ્રસિદ્ધ ચાલુ દૃષ્ટાંત કહે છે.

पयाता सूरा रणसीसे, संगामंमि उवट्ठिते ॥
माया पुत्तं न याणाइ, जेएण परिविच्छए ॥ सू॰ २ ॥

જેમ શૂરા બનીને લડાઈના મોખરે શત્રુ તરફ જતાં શત્રુના સૈન્યના તલવારના ઘા આવતાં કે તીરો લાગતાં ભયથી સર્વત્ર આકુળ વ્યાકુળ થવાથી માતા કેડે રહેલા પુત્રને પણ ન જાણે, ત્યાં શૂર બનેલો સુભટ ચક્ર ભાલો કે તીરથી ઘાયેલ થઈ કોઇ ધબ થઈ નીચે પડે છે, અને કોઈ અલ્પ સત્વવાળો તો દીન બનીને પલાયન થઈ જાય છે; હવે તેના ઉપરથી બોધ આપે છે.

एवं सेहेवि अप्पुट्ठे, भिक्खायरियाअकोविए ।
सूरं मण्णति अप्पाणं, जाव लूहं न सेवए ॥ सू॰ ३ ॥

ઉપર કહ્યા પ્રમાણે પોતાને શૂર માનતો સિંહનાદ માફક ઉત્કૃષ્ટ ગાજતો કોઈ સુભટ સંગ્રામના મોખરે ઉભો રહેલો પાછળથી વાસુદેવ જેવો જીતનારો આવતાં લડતાં હારીને દીનતા ધારણ કરે છે, તે પ્રમાણે નવો દીક્ષિત પરિસહોથી ન ઘેરાતાં બોલે કે, દીક્ષામાં શું દુષ્કર છે? એમ ગાજતો અકોવિદ તે અજાણ્યો નવો સાધુ ગોચરીમાં કે બીજી જગ્યાએ જતાં સાધુના આચારમાં અજાણ હોવાથી પોતાના આત્માને શિશુપાળ માફક બહાદુર માનીને જ્યાંસુધી લુખો

સંયમ ન ફરશે અર્થાત્ અશુભકર્મ ઉદયમાં ન આવે, ત્યાં સુધી શુદ્ધ આચારનો અહંકાર કરે, પણ જ્યારે કષ્ટ આવે ત્યારે ઘણાએ વેષધારીને સાધુઓ ગુરૂ (બડોળ) કર્મીઓ તથા બડાઈ હાંકનારો ચારિત્ર મુકી દે છે.

जया हेमंतमासंमि, सीतं फुसइ सवंगं ॥
तत्थ मंदा विसीयंति, रज्जहीणा व खत्तिया ॥ ४ ॥

સંયમની લુખાશ બતાવે છે, હેમંત તે પોસ મહા માસમાં જ્યારે હેમના કણ પડે તેવા વાયુની ઠંડ લાગે, તેનો અતિ કઠોર સ્પશ અંગને લાગે, ત્યારે (ઓઢવા પાથરવાનું ઓછું મળતાં) કેટલાક જડ મંદબુદ્ધિવાળા સાધુઓ જેમ ક્ષત્રિઓ રાજ્ય ખોઇ બેસે ત્યારે રાંકડું મોઢું કરે છે, તેમ તે સાધુઓ દીનતા લાવે છે. હવે ઉષ્ણ પરિસહ કહે છે.

पुट्ठे गिम्हाहितावेणं, विमणे सुपिवासिए ॥
तत्थ मंदा विसीयंति, मच्छा अप्पोदए जहा ॥ ५ ॥

ઉનાળાના વૈશાખ જેઠ કે અસાડ માસના પ્રથમ ભાગમાં તાપથી તપેલો અને તરસથી રાતના વિલખો બનેલો ઉષ્ણ પરિસહથી હારીને દીનતા લાવે છે, એટલે જેમ માછલું થોડા પાણીમાં આમ તેમ ફરી ન શકવાથી મરણ પામે છે, અથવા તરફડે છે, તેમ તે મંદ સાધુ તાપ કે તરસથી તરફડી દીનતા લાવે છે. તેનો ભાવાર્થ આ છે કે,

ગીષ્મઋતુમાં પાણી સુકાઈ જતાં માછલાં તાપથી તરફડે છે, તેમ અલ્પસત્ત્વવાળા સાધુઓ ચારિત્ર લઇને પરસેવાના મેલથી ભીંજાયલો ગંધાતા શરીરથી અને બહાર વધારે તાપ પડતો હોવાથી કંટાળીને જલથી ભરેલા શીતળ આશ્રયો તથા ઠંડા પાણીના છંટકાવવાળા સ્થાનને તથા ચંદનના લેપ વિગેરે જે તાપમાં શાંતિ આપે તેવી વસ્તુઓને યાદ કરે છે, અને સાધુધર્મમાં તે ન સેવાય તેથી વ્યાકુલચિત્ત વાળા બનીને સંયમ અનુષ્ઠાનમાં ખેદ પામે છે. હવે યાચના પરિસહ બતાવે છે.

सदा दत्तेसणा दुक्खा, जायणा दुप्पणोल्लिया ॥
कम्मता दुब्भगा चेव, इच्चाहंसु पुढोजणा ॥ सू० ६ ॥

ઉત્પાદ વિગેરે ૪૨ દોષરહિત આહાર વિગેરે લેવાં, તથા આખી જીંદગી સુધી પારકાનું આપેલું લેવું, તેથી ક્ષુધા (ભૂખ) વિગેરેની પીડાથી પીડાયલો છે, વળી પારકા પાસે રોજ યાચવું તે માગવાનો પરિસહ અલ્પસત્ત્વવાળા જીવોથી દુઃખે સહાય છે, તે કહે છે.

खिज्जइ मुहलावण्णं, वाया घोलेइ कंठमज्झंमि ॥
कहकहकहेइ हिययं, देहिति परं भणंतस्स ॥ १ ॥

માગવા જતાં બીજાને કહેવું પડે કે હે ભાઈ બાઈ! આપો, આમ બોલતાં લજ્જાથી મુખનું લાવણ્ય ક્ષય પામે છે, બોલતાં જીભ કંઠમાં લથડે છે, હૃદય કંપથી થરથરે છે.

गतिभ्रंशो मुखे दैन्यं, गात्रस्वेदो विवर्णता ॥
मरणे यानि चिन्हानि, तानि चिन्हानि याचके ॥ १ ॥

મરણુ સમયે જીવને જે ચિન્હો થાય છે, તે બીજા પાસે માગવા જતાં ગતિને ભ્રંશ થાય, મુખે દીનતા આવે, શરીરે પરસેવો થાય, રંગ ફીકો પડી જાય વિગેરે યાચકને ચિન્હો થાય છે. આ પ્રમાણે દુઃખે કરીને ત્યજાય તેવો યાચના પરિસહ જીતીને અભિમાન દૂર કરીને મહા સત્ત્વ વાળા ઉત્તમ સાધુઓ જ્ઞાનાદિની વૃદ્ધિને માટે મહાપુરૂષે.એ સેવેલા ચારિત્રના માર્ગે ચાલે છે; ૬ ઠી ગાથાના પાછલા બે પદમાં આક્રોશ પરિસહ બતાવે છે. પૃથગ્જન તે અનાર્ય જેવા મનુષ્યો સાધુના ઉત્તમ અંદર રહેલા ગુણોને વિસરી આ પ્રમાણે સાધુની નિંદાનાં વચને બોલે છે, કે આ સાધુઓ પરસેવાના ગેલથી નહાયાબિના ગંદા છે, માથામાં લોચ કરેલા મુંડીયા છે, ક્ષુધા વિગેરે વેદનાથી પીડાયલા છે, તે-ઓએ પૂર્વે પાપ કર્યાં છે, તેથી આવાં દુઃખો ભોગવે છે! અથવા સંસારમાં ખેતી વિગેરે કર્મ કરી થાકી કાયર બનીને સાધુ બની ગયા છે! તથા એ દુર્ભાગીઓને પુત્ર સ્ત્રી વિગેરે-એ ઘરમાંથી કાઢી મુકેલા નિરાધાર હોવાથી સાધુ બની ગયા છે! (અથવા ઘરમાં કંઇ આધાર ન હોવાથી ખાવા માટે બાવા બની ગયા છે!)

एते सद्दे अचायंता, गामेसु णगरेसु वा ॥
तत्थ मंदा विसीयंति, संगामंमिव भीरुया ॥ सू० ७ ॥

ઉપર બતાવેલા આક્રોશ (અનુચિત) શબ્દોને સાંભળીને તથા કોઇએ ખોટાં આળ મુકી 'ચોર' કે રાજનો કે બીજાનો છૂપોચર અથવા દુરાચારનું નપુંસકનું કલંક મુકતાં તે સહન ન કરવાથી ગામમાં કે નગરમાં અથવા માર્ગમાં વિચરતાં એવા આક્રોશ થતાં મંદસત્ત્વવાળા મૂર્ખ સાધુઓ દીન મન કરી પીડાય છે, અથવા લડાઈ કરે છે, અથવા સંયમથી ભ્રષ્ટ થાય છે. જેમકે લડાઇમાં ગયેલા કાયર પુરૂષો શત્રુના ચક્ર ભાલા તલવાર શક્તિ તીરથી વ્યાકુળ તથા પટહ શંખ ઝલ્લરીના નાદથી ગંભીર યુદ્ધમાં હતાશ થએલા પોતાનું પુરૂષાર્થ ત્યજીને અપજશનો ડાઘ લઇને ભાગે છે; તે પ્રમાણે આક્રોશાદિ શબ્દ સાંભળીને બીકણ સાધુઓ સંયમમાં ખેદ માને છે. હવે વધ પરીસહ કહે છે.

अप्पेगे खुधियं भिक्खुं, सुणी डंसति लूसए।
तत्थ मंदा विसीयंति, तेउपुट्ठा व पाणिणो ॥ ८ ॥

કોઇ વખત ભુખ્યા સાધુને ગોચરીમાં ફરતાં ક્રૂર કૂતરો કરડે છે, અને સાધુના અંગને કરડવાથી ખંડિત કરે છે, તેવી રીતે કોઈપણ જાનવરે કરડતાં અલ્પસત્ત્વવાળો સાધુ સંયમમાં ખેદ પામે છે, જેમ અગ્નિથી બળેલા માણસો વેદનાથી પીડાયેલા ગાત્ર સંકોચે છે, અને બરાડા પાડે છે, તેમ સાધુ પણ ક્રૂર પ્રાણીથી કરડાતાં હારીને સંજમથી ભ્રષ્ટ થાય છે. કારણકે તેવાં ક્રૂર પ્રાણી કે દુષ્ટ માણસો જે ગામમાં

કાંટા રૂપે રહેલા છે, તેનો માર કે દુઃખ સહેવું ઘણું દુર્લભ છે. ફરીથી પણ તેજ કહે છે.

**अप्पेगे पडिभासंति, पडिपंथियमागता,**
**पडियारगता एते जे एते एव जीविणो ॥ ९ ॥**

કેટલાક ધર્મહીન અપુણ્યવાન જીવો સાધુધર્મના નિંદકો રસ્તામાં મળતાં સાધુને દેખીને આ પ્રમાણે બોલે છે, કે આ સાધુઓએ પૂર્વે અશુભ આચર્યું છે કે તેનાં ફળ હમણાં ભોગવે છે, તેથી ઘર ઘર ભીખ માગે છે, અંત પ્રાંત લુખું સુકું ખાનારા કોઇને દાન ન આપનારા માથે લોચ કરીને સર્વ ભોગ સુખથી રહિત (નિભાગીઓ) દુઃખેથી જીવે છે. ॥ ૯ ॥

**अप्पेगे वइ जुंजंति, नगिणा पिंडोलगाहमा ॥**
**मुंडा कंडूविणट्ठंगा, उज्जल्ला असमाहिता ॥ १० ॥**

કેટલાક કુગતિમાં જવાની ઇચ્છાવાળા અનાર્યો આ પ્રમાણે બોલે છે, કે આ જિનકલ્પિ વિગેરે મુનિઓ નાગા છે, તથા પિંડોલગ તે પરના ભોજનને માગનારા બોજારૂપ અધમો છે, મેલથી મલિન છે, માથું મુંડાવેલા છે, તથા ખરજ આવતાં ખણુવા (લુખસ)થી શરીરપર રેખા પડતાં અથવા ખંડિત અંગથી વિરૂપ શરીરવાળા અથવા રોગની દવા ન કરવાથી સનત્કુમાર માફક કોઢથી ખંડિત હોય, પરસેવો સુકાવાથી મેલા તથા અસમાહિત તે અશોભન

શરીરવાળા નિંદનીય બીભત્સ દુષ્ટો બીજા સારા ગૃહસ્થ માણસોને (શહેરમાં ફરીને) અસમાધિ ઉત્પન્ન કરે છે! હવે તેવું સાધુને કડવું વચન કહેનારને ભવિષ્યમાં શું ફળ ભોગવવું પડશે, તે કહે છે.

**एवं विप्पडिवन्नेगे, अप्पणा उ अजाणया ॥**
**तमाओ ते तमं जंति, मंदा मोहेण पाउडा ॥ ११ ॥**

ઉપર કહ્યા પ્રમાણે તે પુણ્યહીન પુરૂષો સાધુના શ્રેષ્ટ માર્ગના નિંદકો પોતે અજ્ઞાન છતાં (તુ શબ્દથી) બીજા વિવેકી પુરૂષનું પણ કહ્યું ન માનતાં તમસઃ તે અજ્ઞાનતાથી ઉત્કૃષ્ટ તમઃ અંધકારરૂપ અજ્ઞાનને પામે છે. અથવા નીચેથી નીચે સાતમી નારકીની ગતિમાં જાય છે. કારણકે મંદપુરૂષો જ્ઞાન આવરણીય કર્મથી અવષ્ટબ્ધ (વકજડ) તથા મિથ્યાદર્શનરૂપ મોહથી સુકૃતથી વિમુખ થએલા ખિંગ (          ) પ્રાયે બનેલા સાધુના દ્વેષી બનેલા કુગતિમાં જનારા છે. તેજ કહ્યું છે.

**एकं हि चक्षुरमलं सहजो विवेकस्तद्वद्भिरेव सह संवसति द्वितीयम्।**
**एतद् द्वयं भुवि न यस्य स तत्त्वतोन्धस्तस्योपमार्गचलने खलु कोपराधः ॥ १ ॥**

કોઈને સ્વભાવિક નિર્મળ ચક્ષુ જેવો વિવેક હોય છે, અને તેવા ગુણજ્ઞ પુરૂષોથી સંગતિરૂપ બીજું ચક્ષુ છે. આ એ ચક્ષુ જેને નથી, તેવો જમીન ઉપર રહેલો કોઈ ખરી

રીતે અંધો હોય, તે અવળે માર્ગે ચાલે તેમાં તેનો શું દોષ છે? ॥૧૧॥

હવે દંશ મશક ડાંસ મચ્છરનો પરિસહ બતાવે છે.

**पुट्ठो य दंसमसएहिं, तणफासमचाइया ।**
**न मे दिट्ठे परे लोए, जइ परं मरणं सिया ॥ १२ ॥**

કોઇ સ્થળે એટલે સિંધુ તામ્રલિપ્ત કોંકણ વિગેરે જળથી શરદીવાળા દેશમાં અધિક ડાંસ મચ્છર હોય છે. ત્યાં કોઈ વખત સાધુ વિહાર કરતાં ડાંસ મચ્છરથી કરડાતાં તથા નિષ્કિંચન હોવાથી ઘાસમાં સુતાં કાંટાવાળા ઘાસના કઠોર સ્પર્શથી પીડાઇને તે સાધુ એમ ચિંતવે, કે પરલોકના લાભ માટે આ દુઃખોવાળાં ચારિત્રનાં અનુષ્ઠાનો કરીએ છીએ, પણ તે પરલોક મેં પ્રત્યક્ષ દેખ્યો નથી. કારણ કે તે પ્રત્યક્ષ નથી. તેમ અનુમાન વિગેરેથી પણ દેખાતો નથી, એથી આવાં દુઃખો સહન કરતાં કદી મારૂં મરણ થશે તો પરલોકમાં મને બીજું કશું ફળ નથી. ॥ ૧૫ ॥

**संतत्ता केसलोएणं, बंभचेर पराइया ॥**
**तत्थ मंदा विसीयंति, मच्छा विद्धा व केयणे ॥ १३ ॥**

કેશના લોચથી બધી બાજુથી તપેલા એટલે કોઇનું માથું કાચું હોય અને લોચ કરનાર ભૂલી જાય તો વાળનો જથો ઉપાડતાં લોહી નીકળે તો ઘણી પીડા થાય છે. તેથી અલ્પ ધૈર્યવાળા ખેદ પામે છે. તેજ પ્રમાણે બ્રહ્મચર્ય તે

સ્ત્રીસંગથી વિમુખ રહેવાથી ગભરાઇ જાય છે. એટલે કાંતો લોચથી કે પુરી જુવાનીમાં કામાગ્નિથી બળતાં બ્રહ્મચર્ય પાળવામાં કેટલાક ખેદ પામે છે, અને સંયમઅનુષ્ઠાનમાં શિથીલ થાય છે, અથવા સંયમને મુકી દે છે. જેમ જાળમાં પકડાયલાં માછલાં જીવિતથી મુકાય છે, તેમ તે રાંકડા સાધુ બધાને પીડનાર કામથી હારીને સંયમ જીવિતથી ભ્રષ્ટ થાય છે.

आयदंडसमायारे, मिच्छासंठियभावणा ॥
हरिसप्पओसमावन्ना, केई लूसंतिऽनारिया ॥ १४ ॥

વળી આત્મા જેના વડે દંડાય, અર્થાત્ હિતથી ભ્રષ્ટ થાય, તે આત્મદંડ છે, તે આત્મદંડજ જે અનાર્યોના અનુષ્ઠાન છે, તથા મિથ્યા તે વિપરીત આગ્રહમાં આરૂઢ છે, અને અંતઃકરણની ભાવના પણ તેવી હોવાથી કદાગ્રહી છે. અર્થાત્ જેમનાં વિવેક ચક્ષુ મિથ્યાત્વથી હણાઈ ગયેલાં છે. તથા હર્ષદ્વેષથી યુક્ત એટલે રાગદ્વેષથી આકુળ છે, તે એવા હોવાથી અનાર્યો છે, તેઓ સદાચારી સાધુને ક્રીડાથી કે દ્વેષથી ક્રૂર કર્મ કરીને એટલે દંડા વિગેરેથી મારે છે, અથવા કડવાં વચન કહીને સંતાપે છે, તેજ બતાવે છે.

अप्पेगे पलियंते सिं, चारो चोरोत्ति सुव्वयं ॥
बंधंति भिक्खुयं बाला, कसायवयणेहि य ॥ सू० १५ ॥

પૂર્વે કહેલા અનાર્યો આત્માનું અહિત કરનાર મિ-

ધ્યાત્વથી હણાયેલ બુદ્ધિવાળા રાગદ્વેષથી ડૂબેલા અનાર્ય દેશમાં આવતા સાધુને કહે કે, આતો શત્રુ તરફથી ખબર કાઢવા આવેલો છૂપો જાસુસ છે, અથવા વેષ પલટેલો ચોર છે, એમ માનીને સારા સાધુને પણ પીડે છે, તે કહે છે, દોરડા વિગેરેથી બાંધે છે, અને બાળ અજ્ઞાનીઓ સારા ખોટાના વિચારથી શૂન્ય બનીને ક્રોધથી પ્રધાન કટુ ( કર્કશ ) વચનોથી સારા સાધુનો પણ તિરસ્કાર કરે છે.

**तत्थ दंडेण संवीते, मुट्ठिणा अदु फलेण वा ॥**

**नातीणं सरती बाले, इत्थी वा कुद्ध गामिणी ॥सू०१६॥**

વળી તે અનાર્ય દેશમાં આવેલા સાધુને દંડથી અથવા મુઠ્ઠીથી ઠોકે છે, અથવા બીજોરા વિગેરે ફળથી અથવા તલવારથી કે બીજા હથીઆરથી કદર્થના કરે છે, તે સમયે બાળ તે ચારિત્રમાં અશ્રદ્ધાવાળો અજ્ઞાન સાધુ પોતાનાં વહાલાંને યાદ કરે છે, કે જો અહીં મારાં કોઈ સગાંવહાલાં હોત, તો આવી પીડા ન પામત! તેનું દૃષ્ટાંત કહે છે. જેમ કોઈ સ્ત્રી ક્રોધથી ઘરથી નીકળી ગયેલી નિરાધાર બનીને માર્ગે આવતાં માંસની પેશી માફક સૌ દુષ્ટોને વહાલી લાગતી હોવાથી ચોર વિગેરેથી પીડાતાં પોતાનાં સગાંને યાદ કરે છે, તેમ આ કાયર સાધુ પણ સગાંને યાદ કરે છે.

**एते भो! कसिणा फासा, फरुसा दुरंहियासया ॥**

**हत्थी वा सरसंविचा!, कीवा वस गया गिहं ॥१७॥**

**त्तिबेमि इतितृतीयाध्ययनस्यप्रथमोद्देशकः समाप्तः ॥गा.ग्रं.१९१॥**

હવે સમાપ્ત કરતાં કહે છે. કે હે શિષ્ય ! કે આ ઉદ્દેશામાં પહેલેથી કહેલા છેવટ સુધી દંશમશક (ડાંસ મચ્છર) વિગેરે પીડા આપવાથી પરિસહો છે, તેજ ઉપસર્ગો છે, અને પ્રાયે સંપૂર્ણ ફરશે છે, તથા ઉપર કહેલા અનાર્યોથી કરાયલા ઉપદ્રવો પીડાકારી હોવાથી અલ્પસત્ત્વવાળા કાયર સાધુથી દુઃખેથી સહાય છે, અને કેટલાકથી તે ન સહન થવાથી પુણ્યહીન કેટલાક સાધુઓ કાળો ડાઘ કર્મમાં લખાવીને રણના મોખરે તીરોના મારથી આકુળ બનીને જેમ હાથી ભાગે છે, તેમ તે નિર્બળ સાધુઓ પરવશ બનીને બહોળ કર્મી સાધુઓ પાછા ગૃહસ્થ બને છે, આવું જિનેશ્વર પાસે સાંભળીને હું કહું છું. ॥૧૭॥

ઉપસર્ગ પરિજ્ઞાનો પહેલો ઉદ્દેશ સમાપ્ત થયો.



પહેલો કહીને બીજો ઉદ્દેશો કહે છે. તેનો આ પ્રમાણે સંબંધ છે. કે આ ઉપસર્ગ પરિજ્ઞા અધ્યયનમાં ઉપસર્ગોનું વર્ણન કરવાનું છે, તે અનુકુળ અને પ્રતિકુલ એમ બે ભેદ છે, તેમાં પ્રથમના ઉદ્દેશામાં પ્રતિકુળ કહી બતાવ્યા, અને આ બીજામાં અનુકુળ ઉપસર્ગો કહેશે. આ સંબંધે આવેલા ઉદ્દેશાનું આ પ્રથમ સૂત્ર છે.

**अहिमे सुहुमा संगा, भिक्खुणं जे दुरुत्तरा ।**
**जत्थ एगे विसीयंति, ण चयंति जवित्तए ॥ सू० १ ॥**

'अह' હવે પ્રતિકૂળ ઉપસર્ગ કહીને સાથેજ આંતરા વિના અનુકૂળ ઉપસર્ગો કહે છે. इमे–(તે હમણાંજ કહી બતાવેલા હોવાથી इदम् सर्व નામ લીધું છે.) એટલે હવે કહેવાતા અનુકૂળ ઉપસર્ગો સૂક્ષ્મ છે, કારણકે તે પ્રાયે ચિત્તમાંજ વિકાર કરવાથી અંદર રહેલા છે, પણ જેમ પ્રતિકુલ ઉપસર્ગ તો શરીરને પીડાકારી પ્રાયે હોવાથી બાદર છે. તેમ આ નથી, તે કહે છે, કે સંગ તે માતાપિતા વિગેરેનો સગપણનો સંબંધ છે, કે જે સંગ સાધુઓને પણ છોડવો મુશ્કેલ છે. કારણ કે પ્રાયે જીવિતનો નાશ કરે તેવા પ્રતિકૂળ ઉપસર્ગો આવતાં મધ્યસ્થતા રાખવી મહા પુરૂષોથી શકય છે, પણ અનુકૂળ ઉપસર્ગો તો તેવા મહાન્ સાધુને પણ ધર્મથી પાડી નાંખે છે, માટે તે દુરૂત્તર (મુશ્કેલ)છે. આવા ઉપસર્ગો આવતાં કેટલાક અલ્પસત્ત્વવાળા ચારિત્રનાં અનુષ્ઠાન (પડિલેહણ વિહાર)માં શીતલ વિહારી બને છે. (શહેરોમાં) અનુકૂળ મકાન ગોચરી કે ભક્તિ જોઇ પોતાના મઠ જેવા ઉપાશ્રય બનાવી બેઠેલા હાલ પણ તેવા નજરે પડે છે, અને ચૈત્યવાસી પણ પૂર્વે તેવાજ હતા) અને કેટલાક તો વધારે ઢીલા થઈ સંયમથી ભ્રષ્ટ થાય છે. પણ તેવા સગાંના કે ભકતોના પ્રેમી પોતાના આત્માને સંયમ અનુષ્ઠાનમાં યોગ્ય રીતે જોડવાને સમર્થ થતા નથી. ॥૧॥

હવે તે સૂક્ષ્મ સંગોને બતાવે છે.

अप्पेगे नायओ दिस्स, रोयंति परिवारिया ।
पोस णे ताय ! पुट्ठोऽसि, कस्स ताय ! जहासिणे ? ॥सू.२॥

(આપિ સંભાવનાના અર્થમાં છે) કે જ્ઞાતિ તે માતા વિગેરે સગાં કોઇ દીક્ષા લેતાને કે દીક્ષા લીધેલાને મળતાં તેને વીંટીને રૂએ છે, અને રોતાં દીનવચનો બોલે છે, કે અમે તને બાલપણથી પોસ્યો હતો કે વૃદ્ધાવસ્થામાં તું અમારી ચાકરી કરીશ, તે સમજીને હવે પણ તું અમારૂં પોષણ કર! અથવા શા કારણે કે કોના દબાણથી તું અમને છોડીને ચાલ્યો જાય છે ? કારણકે તારા વિના અમને હમણાં બીજો કોઇ રક્ષક નથી ! ॥ ૨૦ ॥ વળી.

पिया ते थेरओ तात !, ससा ते खुड्डिया इमा ।
भायरो ते सगा तात!, सोयरा किं जहासि णे? ॥सू. ३॥

હે વહાલા ! હે પુત્ર ! જો આ તારો પિતા સો વરસને ઉલંઘેલો વૃદ્ધ છે, જો આ તારી બેન જેને તું નજરે દેખે છે તે આ અપ્રાપ્ત યૌવનવાળી નાની કુમારીકા છે ! જો એક ઉદરમાં જન્મેલા આ તારા સગાભાઇઓ છે ! આવું તારૂં કુટુંબ છતાં શા માટે અમને છોડે છે ?

मायरं पियरं पोस, एवं लोगो भविस्सति ।
एवं खु लोइयं ताय, जे पालंति य मायरं॥ सू. ४

આ જન્મ આપનારી તારી માતા છે. આ તારો બાપ છે ! તેનું ભરણ પોષણ કર ! એમ કરવાથીજ તારૂં અહીં

તથા પરલોકમાં ભલું થશે! હે ભાઇ! આજ લોકે આચરેલું છે, આજ લૌકિકમાર્ગ છે, કે વૃદ્ધ માતાપિતાનુ પાલન કરવું. તેજ કહેલું છે.

गुरवो यत्र पूज्यन्ते, यत्र धान्यं सुसंस्कृतम् ।
अदन्तकलहो यत्र, तत्र शक्र ! वसाम्यहम् ॥ १ ॥

જ્યાં વડીલો (ગુરૂ) પૂજાય છે, જ્યાં ધાન્ય દેખીને રાંધીને ખવાય છે, જ્યાં કલહ દાંતના ખડખડાટવાળો નથી ત્યાં હે શક્ર! હું વસું છું.

उत्तरा महुरुल्लावा, पुत्ता ते तात ! खुड्डया ।
भारिया ते णवा तात !, मा सा अन्नं जणं गमे ॥ ५ ॥

ઉત્તર તે પ્રધાન (શ્રેષ્ટ) અનુક્રમે મધુર ઉલ્લાપ (કોમળ વચનો) બોલનારા આ તારા નાના પુત્રો છે! જો આ તારી નવયૌવના ભાર્યા છે! હે દીકરા! તેને આવી નાની ઉમરમાં છોડીશ તો વખતે ઉન્માર્ગે ચાલનારી થશે! આ તારો લોકમાં અપવાદ થશે!

एहि ताय! घरं जामो, मा य कम्मे सहा वयं ।
बितियंपि ताय ! पासामो, जासु तात्र सयं गिहं ॥ ६॥

હે દીકરા! અમે જાણીએ છીએ! કે તું કર્મ (મહેનત)થી ડરેલો છે! છતાં ચાલ! આપણે ઘેર જઈએ, હમણાં તું કંઈ પણ મહેનત ન કરતો! અને પછી પણ તારે કામ પડશે, ત્યારે અમે તને સહાય થઈશું, તારા કામમાં

મદદ કરશું, એકવારમાંજ તું ઘરના કામથી કંટાળી ભાગી ગયો ! માટે બીજીવાર અમે તને જોઈશું, અને તને બનતી મદદ કરીશું, માટે ચાલ, આપણે ઘેર જઇએ, દીકરા, એટલું અમારૂ કહ્યું કર! ॥ ૬ ॥

गंतुं ताय! पुणो गच्छे, ण तेणासमणो सिया ।
अकामगं परिक्कमं, को ते वारेउमरिहति? ॥ सू. ७ ॥

હે દીકરા ! કદી તું તેમ ન ઇચ્છતો હોય તો એક વાર ઘેર આવી સગાંવહાલાંને મળીને પાછો આવતો રહેજે! અને એટલીવાર ઘેર આવવા માત્રથી તું અશ્રમણ (ગૃહસ્થ) નહીં થઇ જાય, અને તું ઘરનું કામ કરવા ઈચ્છતો નથી, તો તને તારા ઇચ્છિત ધર્મનું કામ કરવામાં રોકવા કોણ શક્તિવાન થશે! અથવા અકામગતે વૃદ્ધાવસ્થામાં કામ વ્યાપારથી નિવૃત થએલાને સંયમ અનુષ્ઠાનમાં ઉદ્યમ કરતાં યોગ્ય અવસરે કોણ તને રોકવાનું છે!

जं किंचि अणगं तात!, तंपि सव्वं समीकतं ।
हिरण्णं ववहाराइ, तंपि दाहामु ते वयं ॥ सू. ८ ॥

વળી હે દીકરા! તેં જે (વિનાવિચારે) દેવું કર્યું છે, તે બધાને અમે સરખે ભાગે વહેંચી લીધું છે, અથવા ઉત્કટ દેવું હતું, તે થોડે થોડે આપવાનું કહી માંડી વાળ્યું છે, વળી જે ઘરમાં ધન વિગેરે હતું, તે બધું વ્યાપારમાં લીધું છે, (આદિ શબ્દથી) તથા બીજે પ્રકારે જેમ તને

ઉપયોગમાં આવશે, તેમ અમે તને દ્રવ્ય વિગેરે આપશું, માટે "હું નિર્ધન છું" એવો ભય પણ તારે ન રાખવો. ॥૮॥ ઉપસંહાર માટે કહે છે.

इच्चेव णं सुसेहंति, कालुणीयसमुट्ठिया ।
विबद्धो नाइसंगेहिं, ततोऽगारं पहावइ ॥ सू ९ ॥

(ણં વાક્યની શોભા માટે છે) ઉપર બતાવેલ રીતિએ માતા પિતા વિગેરે કરૂણાર્દ્ર વચનો વડે કરૂણા ઉત્પન્ન કરતાં અથવા તેઓ દીન બની ઉભા રહેતાં તે દીક્ષા લીધેલા સાધુને બરોબર શીખવે છે; અને ધર્મમાંથી ઢીલો બનાવે છે, તે અપરિણુત ધર્મવાળો હોવાથી અલ્પધૈર્યના લીધે અશુભ બહોળા કર્મને લીધે જ્ઞાતિ સગાંથી એટલે માતા-પિતા વિગેરેથી મોહિત થએલો ઘર તરફ દોડે છે. અર્થાત્ દીક્ષા મુકી ગૃહસ્થ બને છે. ॥ ૯ ॥

जहारुक्खं वणे जायं, मालुया पडिबंधई ।
एव णं पडिबंधंति, णातओ असमाहिणा ॥ सू. १० ॥

જેમ વૃક્ષ અટવીમાં ઉત્પન્ન થયું હોય તેને વેલડીઓ વીંટે છે, તેમ તે સગાં સાધુને અસમાધિ વડે બાંધે છે. અર્થાત્ તે સગા એવી રીતે કહે છે, કે જેથી તે સાધુને અસમાધિ થાય છે. તેજ કહ્યું છે.

अमित्तो मित्तवेरेण, कंठे घेत्तुण रोयइ ।
मा मित्ता! सोग्गइं जाहि, दोवि गच्छामु दुग्गइं ॥ १ ॥

અમિત્ર (શત્રુ) પોતે મિત્રના વેષમાં સગાં આવીને સાધુના કંઠે બાઝીને રડે છે, અને કહે છે કે હે મિત્ર! તું સુગતિમાં ન જા! આપણે બંને સાથે દુર્ગતિમાં જઇએ! ॥ ૧૦ ॥ વળી.

**विबद्धो नातिसंगेहिं, हत्थीवावी नवग्गहे ।**
**पिट्ठतो परिसप्पंति सुयगोव्व अदूरए ॥ ११ ॥**

ઉપર પ્રમાણે જ્ઞાતિ સગાંથી બંધાયલાને તેનાં માતા પિતા સ્ત્રી વિગેરે તેના મનને અનુકૂળ વર્ત્તીને તેને અધૈર્ય ઉપજાવે છે. જેમ નવા હાથીને પકડતાં તેને ધૈર્ય આપવા (હોસલાવવા) માટે શેરડીના કડકા વિગેરે નાંખે છે, તેમ આ સાધુને અનુકૂળ કહીને અથવા ઉપાય કરીને લલચાવે છે. બીજું દૃષ્ટાંત આપે છે, જેમ નવા વીયાએલી ગાય પોતાના નવા જન્મેલા બાળકને સાથે રાખી પાછળથી ખસે છે. (એટલે તેના વાછરડાને ઉંચકી લે તો તેના પછવાડે જાય છે) તેમ આ દીક્ષા લીધેલાને ભ્રષ્ટ કરવા નવા જન્મેલા માફક માનીને તેના પછવાડે પડે છે, (તેથી લલચાઇ તે સાધુ ગૃહસ્થ બને છે) સંગદોષ બતાવવા કહે છે.

**एते संगा मणूसाणं, पाताला व अतारिमा ।**
**कीवा जत्थ य किस्संति, नाइसंगेहिं मुच्छिया ॥ सू.१२ ॥**

ઉપર બતાવેલા સગાંઓ કર્મ ઉપાદાનના હેતુઓ હો-વાથી દીક્ષા લીધેલા મનુષ્યોને પાતાલ તે સમુદ્ર માફક

જેનું તળીયું ન દેખાય, તેમ હોવાથી અતારિમ દુસ્તર છે. તેમ સગાંનો મોહ છોડવો અલ્પ સત્ત્વવાળાને ઘણો કઠણુ છે, જેમાં કાયર સાધુઓ અસમર્થ બનીને ક્લેશ પામે છે, અર્થાત્ પાછા સંસારમાં પડે છે.

પ્ર૦–કેવા બનીને ?

ઉ૦–પુત્રાદિ સંબંધથી ગૃદ્ધ બનીને સંસારમાં પાછા જતાં ભવિષ્યમાં શું કષ્ટ ભોગવવાં પડશે, તેનો વિચાર પતિત સાધુઓ કરતા નથી ! ॥ ૧૨ ॥ વળી.

**तं च भिक्खु परिन्नाय, सव्वे संगा महासवा ।**
**जीवियं नावकंखिज्जा, सोच्चा धम्ममणुत्तरं ॥ १३ ॥**

ઉત્તમ સાધુએ આ સગાંનો સંગ સંસારનો એક હેતુ જાણીને એટલે જ્ઞપરિજ્ઞાવડે બુદ્ધિથી આલોચના કરીને તે પ્રત્યાખ્યાન (પચ્ચખ્ખાણુ) કરીને મોહ છોડે.

પ્ર૦–શા માટે ?

ઉ૦–કારણકે સર્વે–તે જેટલા સંગો સંસારમાં છે તે બધાએ મહાશ્રવ તે કર્મનાં મોટાં આશ્રવદ્વારો છે. માટે ઉત્તમ સાધુ અનુકૂલ ઉપસર્ગો આવતાં અસંયમ જીવિત તે ઘરમાં વસવાના ફાંસાને ઈચ્છે નહિ; તેમ પ્રતિકૂળ ઉપસર્ગ આવતાં જીવિતનો અભિલાષી ન થાય, એટલે કંટાળીને અનુચિત કરીને જીવવું વાંછે નહિ.

પ્ર૦–શું કરીને ?

ઉ૦—શ્રુત ચારિત્રરૂપ ધર્મ સાંભળીને, કારણ કે તે શ્રતચારિત્રધર્મથી બીજો કોઇ પ્રધાન ધર્મ નથી, માટે મૌનીંદ્ર ધર્મ અનુત્તર છે, (તે સાંભળીને ચારિત્ર સારી રીતે પાળજે) ॥ ૧૩ ॥

अहिमे संति आवट्टा, कासवेणं पवेइया ।
बुद्धा जत्थावसप्पंति, सीयंति अबुहा जहिं ॥ १४ ॥

અથ તે પછી છે, અથવા અહો તે આશ્ચર્ય છે, કે આ બધા માણુસોને જાણીતું હોવાથી પ્રત્યક્ષ છે. કે જે પ્રાણીને ભમાડનાર હોવાથી આવર્ત છે. તેમાં દ્રવ્યાવર્ત્ત તે નદી વિગેરેમાં ભમરાની માફક ચક્કર ફરીને તેમાં આવતા પ્રાણીને સપડાવી ડૂબાવી નાંખે છે, તથા ભાવ આવર્ત તે ઉત્કટ મોહોદયથી વિષયની અભિલાષાઓ થાય છે, તે છે, તેવું કાશ્યપ તે શ્રીમન્ મહાવીર વર્ધમાન સ્વામીએ કેવળ-જ્ઞાન પામીને કહ્યું છે. તેથી તત્ત્વ પામેલા ડાહ્યા પુરૂષોએ આવર્ત વિપાકનાં કડવાં ફળ સારી રીતે જાણીને અપ્રમત્ત પણે રહીને તે કુમાર્ગથી દૂર રહેલા છે, પણ અબુદ્ધ પુરૂષો નિર્વિવેકપણે તે વિષયાભિલાષમાં આસક્તિ કરીને દુઃખ પામે છે. તે આવર્તોનેજ બતાવે છે.

रायाणो रायऽमच्चा य, माहणा अदुव खत्तिया ।
निमंतयंति भोगेहिं, भिक्खूयं साहुजीविणं ॥ सू. १५ ॥

ચક્રવર્તી વિગેરે રાજાઓ છે, તથા રાજ્યના અમાત્યો

તે મંત્રી પુરોહિત વિગેરે છે, તથા બ્રાહ્મણ કે, ક્ષત્રિઓ તે ઇક્ષ્વાકુવંશમાં જન્મેલા વિગેરે છે, તે બધાએ શબ્દાદિ વિષયભોગોની ભિક્ષુને નિમંત્રણા કરે છે, તે ભિક્ષુનું સાધુ આચારમાં જીવન છે, તેવાને જેમ બ્રહ્મદત્ત ચક્રવર્તી જેવા એ પોતાના પૂર્વ ભવના ચિત્ર સાધુ ભાઇને ઓળખીને સાધુ-જીવનથી ભ્રષ્ટ થઇ ગૃહસ્થ થવા જુદા જુદા ભોગોવડે લલચાવ્યો હતો, તેમ બીજા પણ ગૃહસ્થો બીજા સાધુને વિષય-સુખોથી લલચાવે, એટલે સગપણ કે મિત્રતાનો સંબંધ બતાવી યૌવનરૂપ વિગેરે ગુણોથી યુક્ત સાધુને વિષયસુખો આપવા ચાહે (જેમ વજ્ર સ્વામીને રૂક્ષ્મણિના પિતાએ કન્યા તથા અનર્ગલ ધન આપવા ઇચ્છા જણાવી હતી)॥૧૫॥ તે બતાવે છે.

**हत्थऽस्सरहजाणेहिं, विहारगमणेहि य ।**
**भुंज भोगे इमे सग्घे, महरिसी ! पूजयामु तं ॥ १६ ॥**

રાજા હોય તે હાથી ઘોડા રથ પાલખી ગાડી વિગેરે યાનથી તથા ક્રીડા કરવાયોગ્ય વિહાર (ફરવાનાં) સ્થાન ઉદ્યાન વિગેરેથી લલચાવે, (ચ શબ્દથી) તથા તે પ્રમાણે ઇંદ્રિયોને અનુકુળ વિષયોથી નિમંત્રણા કરે, આ અમારાં અર્પણ કરેલાં સુંદર વાજાંના શબ્દો સ્ત્રીનાં ગાયનો સાંભળો, તથા હે સાધુ! અમે જગત્‌માં ઉત્તમ ગણાતી આવી વસ્તુ-ઓ આપીને તમારો સત્કાર કરીએ છીએ!

**वत्थगंधमलंकारं, इत्थीओ सयणाणि य।**
**भुंजाहिमाइं भोगाइं, आउसो ! पूजयामु तं ॥ १७ ॥**

ચીનાંશુક વિગેરે અમૂલ્ય સુંદર વસ્ત્ર કોષ્ઠ પુટપાક (અત્તર) વિગેરે સુગંધી, તે બે મળીને વસ્ત્ર સુગંધી છે (આ સમાહાર દ્વંદ્વ સમાસ છે), તથા કડાં કેયૂર વિગેરે અલંકારો, તથા યુવાન સુંદર સ્ત્રીઓ તથા પલંગ તળાઈઓ બીછાનાં ઓછાડ સહિત જે જે જોઈએ, તે તમે ઈંદ્રિઓને અનુકૂળ મન ગમતા અમારા આપેલા આ સુંદર ભોગોને ભોગવી મનુષ્યજન્મને સફળ કરો! હે આયુષ્યમન્! અમે (તમારા ઉત્તમ ગુણોથી) તમારો સત્કાર કરીએ છીએ!

**जो तुमे नियमो चिण्णो, भिक्खुभावंमि सुव्वया।**
**अगारमावसंतस्स, सव्वो संविज्जए तहा ॥ सू. १८ ॥**

વળી તેં દીક્ષા સમયે મહાવ્રતરૂપ જે નિયમ લીધો છે, તેને તેં ઈંદ્રિય મનને વશ કરવાથી હે સુવ્રત! હમણાં પણ ઘરમાં રહેવા છતાં ગૃહસ્થભાવને સમ્યક પાળવાથી તેવીજ રીતે વ્રતો કાયમ છે, વળી તમે પૂર્વે જે ધર્મ આચર્યો છે, તેનો નાશ નથી, કારણ કે કરેલાં સારાં માઠાં કર્મોનો ( વિના ભોગવે ) નાશ થતો નથી! ॥૧૮॥

**चिरं दूइज्जमाणस्स, दोसो दाणिं कुतो तव ?।**
**इच्चेव णं निमंतेंति, नीवारेण व सूयरं ॥ सू.१९ ॥**

વળી તેં ઘણો કાળ ચારિત્ર અનુષ્ઠાન પાળવાથી હવે

તને શું દોષ છે? અર્થાત્ જરા પણ નથી! આ પ્રમાણે તે રાજા વિગેરે હાથી ઘોડા રથ પાલખી વિગેરેથી તથા વસ્ત્ર ગંધ અલંકાર સ્ત્રી વિગેરેથી જુદા જુદા સુંદર ભોગોની લાલચોવડે સારા સાધુને પણ ભોગવિષયમાં બુદ્ધિ કરાવે છે, જેમ નીવાર–તે વ્રીહિ વિગેરેના દાણાથી કે કોમળ કોમળ ઘાસની લાલચથી વરાહને ફાંસામાં ફસાવે છે, તેમ સાધુને સંસારમાં ફસાવે છે.

चोइया भिक्खचरियाए, अचयंता जवित्तए ।
तत्थ मंदा विसीयंति, उज्जाणंसि व दुब्बला ॥ सू. २०

ઉપર કહેલી વાતને ટુંકામાં પતાવે છે. કે આ પ્રમાણે ઉદ્યુક્તવિહારી સાધુઓને ચર્યા તે દશ પ્રકારની ચક્રવાલ સામાચારી જે ઇચ્છા મિચ્છા વિગેરે રૂપ છે, તેના વડે ગુરૂએ કે વડીલ સાધુઓએ પ્રેરણા કરતાં બીજાની આજ્ઞાનો કંટાળો માનીને કાયર થએલા હોય, તેવાને અથવા ભીક્ષા લેવા જતાં કંટાળો ખાતાં તેને ગુરૂ આચાર્યાદિકે વારંવાર ઠપકો આપતાં તેમની આજ્ઞા પાળવામાં અશક્ત બનીને સંયમ અનુષ્ઠાનમાં આત્માને ચલાવવા અસમર્થ થતાં મોક્ષ ગમનમાં એક હેતુરૂપ સંયમ જે કરોડો ભવે મળવો મુશ્કેલ તેને મેળવીને પણ તેમાં જડબુદ્ધિવાળા મંદો ખેદ પામે છે. શીતલવિહારી (ઢીલા) થાય છે. અને અચિંત્ય ચિંતામણિ સમાન અમૂલ્ય મહર્ષિએ આચરેલા સંયમને છોડી દે છે. જેમ ઉદ્ધવંયાન તે ઉદ્યાન છે, અર્થાત્ ઉંચો ટેકરો ચડતાં ભરેલા

ગાડાને ખેંચતાં દૂબળા બળધીયા ખેદ પામીને ગરદન નીચી કરીને બેસી જાય છે, પણ તે ગાડાંને ખેંચતા નથી, તેમ આ ભાવથી મંદ થએલા પાંચ મહાવ્રત ભારને પ્રથમ ધારણુ કરી કઠણુ સમય આવતાં તેને પાળવા અશક્ત બનીને ઉપર બતાવેલા ભાવ આવર્તોવડે ઢીલા બનીને ખેદ પામે છે. ॥૨૦॥

अचयंता व लूहेणं, उवहाणेण तज्जिया।
तत्थ मंदा विसीयंति, उज्जाणंसि जरग्गवा ॥ सू. २१ ॥

રૂક્ષ તે લુખો સંયમ છે, તેને આત્માથી પાળવા અશક્ત બને છે, તથા ઉપધાન તે અનશન વિગેરે બાહ્ય અભ્યંતર તપવડે હારેલા થતાં તે સંયમમાં મંદ બનીને ખેદ પામે છે, જેમ ઉંચાણુમાં ચડતાં બૂઢા ગળતીયો બળધીયો ખેદ પામે છે. ટેકરો ચડતાં જ્યારે જુવાન બળધીયો ખેદ પામે છે, ત્યારે બૂઢાનું તો શું પૂછવું?

આ પ્રમાણે આવર્ત વિના પણ ધૈર્યવાળા બળવાન સાધુ જે વિવેકી હોય તેને પણ ઢીલા થવાનો સંભવ છે, તો આવર્તોવડે ઉપસર્ગો આવતાં મંદોનું તો શું કહેવું? ॥ ૨૧ ॥ હવે બધાનો ઉપસંહાર કરે છે.

एवं निमंतणं लद्धुं, मुच्छिया गिद्ध इत्थीसु ।
अज्झोववन्ना कामेहिं, चोइज्जंता गया गिहं ॥ सू.२२ ॥

तिबेमि॥ इति उवसग्गपरिण्णाए बितिओ उद्देसो समत्तो ॥ ३-२ ॥ ( गाथा ग्रं० २१३ ॥

ઉપર બતાવેલી રીતિએ વિષય ઉપભોગની વસ્તુ આપવાની પ્રાર્થના કરતા જાણીને તે રાજા વિગેરેના વિષય ઉપભોગની વસ્તુ ઘોડા હાથી વિગેરે સાહેબીમાં અત્યંત ગૃદ્ધ બનેલા તથા સુંદર સ્ત્રીઓમાં લલચાયેલા મૂઢ બનીને ઈચ્છામદન વિષયોમાં ચિત્ત રાખેલા સંયમમાં ખેદ પામતા હોય, તેમને બીજા ઉદ્યુક્ત વિહારી (ઉત્તમ) સાધુએ સંયમ તરફ લક્ષ્ય ખેંચતાં અથવા ઠપકો આપતાં તેનાથી વધારે કંટાળી તે બહોળકર્મી જીવો દીક્ષા મુકીને અલ્પધૈર્યવાળા ગૃહસ્થ બની જાય છે. આ પ્રમાણે જેવું સુધર્મા સ્વામીએ તીર્થંકર પ્રભુ પાસે સાંભળ્યું તેવું જંબૂસ્વામી વિગેરેને કહ્યું. ॥ ૨૨ ॥ ઉપસર્ગ પરિજ્ઞાનો બીજો ઉદ્દેશો સમાપ્ત.

ત્રીજા અધ્યયનનો ત્રીજો ઉદ્દેશો કહે છે.

બીજો ઉદ્દેશો કહીને ત્રીજો કહે છે, તેનો આ પ્રમાણે સંબંધ છે. ગયા બે ઉદ્દેશામાં અનુકૂળ પ્રતિકૂળ ઉપસર્ગો કહ્યા, તેનાથી આત્મામાં ખેદ થાય છે. તે હવે બતાવે છે, આ સંબંધે આવેલા ઉદ્દેશાનું ૧ લું સૂત્ર કહે છે.

**जहा संगामकालंमि, पिट्ठतो भीरु वेहइ ।**
**वलयं गहणं णूमं, को जाणइ पराजयं ? ॥ सू. १ ॥**

મંદ બુદ્ધિના જીવોને દૃષ્ટાંતથીજ બોધ થાય છે. માટે પ્રથમ દૃષ્ટાંત કહે છે, જેમ કોઇ બીકણ શત્રુસાથે યુદ્ધ શરૂ થતાં પ્રથમથીજ શત્રુના ઘા ન લાગે તેવો કીલ્લો વિગેરે સ્થાન જોઇ રાખે છે, તેજ બતાવે છે. વલય તે જેમાં પાણી

વલય આકારે રહેલું હોય, અથવા જેમાં પાણી ન હોય, તેવો ખાડો હોય, કે જેમાં દુઃખેથી પ્રવેશ થાય, તથા ધવ વિગેરે વૃક્ષોથી ગહન હોય, અથવા કેડસુધી પ્રછન્ન (છાનું) પર્વતની ગુહા વિગેરે હોય, તેને તે બીકણ જોઇ રાખે છે.

પ્ર૦–તે શા માટે એવું જુએ છે?

ઉ૦–તે એવું માને છે, કે આવા ભયંકર યુદ્ધમાં સુભટોથી લડાઇ થતાં કોણ જાણે, કે અહીં કોનો પરાજય થશે? કારણ કે નશીબને આધીન કાર્યસિદ્ધિ છે. વખતે થોડાએ માણસો ઘણાને જીતી લે છે. ॥ ૧ ॥

मुहुत्ताणं मुहुत्तस्स, मुहुत्तो होइ तारिसो ।
पराजियाऽवसप्पामो, इति भीरू उवेहई ॥ सू. २॥

વળી એક મુહૂર્ત્તથો બીજું મુહૂર્ત્ત એવું હોય છે કે જેમાં જય અથવા પરાજય થાય છે. તે વખતે જો આપણે પરાજય પામીએ તો આપણે નાસવું પડે, આવું વિચારીને તે નાસવાનું સ્થાન જોઇ રાખે છે. હવે આ બે ગાથામાં કહેલા દૃષ્ટાંતથી બોધ આપે છે.

एवं तु समणा एगे, अबलं नच्चाण अप्पगं ॥
अणागयं भयं दिस्स, अविकप्पंतिमं सुयं ॥ सू. ३ ॥

જેવી રીતે બીકણ સુભટ લડાઇમાં જતાં પાછળ નાસવાનું સ્થાન જુએ છે, કે મારે પાછા ભાગતાં વલય વિગેરે શરણ રક્ષણને માટે કયું થશે? એ પ્રમાણે કેટલાક સાધુઓ

અદૃઢમતિવાળા અલ્પસત્ત્વવાળા આત્માને આખી જીંદગી સુધી સંયમભાર વહન કરવાને અસમર્થ જાણી ન આવેલા ભવિષ્યના ભયને વિચારે છે, કે હું નિષ્કિંચન છું, મારે વૃદ્ધાવસ્થામાં મંદવાડ વિગેરેમાં કે દુકાળમાં શું આધાર છે? એ પ્રમાણે આજીવિકાનો ભય વિચારીને માની લે છે, કે આ વ્યાકરણ ગણિત જોતીષ વૈદ્યક હોરાશાસ્ત્ર અથવા મંત્ર વિગેરે શાસ્ત્ર શીખીશ, તો તે શીખેલું ખરાબ વખતમાં મારા રક્ષણને માટે થશે! ॥ ૩ ॥ તેઓ આ પ્રમાણે કલ્પના કરે છે.

**कोजाणइ विऊवातं, इत्थीओउदगाउ वा।**
**चोइज्जंता पवक्खामो, ण णो अत्थि पकप्पियं ॥सू.४॥**

અલ્પસત્વવાળા પ્રાણીઓ છે, અને વિચિત્ર પ્રાણીઓની ગતિ છે. પ્રમાદનાં ઘણાં સ્થાનો વર્ત્તે છે, તેથી કોણ જાણે છે, કે સંયમ જીવિતથી ભ્રંશ થશે? કે કોઇએ વિઘ્ન કરવાથી મારો ભ્રંશ થશે? સ્ત્રીના કારણે અથવા સ્નાન માટે કાચા પાણીની જરૂર પડતાં સંયમથા હું ભ્રષ્ટ થઇશ, આવા વિકલ્પો તે વરાક ( રાંકડા ) સાધુઓ કરે છે. આપણી પાસે પૂર્વે દ્રવ્ય મેળવેલું જરાપણ નથી, કે તે વૃદ્ધવસ્થામાં કે પતિત અવસ્થામાં કામ લાગશે? એથી જીંદગી નિર્વાહ કરવાને ધન મેળવવા કોઇએ પૂછતાં હાથીની શિક્ષા ધનુર્વેદ વિગેરેનું જ્ઞાન કુટિલ વિંટલ (        ) વિગેરે સંસારી લાભની વાતો કહીશું. આ પ્રમાણે તે હીણ પુણીયા વિચારીને વ્યાકરણ વિગેરે ભણવા ભણાવવામાં

યત્ન કરે છે. તોપણ તે મંદભાગી સાધુઓને ઇચ્છિત અર્થ ની પ્રાપ્તિ થતી નથી. તેજ કહ્યું છે.

उपशमफलाद् विद्याबीजात्फलं धनमिच्छतां ।
भवतिविफलो यद्या, यासस्तदत्र किमद्भुतम् ॥
न नियतफलाः कर्तुर्भावाः फलान्तर मीशते,
जनयति खलुव्रीहे बींजं न जातु यवांकुरम् ॥ १ ॥

ઉપશમના ફળથી વિદ્યાબીજથી ધનના ફળને ઇચ્છતાં જો તેનો પ્રયાસ નિષ્ફળ જાય તો તેમાં આશ્ચર્ય શું છે? (ભણીને વીતરાગ દશાલાવવી, તેને બદલે ધન ઇચ્છે તો પછી તે ધનથી સુખ કયાંથી હોય? અને તે નકામું થાય તેમાં નવાઇ શું છે?)

કારણ કે નિયત ફળવાળાને કર્ત્તાનો ભાવ ફળાંતર કરવા સમર્થ નથી. જેમ વ્રીહિનાં બીજ વાવેલ હોય, તેના ફળ તરીકે વાવેલો માણસ જવના અંકુરા મેળવી શકતો નથી. ॥ ૪ ॥ હવે ઉપસંહાર કરે છે.

इच्चेव पडिलेहंति, वलया पडिलेहिणो ।
वितिगिच्छ समावन्ना, पंथाणं च अकोंविया ॥ सू. ५ ॥

(હવે દૃષ્ટાંતથી બોધ આપે છે) જેમ બીકણ સુભટો સંગ્રામમાં પેસતાંજ નાસીને આશ્રય લેવા માટે વલયાદિક શોધતા રહે છે, તેમ તે દીક્ષા લીધેલા સાધુઓ મંદભાગ્યથી અલ્પસત્વવાળા બનીને આજીવિકાના ભયથી વ્યાકરણ

વિગેરે જીવન ઉપાયપણે વિચારે છે.

પ્ર૦–કેવા બનીને ?

ઉ૦–વિચિકિત્સા તે શંકિત ચિત્તવાળા થાય છે, કે આ લીધેલા સંયમને પાળવા હું સમથ છું કે નહિ ? એવી શંકા લાવે છે. તેજ કહ્યું છે.

**लुक्खमणु ण्हमणिय यं कालाइक्कंतभोयणं विरसं ।**
**भूमीसयणं लोओ, असिणाणं बंभचेरं च ॥ १ ॥**

તે બીકણુ સાધુ વિચારે છે, કે લૂખું ઠંડું અનિયમિત મોડુંવહેલું વિરસ ભોજન આખી જીંદગી સુધી રોજ ખાવાનું છે, જમીનમાં સુવાનું છે, લોચ કરવાનો છે, નહાવાનું બનશે નહિ, અને બ્રહ્મચર્ય પાળવાનું છે, આ બધાં કષ્ટો ચારિત્રમાં છે, તેથી સંયમ કેવી રીતે પળશે ? આવી રીતે શંકામાં પડે છે. જેમ માર્ગનો અકોવિદ (અંજાણ્યો) માણુસ વિચારમાં પડે છે કે આ રસ્તો આપણા ઇચ્છિત ગામે જાય છે કે નહિ; એવી શંકામાં પડેછે, તેમ આ બીકણુ સાધુઓ મનમાં ડરે છે કે સંયમ વખતે ન પળે તો શું કરશું ? તેથી તે બિચારા નિમિત્ત ગણિતાદિક આજીવિકા માટે શીખી રાખે છે. ॥ ૫ ॥

**जेउ संगाम कालंमि, नाया सूर पुरंगमा ।**
**णोते पिट्ठमुवेहिंति, किं परं मरणं सिया ॥ सू. ६ ॥**

હવે મહાપુરૂષનું વર્ત્તન બતાવે છે. પણ જે મહા સત્વવાળા છે, તેઓ શત્રુ સાથે લડતાં પ્રખ્યાત થએલા છે,

પ્ર૦–કેવી રીતે ?

ઉ૦–તેઓ શૂરપુરંગમ એટલે શૂરાઓમાં મુખ્ય છે, તેવા સુભટો યુદ્ધ સમયે લશ્કરના મોખરે રહે છે. અને બહાદુર બનીને સંગ્રામમાં શત્રુ સાથે લડવામાં પ્રવેશ કરીને નાસીને રહેવાનું ઠેકાણું દુર્ગ વિગેરે પછવાડે જોતા નથી. તેમ બીજું રક્ષણ વિચારતા નથી, તેઓ અભંગકૃત બુદ્ધિવાળા છે, તેઓ આ પ્રમાણે વિચારે છે, કે આપણને અહીં બીજું શું થવાનું છે ? ઘણું થશે તો મરણ પામીશું, તે મરણ પણ શાશ્વત યશના પ્રવાહવાળું છે, તેથી તેનું દુઃખ આપણને જરા માત્ર છે ! તેજ કહ્યું છે.

विशरारुभिरविनश्वरमपि चपलैस्थास्नु वांछतां विशदं ।
पाणैर्यदि शूराणां, भवतियशः किंनपर्याप्तं ॥ १ ॥

નાશ થવાના સ્વભાવવાળા ચપળ પ્રાણોવડે જો અવિચળ નિર્મળ યશ વાંછતાં કદાચ શૂરોનું મરણ થાય તોપણ તેમને શું નથી મળ્યું ? ॥ ૬ ॥ હવે તે શ્રેષ્ઠ સુભટના દૃષ્ટાંતથી બોધ આપે છે.

एवं समुठिए भिक्खू, वोसिज्जाऽगार बंधणं ।
आरंभं तिरियंकट्टु, अत्तत्ताएपरिव्वए ॥ सू. ७ ॥

ઉપર બતાવ્યા પ્રમાણે નામથી કુળથી શૌર્યથી શિક્ષાથી જે સુભટો વિખ્યાત થએલા છે, તેઓ બખતર પહેરેલા હાથમાં તલવાર લીધેલા શત્રુના સુભટને ભેદી નાંખનારા પછવાડે જોતા નથી, તેમ મહા સત્ત્વવાળો સાધુ પરલોકમાં

સુગતિમાં જતાં ઇંદ્રિયોના વિષયો કષાયો વિગેરે શત્રુરૂપે વિઘ્ન કરનારાં છે, તેને જીતવા સમ્યક્ સંયમ સંસ્થાવવડે તૈયાર થએલો છે, કહ્યું છે કે.

**कोहं माणं च मायं च, लोहं पंचिंदियाणि य ।**
**दुज्जयं चेवमप्पाणं, सव्वमप्पे जिए जियं ॥ १ ॥**

ક્રોધ માન માયા લોભ અને પાંચ ઇંદ્રિયો આપણા આત્માને જીતવી દુર્લભ છે. પણ જેણે પોતાના આત્મા (મન) ને વશ કર્યું તેણે સઘળું જીત્યું.

પ્ર૦–શું કરીને તે દીક્ષામાટે તૈયાર થયો છે?

ઉ૦–ઘરનો ફાંસો છોડીને તથા સાવદ્ય અનુષ્ઠાનરૂપ આરંભ છોડીને આત્મભાવે તે આત્માને કલંકરૂપ સંપૂર્ણ કર્મથી નિર્મળ કરવા તૈયાર થયો છે, અથવા આત્મા તે મોક્ષ છે, અથવા સંયમ છે, તેનો ભાવ તે સંયમ માટે પ્રયાસ કરે, સંયમની સંપૂર્ણ ક્રિયામાં બરોબર લક્ષ્ય રાખનારો થાય, (યથાયોગ્ય ક્રિયા કરે) ॥ ૭ ॥ આ પ્રમાણે નિર્યુક્તિકારે કહેલું કે અધ્યાત્મ વિષીદન ઉપસર્ગ આવતાં થાય તે કાયર સાધુ આશ્રયી બતાવ્યો, અને સારા ઉત્તમ સાધુને તેવી કાયરતા ન હોય, તે બતાવ્યું, હવે પરવાદીના વચન રૂપ બીજા અધિકારને કહે છે.

**तमेगे परिभासंति, भिक्खूयं साहुजीविणं ॥**
**जे एवं परिभासंति, अंतए ते समाहिए ॥ सू. ८ ॥**

તે સાધુને કેટલાક પરોપકારરહિત દર્શન માનનારા લોઢાની સળી સમાન છે, તેવા ગોશાળાના મતને અનુસરનારા આજીવિક કે દિગંબરો આ પ્રમાણે કહે છે તે આગળ કહેશે. પણ આ સાધુઆચાર એ પરોપકારપૂર્વક શોભનજીવન છે, તે પરોપકારી જીવનવડે જીવતા શ્રેષ્ટ સાધુને પ્રશંસવાને બદલે નિંદા કરે છે. તેથી તેઓ સમાધિથી દૂર છે, અર્થાત્ સાધુના નિંદકો મોક્ષથી સમ્યગ્ધ્યાનથી અથવા સદનુષ્ઠાનથી વેગળા રહે છે. હવે સાધુના નિંદકો શું બોલે છે, તે કહે છે.

**संबद्धसमकप्पा उ, अन्नमन्नेसु मुच्छिया, ।**
**पिंडवायं गिलाणस्स, जं सारेह दलाह य ॥ सू. ९ ॥**

એક ભાવવડે અને પરસ્પર સ્વાર્થવડે જીવન ગુજારી પુત્ર સ્ત્રી વિગેરેના સ્નેહપાશથી બંધાયલા તે સંબદ્ધ છે, તથા સમાન વ્યવહાર જેમનો છે, તે સમકલ્પ છે. ગૃહસ્થના જેવું અનુષ્ટાન કરનારા છે, જેમ ગૃહસ્થો પરસ્પર ઉપકાર કરવાવડે જેમ માતા દીકરાની ચાકરી કરે તો દીકરો માતાની ચાકરી કરે, એ પ્રમાણે મૂર્છા રાખીને તેમ તમે ગુરૂ ચેલાની ચાકરી કરોછો ! જેમકે ગૃહસ્થોનો આ ન્યાય છે, કે એક બીજાને દાન વિગેરે દેઈ ઉપકાર કરવો, પણ તે યતિ (સાધુ)ઓને આવું કરવું યોગ્ય નથી. હવે તે વાદીને કોઈ પૂછે કે જૈન સાધુઓ માંહોમાંહે કેવી રીતે ઉપકાર કરે છે? ઉ૦—તે કહે છે, જ્યારે કોઈ સાધુ માંદો થાય ત્યારે ગુરૂ બીજા સાધુને કહેકે આ રોગીની સારવાર કરો, તથા તેને યોગ્ય આહાર લાવી

આપો, તેજ પ્રમાણે આચાર્ય ઉપાધ્યાય વિગેરેને યોગ્ય વસ્તુ લાવી આપો, તેથી આ પ્રમાણે વડીલોની સેવા કરનારા સાધુઓ ગૃહસ્થ જેવા આચારવાળા છે. ( આ પ્રમાણે જૈનેતરમાં કોઇએ જૈનસાધુઓને ગુરૂની કે માંદાની સેવા કરવા બદલ ગૃહસ્થ જેવા બનાવ્યા ) તેનો ઉપસંહાર કરે છે.

एवं तुब्भे सरागत्था, अन्नमन्नमणुव्वसा ।
नठसप्पहसब्भावा, संसारस्स अपारगा ॥ सू. १० ॥

તે વાદી કહે છે કે હે જૈનસાધુઓ! તમે સાધુ ઉપર રાગ કરવાથી ગૃહસ્થ જેવા સરાગી છે।, તથા અન્યો અન્ય સેવાની ઇચ્છા રાખવાથી પરવશ છો, અને યતિઓ નિઃસંગપણાથી કોઇને આધીન હોતા નથી; કારણ કે એ ગૃહસ્થોનો આચાર છે, તેથી તમારો સન્માર્ગનો પરમાર્થ નાશ પામ્યો છે, અને ચાર ગતિમાં ભ્રમણરૂપ સંસારથી તમે પાર જવાના નથી. આ પ્રમાણે તે વાદીનો પૂર્વપક્ષ કહીને જૈનાચાર્ય તેનો ઉત્તર આપે છે.

अह ते परिभासेज्जा, भिक्खु मोक्खविसारए ।
एवं तुब्भे पभासंता, दुपक्खं चेव सेवह ॥ सू. ११ ॥

જો વાદીઓ તે પ્રમાણે કહે તો જૈનસાધુ જે મોક્ષ માર્ગ સમ્યગ્ જ્ઞાન દર્શન ચારિત્ર રૂપ છે તેનો પ્રરૂપક છે, તે બોલે, કે હે વાદીઓ! તમે લીધેલો પક્ષ અસત્ પ્રતિજ્ઞાના સ્વીકારરૂપ છે, તેથી દુષ્ટ પક્ષને સેવો છો, અથવા રાગ દ્વેષરૂપ બે પક્ષને સેવો છો, કારણ કે તમારો પક્ષ દોષિત છતાં

તેનો આગ્રહ કરોછો તેથી તમે રાગી છો, અને અમારો માર્ગ કલંકરહિત છતાં તેને નિંદો છો, તેથી તમને દ્વેષ છે, માટે તમે રાગ દ્વેષરૂપ બંને પક્ષને સેવો છો. તે આ પ્રમાણે બીજ પાણી તથા ઉદ્દિષ્ટ ભોજન ખાવાથી ગૃહસ્થ જેવા છતાં વેષ ધારીને સાધુ કહેવાઓ છો. તે આગળ કહેશે. અથવા તમારૂં અસત્ અનુષ્ઠાન છે, અને સત્ય અનુષ્ઠાન કરનારની નિંદા કરો છો. ॥ ૧૧ ॥

**तुब्भे भुंजह पाएसु, गिलाणो अभिहडंमि या ।**
**तं च बीओदगं भोच्चा, तमुद्दिस्सादि जं कडं ॥ सू. १२॥**

હવે આજીવિક વિગેરેનો અસદાચાર બતાવે છે. કે તમે અપરિગ્રહી કહેવાઈ નિષ્કિંચન બની પાછા ગૃહસ્થના કાંસા વિગેરેના વાસણમાં ખાઓ છો, તેથી તમને અવશ્યે પરિગ્રહ થશે. તથા અમુક આહાર ખાઇશું, એવી મૂર્છા કરો છો, તેથી તમારી નિષ્કિંચનપણાની પ્રતિજ્ઞા નિર્દોષ કેવી રીતે છે? વળી માંદાને ભિક્ષા લેવા જતાં શક્તિ નહોવાથી બીજા ગૃહસ્થો પાસે મંગાવી ખવડાવતાં સાધુના લાવવા સિવાય ગૃહસ્થે લાવતાં દોષનો સદ્ભાવ છે. તે તમને અવશ્ય લાગશે, તે બતાવે છે. ગૃહસ્થોએ બીજ કાચું પાણી વિગેરે ઉપમર્દન કરીને માંદાને ઉદ્દેશીને જે આહાર બનાવ્યો છે, તેનું વધેલું તમારે માટે જરૂર શેષ રહેશે, માટે આ પ્રમાણે ગૃહસ્થના ઘરમાં તેના વાસણમાં ખાતાં તથા માંદાની ચાકરી ગૃહસ્થો પાસે કરાવતાં તમે બીજ પાણી વિગેરેના

**लित्ता तिव्वाभितावेणं, उज्झिआ असमाहिया ॥**
**नातिकंडुइयं सेयं, अरुयस्सावरज्झतो ॥ १३ ॥**

વળી છજીવ નિકાયની વિરાધનાથી બનાવેલું ઉદ્દિષ્ટ ભોજન ખાનારા તથા અભિગૃહીત મિથ્યાદૃષ્ટિપણે સાધુની નિંદા કરવાથી કર્મબંધરૂપ તીવ્ર અભિતાપવડે ઉપલિપ્ત (લેપાયલા) છે, તથા ઉજ્ઝિત તે સદ્વિવેકથી શૂન્ય છે, કારણકે ભિક્ષાનાં સાદાં પાત્ર ત્યાગી ગૃહસ્થના સુંદર વાસણમાં જમવાથી તથા ઉદેશિક ભોજન જમવાથી તથા નિર્દોષ જૈનસાધુની નિંદા કરવાથી શુભ અધ્યવસાય રહિત અસમાધિ વાળા છે. હવે દૃષ્ટાંતદ્વારા ફરીથી તેમના દોષ બતાવે છે. જેમ अरुय તે ફોડલ્લા ગુમડાંના ઘાને ખણજ આવતાં ખણવાથી શોભન ( સારૂં ) નથી; પણ નખોથો ખણેલું ફાયદાને બદલે ઘા વધારે છે. રૂઝ આવવા ન દે, તેમ તમે પણ નિષ્કિંચન બની છજીવનિકાયના રક્ષણરૂપ ભિક્ષાનું પાત્ર વિગેરે સંયમ ઉપકરણ ત્યાગી દેવાથી અવિવેકી છો. અને તે સંયમ ઉપકરણના અભાવે અશુદ્ધ આહારનો ભોગ અવશ્યે થશે. તેથી દ્રવ્ય ક્ષેત્ર કાળ ભાવને ન વિચારવાથી ઘણું ખણતાં જેમ સારૂં નહિ, તેમ તમને સારૂં નથી.

**तत्तेण अणुसिट्ठा ते, अपडिन्नेण जाणया ।**
**९. एस णियए मग्गे, असमिक्खा वती किती ॥ सू. १४ ॥**

વળી જિનેશ્વરના વચનવડે પરમાર્થથી તત્ત્વની

યથાવસ્થિત અર્થપ્રરૂપણાવડે તે ગોશાળાના મતવાળા કે બોટિકોને તેમના દોષબતાવી બોધ આપેલ છે,

પ્ર૦—કોણ બોધ આપે છે,

ઉ૦—મારે આ અસત્‌ને પણ સમર્થન કરવું એવી પ્રતિજ્ઞા ( કદાગ્રહ ) ન કરનારો અપ્રતિજ્ઞ રાગ દ્વેષ રહિત સાધુ પોતે હેય ઉપાદેય પદાર્થનો પરિચ્છેદક હોય તે સાધુ બોધ આપે.

પ્ર૦—કેવી રીતે બોધ આપેલ છે !

ઉ૦—જૈનસાધુ તે વાદીઓને કહે કે "તમારૂં માનવું આ છે કે સાધુઓ નિષ્કિંચન હોવાથી ઉપકરણના અભાવથી પરસ્પર ઉપકાર કરવો તે અયુકત છે. તથા તમે કહ્યું કે માંદાને માટે આહાર લાવી આપે તે ગૃહસ્થ જેવા છે" આ તમારૂં બોલવું વિનાવિચારનું છે. તથા તમારૂં ગૃહસ્થ પાસે માંદાનું કાર્ય કરાવવું, તેપણ વિનાવિચારનું છે. અમે અને તમારી ભૂલો ૧૩મી ગાથામાં થોડામાં બતાવી છે કે ઘણું ખણવું તે સારૂં નહિ. તેમ તમારે યોગ્ય ઉપકરણ ત્યાગવાં સારાં નથી; ફરીથી તે દૃષ્ટાંતસહિત તેજ બતાવે છે. ॥૧૪॥

**एरिसा जा वई एसा, अग्गवेणु व्व करिसिता ।**
**गिहिणो अभिहडं सेयं, भुंजिउं ण उ भिक्खुणं ॥१५॥**

તમારી વાણી આ છે, કે સાધુએ માંદા સાધુ માટે ન લાવી આપવું, આ તમારૂં કહેવું વેણુ (વાંસળી) માફક

આગળ ખેંચતાં તુટી જવાથી દુર્બળ છે, તે કહેછે. જો સાધુનું લાવેલું માંદો ખાય તો સારૂં નહિ, પણ ગૃહસ્થનું લાવેલું માંદો ખાય તો વધારે સારૂં છે, તે તમારી વાત વિચારતાં આગળ નહીં ટકી શકે, કારણકે અમે કહીશું કે ગૃહસ્થે લાવતાં અયત્નાથી લાવતાં છજીવ નિકાયને દુઃખ દઇ લાવી આપશે, તથા દોષિત આહાર લાવશે, પણ સાધુ તો ઉદ્ગમ આદિ દોષરહિત ભોજન લાવી આપશે. ॥ ૧૫ ॥

**धम्मपन्नवणा जा सा, सारंभा ण विसोहिआ ।**
**ण उ एयाहिं दिट्ठीहिं, पुव्वमासि पग्गप्पिअं ॥ सू. १६ ॥**

વળી તમારૂં કહેવું આ છે કે ધર્મની પ્રરૂપણા સર્વજ્ઞોએ આવી કરેલી છે કે સાધુઓને દાન વિગેરેથી ઉપકાર કરવો એ ગૃહસ્થોની વિશોધિકા (પાપથી બચાવ) છે, અને સાધુઓને તો પોતાના સાધુ અનુષ્ઠાનથીજ વિશુદ્ધિ છે, પણ તેમને દાન આપવાનો અધિકાર નથી, તેના દોષ બતાવે છે. ગૃહસ્થે માંદાની ચાકરી કરવી સાધુએ નહિ; આવી ધર્મની પ્રરૂપણા પૂર્વે સર્વજ્ઞોએ કરી એવું તમારૂં કહેવું નિરર્થક છે, કારણકે સર્વજ્ઞો પરિફલ્ગુ જેવું (નકામું) વચન પ્રરૂપે નહિ; કે એષણાદોષથી અજાણ્યા ગૃહસ્થો માંદા સાધુની સેવા કરે, પણ એષણાદોષના જાણીતા સાધુ માંદાની સેવા ન કરે. વળી તમે પણ માંદાનો ઉપકાર સ્વીકાર્યો છેજ, કારણકે ગૃહસ્થને પ્રેરણા કરવાથી, તથા તે માંદાની સેવાને અનુમોદવાથી તમે માંદાની સેવા કોઇ અં-

તથા ઉદ્દેશિક આહારના અવશ્યે ભોગવનારા થશો. ॥ ૧૨ ॥ એ કરવા છતાં નિર્દોષરીતે અમે માંહ્યાની સેવા કરીએ છીએ તેની નિંદા કરવાથી તમે સાધુધર્મના દ્વેષીછો, તે સિદ્ધ થયું. ॥ ૧૬ ॥

सव्वाहिं, अणुजुत्तीहिं, अचयंता जवित्तए।
ततो वायं णिराकिच्चा, ते भुज्जोवि पगब्भिया ॥सू.१७॥

ઉપર બતાવેલા વાદીઓ જૈનોની સર્વ અનુકૂળ યુક્તિઓ હેતુદૃષ્ટાંતવડે પોતાના પક્ષમાં આત્માને સ્થાપવા અસમર્થ થયા છે, તેથી સમ્યગ્ હેતુદૃષ્ટાંતોવડે સંવાદ છોડીને વાદ ત્યાગવા જતાં પણ ધૃષ્ટતા ધારણ કરીને આ પ્રમાણે કહે છે.

पुराणं मानवो धर्मः, साङ्गो वेदश्चिकित्सितम्।
आज्ञासिद्धानि चत्वारि, न हन्तव्यानिहेतुभिः ॥ १ ॥

મનુષ્યોનો ધર્મ પુરાણ (જુનો) છે, તે અંગોપાંગસહિત વેદ નિશંકપણે માનવાનો છે, તે ચારે વેદો આજ્ઞાસિદ્ધ છે, તેમાં હેતુ વિગેરે પૂછીને તેનું ખંડન ન કરવું, (બસ માની લેવું) વળી આ બહારની અનુમાન વિગેરેની યુક્તિવડે ધર્મપરીક્ષા કરવામાં શું કરવું છે? કારણકે બહુ જનોથી સંમત પ્રત્યક્ષજ રાજા વિગેરેએ આશ્રય આપવાથી અમારો માનેલો ધર્મ શ્રેયઃ છે, પણ બીજો નથી, આવું વેદવાદીઓ બોલે છે, તેમનો ઉત્તર જૈનાચાર્ય આપે છે, કે અહીં જ્ઞાનાદિસારરહિત એવા ઘણા વડે પ્રયોજન નથી, કહ્યું છે, કે.

एरंडकट्ठरासी जहा य, गोसीसचंदनपलस्स ।
मोल्ले न होज्ज सरिसो, कित्तियमेत्तो गणिज्जंतो ॥१॥

એરંડાના લાકડાની ભારી બાંધી હોય, અને ગોશીર્ષ ચંદન પલભાર હોય, તોપણ ગણતરીએ ગમે તેટલું ગણતાં બંને મૂલ્યમાં સમાન ન હોય.

तहवि गणणातिरेगो, जह रासो सो न चंदनसरिच्छो ॥
तह निविण्णाणमहाजणोवि सोज्झे विसंवयति ॥ २ ॥

જેમ ગણનાથી અતિરેક એવા ચંદનની તોલે એરંડો ન આવે તેમ વિજ્ઞાનરહિત મહાજન પણ મૂલ્યમાં ગણવામાં ન આવે.

एक्को सचक्खुगो जह अंधलयाणंसएहिंबहुएहिं ।
होइवरंदट्ठव्वो णहुते बहुगा अपेच्छंता ॥ ३ ॥

જેમ એક દેખતો અને સેંકડો અંધા હોય, તો ઘણા અંધળા ન લેવા, પણ એક દેખતો લેવો.

एवंबहुगाविमूढा, ण पमाणं जेगइण याणंति ।
संसारगमणगुविलं णिउणस्स य बंधमोक्खस्स ॥ ४ ॥

એ પ્રમાણે જે મૂઢા ન જાણતા હોય, તે ઘણાએ નકામા છે, પણ સંસારગમનમાં વક્ર અને બંધમોક્ષમાં નિપુણ એવી મોક્ષગતિને જાણનારો એક પણ પ્રમાણભુત છે. ॥ ૧૭ ॥

रागदोसाभिभूयप्पा, मिच्छत्तेण अभिद्युता ॥
आउस्सेसरणं जंति, टंकणा इव पव्वयं ॥ सू. १८ ॥

આ પ્રમાણે પ્રીતિ લક્ષણવાળો રાગ અને દ્વેષ તેથી વિપરીત લક્ષણવાળો છે. તે રાગ દ્વેષથી હણાયલા આત્માવાળા અન્યદર્શનીઓ મિથ્યાત્વ તે વિપરીત બોધવડે વ્યાપ્ત થએલા સુયુક્તિવડે વાદ કરવામાં અસમર્થ બનીને ક્રોધવડે અસભ્યવચનરૂપ આક્રોશોને વાપરે છે, અથવા લાકડી મુઠ્ઠી વિગેરેથી મારવા તૈયાર થાય છે, તે ઉપર દૃષ્ટાંત કહે છે. જેમ મ્લેચ્છ જાતિના ટંકણો દુર્જય છે, છતાં બળવાન શત્રુ રાજાથી હથીઆરવડે લડતાં તેના સૈન્યથી હારી જાયતો અસમર્થ બનીને પર્વતને શરણે જાય છે, એમ તે કુતીર્થિઓ વાદમાં હારી જાય તો આક્રોશ વિગેરેનું શરણ લે છે, પણ તેથી જૈનસાધુએ તેમના સામે આક્રોશ ન કરવો, કહ્યું છે કે.

अक्कोसहणणमारणधम्मब्भंसाण बालसुलभाणं ।
लाभंमन्नइधीरो, जहुत्तराणं अभावंमि ॥ १ ॥

આક્રોશ હનન મારણ આ ધર્મભ્રષ્ટો જે બાળક જેવા છે, તેમને સુલભ છે, પણ ધીરપુરૂષ તેમને યોગ્ય ઉત્તર આપવામાં અભાવ માનીને (ચૂપ રહેવામાં) વધારે લાભ માને છે. ॥ ૧૮ ॥

बहुगुण प्पगप्पाई, कुज्जा अत्तसमाहिए ।
जेणऽन्ने णो विरुज्झेज्जा, तेणतं तं समायरे ॥ सू. १९ ॥

સ્વપક્ષસિદ્ધિ અને પરદોષ બતાવવા વિગેરેમાં સમર્થ અથવા મધ્યસ્થપણું વિગેરે પ્રાપ્ત કરાવનાર તથા આત્મામાં બહુ ગુણો જે જે અનુષ્ઠાનોમાં ઉત્પન્ન થાય, તે બહુગુણ કલ્પ છે, અથવા પ્રતિજ્ઞાહેતુ દૃષ્ટાંત ઉપનય નિગમન અથવા મધ્યસ્થપણાનાં વચનોવાળાં અનુષ્ટાનો વાદના સમયમાં સાધુએ યોજવાં ( સુયુક્તિ વડે પક્ષસિદ્ધ કરવો ) તેજ કહે છે. ચિત્તની સ્વસ્થતારૂપ સમાધિ જેને છે તે આત્મ સમાધિવાળો છે, તેનો પરમાર્થ આ છે, કે જે જે હેતુ દૃષ્ટાંત સ્થાપવાવડે આત્મસમાધિ થાય, માધ્યસ્થ વચન વડે પરને અનુપઘાતરૂપ લક્ષણવાળો પોતાના પક્ષની સિદ્ધિ માટે વાદ કરે, તથા જે અનુષ્ઠાન કે વચનથી ધર્મ શ્ર- વણ વિગેરેમાં અન્ય તીર્થિક વિરોધ ન કરે, તેમ બોલવું. એટલે પરને ક્રોધ ન થાય તેવું વચન કે કૃત્ય સાધુએ કરવું. ॥ ૧૯ ॥

इमंच धम्ममादाय, कासवेण पवेइयं ॥
कुज्जाभिक्खू गिलाणस्स, अगिलाए समाहिए ॥सू. २०॥
संखायपेसलंधम्मं, दिट्ठिमं परिनिव्वुडे ॥
उवसग्गेनियामित्ता, आमोक्खाए परिव्वएज्जाऽसि सू.२१
त्तिबेमि। इति ततीयअज्झयणस्स तईओ उद्देसो समत्तो ॥
(गाथाग्रंथ २३४)

આ પ્રમાણે પરમતનું નિરાકરણ કરી ઉપસંહારવડે સ્વમત સ્થાપે છે. કહેવાયલો દુર્ગતિમાં પડતા જીવને ધારી રાખવાથી ધર્મ છે, તે શ્રીમહાવીર પ્રભુએ કેવળજ્ઞાન થયા પછી દેવમનુષ્યોની સભામાં કહેલો છે, તે ધર્મ સમજીને સાજો સાધુ માંદા સાધુની વેયાવચ્ચ વિગેરે કરે.

પ્ર૦—કેવી રીતે?

ઉ૦—પોતાની શક્તિ પ્રમાણે કરે. તેનો સાર આ છે કે પોતાને પણ સમાધિ રહે તેટલુંજ કષ્ટ સહેવું, પણ એવું ન કરવું કે પોતે માંદો પડી જાય, તેમ તે માંદાને યોગ્ય ગોચરી વિગેરે લાવી આપી સમાધિ ઉત્પન્ન કરાવવી ॥ ૨૦ ॥

પ્ર૦—શું કરીને?

ઉ૦—કહે છે, કે આ ધર્મ સર્વજ્ઞ પ્રણીત શ્રુત ચારિત્ર એવા બે ભેદવાળો પ્રાણીઓની અહિંસા રૂપ સુંદર છે પ્રીતિ ઉત્પન્ન કરાવ નાર છે,

પ્ર૦—ધર્મ કેવો છે?

ઉ૦—સદ્‌ભૂત પદાર્થમાં રહેલ દૃષ્ટિ તે સમ્યગ્ દર્શન જેને છે તે યથાર્થ વસ્તુને જાણનારો સાધુ રાગ દ્વેષ દૂર થવાથી શાંતિરૂપ થયેલો છે, તે ધર્મને સુંદર સમજીને અનુ ળ પ્રતિકૂળ ઉપસર્ગો આવતાં તેને સહન કરે, પણ કંટાળીને ા રૂપ ન આચરે, એ પ્રમાણે મોક્ષપ્રાપ્તિ થતાં સુધી સંયમ અનુષ્ઠાનમાં તત્પર રહે. આ પ્રમાણે સુધર્મા સ્વામી જંબુસ્વામીને કહે છે.

ત્રીજા અધ્યયનનો ત્રીજો ઉદ્દેશો સમાપ્ત થયો.

ત્રીજા અધ્યયનનો ચોથો ઉદ્દેશો કહે છે.

ત્રીજો ઉદ્દેશો કહીને ચોથો કહે છે, તેનો આ પ્રમાણે સંબંધ છે, ગયા ઉદ્દેશામાં અનુકૂળ પ્રતિકૂળ ઉપસર્ગો કહી બતાવ્યા, તે ઉપસર્ગોથી કદાચ કોઈ સાધુ શીલ (બ્રહ્મચર્ય) થી ભ્રષ્ટ થાય, તેવા સાધુને (પાછો ધર્મમાં સ્થિર કરવા) અહીં બોધ અપાય છે. આ સંબંધે આવેલા આ ઉદ્દેશાનું પહેલું સૂત્ર કહે છે.

आहंसु महापुरिसा, पुव्विंत तवोंधणा ॥
उदएण सिद्धिमावन्ना, तत्थ मंदो विसीयति ॥ १ ॥

કેટલાક પરમાર્થને ન જાણનારા આ પ્રમાણે કહે છે, કે મહા પુરૂષો તે વલ્કલચીરી તારાગણ ઋષિ વિગેરે પૂર્વના સમયમાં તપ કરવાથી તપોધન છે, તેમણે પંચાગ્નિ તપથી કાયાને ઘણી તપાવી છે, અને તેઓ શીત (કાચું) પાણી વાપરીને તથા કંદમૂળ ફલ વિગેરે ખાઈને મોક્ષમાં ગયા છે. આવી વાંતો સાંભળીને તેમાં આસ્થા રાખીને કોઈ અજ્ઞાન સાધુ સ્નાન ત્યાગવાથી અને પીવામાં ફાસુપાણી લેવાથી કંટાળીને સંયમ અનુષ્ઠાનમાં ખેદ પામે છે, (કે તે તપસ્વીઓ કાચું પાણી વાપરવાથી ન્હાવાથી મોક્ષમાં ગયા તો હું નાહું તો શું હરકત છે?) અથવા શીત (કાચું) પાણી પીવામાં વાપરવામાં લેછે, અથવા સ્નાન કરે છે, અને મોક્ષમાં જવાની

અભિલાષા રાખે છે! પણ તે રાંક સાધુ આવું વિચારતો નથી, કે તેઓ તાપસ આદિના વ્રતમાં રહેલા કોઇ કારણે જાતિસ્મરણ જ્ઞાન પામવાથી પૂર્વે આરાધેલ સમ્યગ્ દર્શન પામીને જિનેશ્વરનો કહેલો ભાવ સંયમધર્મ સ્વીકારીને જ્ઞાન આવરણીયકર્મ સર્વથા દૂર થતાં ભરત વિગેરે માફક તેમને મોક્ષ પ્રાપ્તિ થઇ છે. પણ કાચું પાણી પીવાથી મોક્ષ પ્રાપ્તિ થઇ નથી. ॥ ૧ ॥

**अभुंजिया नमी विदेही, समगुत्ते य भुंजिया।**
**बाहुए उदगं भोच्चा, तहानारायणेरिसी ॥ सू. २ ॥**

વળી કેટલાક જૈનેતર અન્ય મતાવલંબીઓ સાધુઓને ઠગવા માટે આ પ્રમાણે કહે છે, અથવા જૈનમતના ઢીલા સાધુઓ આ પ્રમાણે કહે છે, કે વિદેહ દેશના જન્મેલા લોકોનો રાજા નમી નામનો હતો, તે ફક્ત ન ખાવાથીજ મોક્ષમાં ગયો છે. તથા રામગુપ્ત નામનો રાજર્ષિ આહાર વિગેરે ખાઇનેજ મોક્ષમાં ગયો છે. તથા બાહુક નામનો ઋષિ ઠંડું (કાચું) પાણી વિગેરે વાપરી મોક્ષમાં ગયો છે, તથા નારાયણ નામનો મહર્ષિ અચિત્ત જળ વિગેરે વાપરી મોક્ષમાં ગયો છે.

**आसिले देविलेचेव, दीवायण महारिसी ॥**
**पारासरेदगंभोच्चा, बीयाणि हरियाणि य ॥ सू. ३ ॥**

આસિલ મહર્ષિ તથા દેવિલ દ્વૈપાયન પારાશર ઋષિઓ ઠંડું પાણી બીજ શાકભાજી વિગેરેના પરિભોગથીજ મોક્ષમાં ગયેલા સાંભળીએ છીએ ॥ ૩ ॥

एतेपुव्वं महापुरिसा, आहिता इह संमता।
भोच्चा बीओदगंसिद्धा, इति मेयमणुस्सुअं ॥ सू. ४ ॥

આ પ્રમાણે ઉપર બતાવેલા મહર્ષિઓ પૂર્વકાલ તે ત્રેતા દ્વાપર વિગેરે કાળમાં મહાપુરૂષ તરીકે જાણીતા છે, તથા રાજર્ષિ તરીકે પ્રસિદ્ધ થએલા છે, તથા આપણા જૈન મતમાં પણ ઋષિભાષિત વિગેરે ગ્રંથોમાં કેટલાક ઋષિઓ સંમત (મનાએલા) છે. આ પ્રમાણે જૈનેતર કે જૈનના ઢીલા સાધુઓ બોલે છે, કે આ બધાએ મહર્ષિઓ કાચું પાણી બીજ ફળ ફળાદિ ખાઇને મોક્ષમાં ગયા છે. આવું અમે ભારત વિગેરે પુરાણમાં સાંભળ્યું છે. ॥૪॥ હવે તેનો ઉપસંહાર કરે છે.

तत्थमंदा विसीयंति, वाहच्छिन्ना व गद्दभा।
पिट्ठतो परिसप्पंति, पिट्ठसप्पो य संभमे ॥ सू. ५ ॥

આ પ્રમાણે કુવચનનાં ઉપસર્ગમાં ફસતાં ઢીલા સાધુઓ મંદબુદ્ધિથી મોક્ષગમનમાં ઉપર બતાવેલા જુદા જુદા ઉપાયો મનમાં ધારીને સંયમ અનુષ્ઠાનમાં કંટાળે છે. પણ તે મંદબુદ્ધિવાળા આ પ્રમાણે વિચારતા નથી, કે તેઓનું સિદ્ધિગમન કોઈ નિમિત્તથી થયું છે, કે જાતિસ્મરણ જ્ઞાન થવાથી કે તેવા બીજા ઉપાયથી ખાતરી થતાં સમ્યગ્ દર્શન જ્ઞાન ચારિત્ર મેળવીને વલ્કલ ચીરી માફક મોક્ષમાં ગયા છે. પણ એમ નથી કે સર્વ વિરતિના પરિણામરૂપ

ભાવલિંગ સિવાય ફક્ત કાચું પાણી બીજ વિગેરે ખાવાથી જીવોના ઉપમર્દનથીજ કર્મ ક્ષય થયું છે. હવે ખેદ પામવાનું દૃષ્ટાંત બતાવે છે. જેમ ગધેડા ઉપરથી ભરેલો ભાર હલકો થતાં ચાલવાના માર્ગમાંજ આળોટે છે, આ પ્રમાણે ઢીલા સાધુઓ મહર્ષિઓનાં બહાનાં લઈ સંયમભારને મુકી શીતલવિહારી બની ક્રિયામાં પ્રમાદ કરે છે. હવે બીજું દૃષ્ટાંત કહે છે. પૃષ્ટ સર્પિ તે ગતિમાં થાકેલા આગ વિગેરેનો ભય આવતાં ચપળ લોચનવાળા બની નાસેલા માણસની પછવાડે નાસે છે, પણ આગળ આવતા નથી, ઉલટું વધારે મુંઝાવાથી બેભાન બની ત્યાં આગમાં સપડાઈ મરણ પામે છે, તેજ પ્રમાણે દીક્ષા લઈ ઉપરના તાપસોનાં બહાનાં કાઢી શીતલવિહારી બની ચારિત્ર અનુષ્ઠાનમાં પ્રમાદ કરી મોક્ષમાર્ગે જવા નીકળવા છતાં પણ તેઓ મોક્ષમાં ન પહોંચતાં સંસારમાં અનંતકાળ સુધી ભ્રમણ કરતા રહેશે.

**इहमेगे उ भासंति, सातंसातेण विज्जती।**
**जे तत्थआरियंमग्गं, परमं च समाहिए (यं) ॥ सू॰ ६ ॥**

હવે અન્યમતનું નિરાકરણ કરવા તેનો પૂર્વપક્ષ કહે છે. ઇહ તે મોક્ષગમનના વિચારના પ્રસ્તાવમાં શાક્ય વિગેરે અથવા લોચ વિગેરેથી કંટાળેલા જૈનસાધુઓ ( તુ શબ્દથી જાણવું કે કાચું પાણી ઉપયોગમાં લેવાથી આ વિશેષ છે કે ) તે આવું બોલે છે. ( કોઇ પ્રતિમાં માને છે એ પાઠ છે ) કે સુખથીજ સુખ મળે, કહ્યું છે કે

**सर्वाणिसत्त्वानि सुखेरतानि, सर्वाणि दुःखाच्च समुद्विजन्ते।**
**तस्मात्सुखार्थी सुखमेवदद्यात्, सुखप्रदातालभते सुखानि ॥१॥**

બધા જીવો સુખમાં રમેલા છે, અને દુઃખથી કંટાળેલા છે, માટે સુખના અર્થીએ બીજાને સુખ આપવું, કારણકે બીજાને સુખ આપનારો સુખ પામે છે.

વળી યુક્તિ પણ તેજ ઘટે છે, કારણ કે કારણને મળતું કાર્ય ઉત્પન્ન થાય છે, શાલિના બીજથી શાલિનો અંકુરો થાય છે. પણ જવનો અંકુરો થતો નથી; માટે કાયા તથા જીવને આલોકમાં સુખ આપવાથી પરલોકમાં મુક્તિ થાય છે, પણ લોચ વિગેરેનું કષ્ટ આપવાથી મુક્તિ ન થાય, તથા જૈનાગમ પણ એવુંજ કહે છે.

**मणुणं भोयणं भोच्चा, मणुण्णं सयणासणं ।**
**मणुण्णंसि अगारंसि, मणुण्णं झायएमुणी ॥ १ ॥**

મનોજ્ઞભોજન ખાઇને સુંદર શયન આસનઉપર મનોજ્ઞઘરમાં બેસીને મુનિએ મનોજ્ઞધ્યાન કરવું. તેજ પ્રમાણે બીજું કહે છે.

**मृद्वीशय्या प्रातरुत्थाय पेया, भक्तंमध्ये पानकं चापराह्ने ।**
**द्राक्षाखंडं शर्करा चार्धरात्रे, मोक्षश्चान्ते शाक्यपुत्रेण दृष्टः ॥ १ ॥**

કોમળ શયનમાં સુઇને પ્રાતઃકાળે રાબડી પીવી, તથા બપોરના ભોજન જમવું, સાંજના પીણું પીવું, દ્રાક્ષ ખાંડ અને સાકર અડધી રાતે ખાવાં, આવું કરનારને અંતકાળે

મોક્ષ શાક્યપુત્ર ગૌતમબુદ્ધે દેખ્યો છે. માટે મનોજ્ઞ આહાર વિહાર વિગેરે ચિત્તને શાંતિ આપનાર છે, તેથી સમાધિ થાય છે, અને સમાધિથી મુક્તિ થાય છે, માટે સિદ્ધ થયું કે સુખથીજ સુખ પ્રાપ્ત થાય છે, પણ કોઈવિખત પણ લોચાદિ કાયાના કષ્ટથી મોક્ષ ન થાય, આવું મૂઢમતિવાળા કેટલાક શાક્ય વિગેરેએ માનીને મોક્ષના વિચારમાં સર્વ હેયધર્મથી દૂર રહેલ એવા આર્ય તે જૈનેંદ્રશાશન છે, તેના બતાવેલા મોક્ષમાર્ગને તેઓ ત્યજે છે, અને જ્ઞાન દર્શન ચારિત્રરૂપ પરમ સમાધિને તે અજ્ઞાનો ત્યજે છે, અને સદા સંસારમાં ભમે છે. હવે જૈનાચાર્ય મધ્યસ્થ પુરૂષો માટે તેનો ખુલાસો કરે છે. પ્રથમ તેઓએ કહ્યુંકે કારણ રૂપે કાર્ય થાય છે, પણ એવું એકાંત નથી કે કારણ તેવું કાર્ય થાયજ. કારણ કે શીંગડાંથી શર થાય છે, છાણથી વીંછી થાય છે, ગાયના લોમ (વાળ) તથા ઘેટાના વાળ વિગેરેથી દૂર્વા (ધ્રો) નું ઘાસ થાય છે, તથા મનોજ્ઞઆહાર વિગેરે સુખના કારણપણે બતાવ્યાં, તેપણ વિશૂચિકા (શૂળ) વિગેરે ઉત્પન્ન કરવાથી સમાધિને બદલે અસમાધિ ઉત્પન્ન કરવાથી તમારો હેતુ દોષવાળો છે. વળી વિષયોનું સુખ દુઃખના પ્રતિકાર હેતુપણે હોવાથી સુખના આભાસ તરીકે છે, પણ તે ખરી રીતે સુખજ નથી. તેજ કહ્યું છે.

दुःखात्मकेषु विषयेषु सुखाभिमानः,
सौख्यात्मकेषु नियमादिषु दुःखबुद्धिः ।

उत्कीर्णवर्णपदपंक्तिरिवान्यरुपा,
सारूप्यमेति विपरीतगतिप्रयोगात् ॥ १ ॥

દુઃખરૂપ વિષયોમાં સુખોનું અભિમાન થાય છે, તથા સુખરૂપ વ્રત નિયમોમાં દુઃખની બુદ્ધિ થાય છે, તે જેમ છાપવા માટે કોતરેલા અક્ષરોની પંક્તિ અવળી દેખાય છે, તેમ વિપરીત ગતિના પ્રયોગથી જુદારૂપે ભાસેછે, પણ ખરી રીતે વિષયો સુખદાયી નથી, માટે પરમાનંદરૂપ અત્યંત એકાંત મોક્ષનું કારણ વિષયસુખ થાય, અને લોચ કરવો, જમીનમાં સુવું, ભીખ માગવા જવું, પારકાની નિંદા અપમાન સહેવાં, ભુખ તરસ ડાંસ મચ્છર વિગેરે દુઃખના કારણપણે તમે બતાવ્યાં, તે અત્યંત અલ્પસત્વો જેમને પરમાર્થની દૃષ્ટિ નથી તેમને દુઃખ લાગે છે, પણ જેઓ મહાપુરૂષ છે, અને પોતાના સ્વાર્થ માટે પ્રવર્ત્તેલા છે, તથા પરમાર્થની ચિંતામાં એક તાનવાળા છે, તેવાઓને ઉપર બતાવેલાં દુઃખો મહા સત્વપણે સુખને માટેજ થાય છે. તેજ કહ્યું છે.

तणसंथारनिविण्णोवि मुनिवरो भट्ठरागमयमोहो।
जं पावइ मुत्तिसुहं, कत्तो तं चक्कवट्टीवि? ॥ १ ॥

ઘાસના સંથારે બેઠેલો રાગ મદ મોહને નાશ કરનારો મુનિવર જે મુક્તિ ( ત્યાગવૃત્તિ ) નું સુખ પામે, તેવું ચક્રવર્ત્તી પણ ક્યાંથી પામે ?

दुःखंदुष्कृतसंक्षयायमहतां क्षांतेः पदंवैरिणः,
कायस्याशुचिमताविरागपदवी संवेगहेतुर्जरा,
सर्वत्यागमहोत्सवाय मरणंजातिः सुहृत्प्रीतये,
संपद्भिः परिपूरितं जगदिदंस्थानं विपत्तेःकुत ? ॥ १ ॥

આ જગતમાં મહાનૂપુરૂષોને બધી અવસ્થાઓ સુખ રૂપે છે તે બતાવે છે, દુઃખ તે પૂર્વે કરેલાં પાપોનો ક્ષય કરવા આવે છે, માટે આનંદ માને છે, અને ક્ષમા કરવી તે વૈરીના વૈરને નાશ કરવાનું છે, કાયામાં અશુચિ તે વૈરાગ્ય ઉત્પન્ન કરે છે, તથા જરા ( બુઢાપો ) છે તે સંવેગનો હેતુ છે, અને મરણ તે સર્વત્યાગ ( દીક્ષા ) ના મહોત્સવ જેવું છે, અને જન્મ તો વહાલાંની પ્રીતિ માટે છે, આ પ્રમાણે આખું જગત્ સંપદાઓથી ભરેલું છે, તેમાં વિપદાનું સ્થાન કયાં છે ? વળી વાદી કહે છે કે એકાંતથી સુખથીજ સુખ માનતાં વિચિત્ર સંસારનો અભાવ થાય, વળી સ્વર્ગમાં રહેલા નિત્ય સુખી દેવોને સુખનો અનુભવ લેવા પાછું ત્યાંજ ઉત્પ થવું જોઇએ, અને નારકીઓને દુઃખનો અનુભવ લેવા પાછું ત્યાંજ ઉત્પન્ન થવું જોઇએ, પણ આ જુદી જુદી ગતિઓમાં જુદી જુદી અવસ્થાઓ ન થવી જોઇએ, પણ એવું દેખાતું નથી, તેમ ઇષ્ટ મનાતું નથી; એથી કહે છે.

मा एयं अवमन्नंता, अप्पेणं लुंपहा बहुं ।
एतस्स (उ) अमोक्खाए, अओहारिव्व जूरह ॥ सू. ७॥

માટે હે બંધુઓ! આ આર્ય માર્ગવાળું જૈનેંદ્ર વચન સમ્યગ્ દર્શન જ્ઞાન ચારિત્ર મોક્ષમાર્ગનું પ્રતિ પાદક છે, તેને તમે (સુખથી સુખ મળે છે) વિગેરે કહીને મોહથી મોહિત બનીને તેને ત્યજતાં અલ્પ વૈષયિક સુખ માટે ઘણા પરમાર્થના સુખનો નાશ ન કરો! તે સાંભળો, મનોજ્ઞ આહાર ખાવાથી કામનો ઉછાળો થાય, તેના ઉછાળાથી ચિત્તમાં અશાંતિ થાય, પણ સમાધિ થતી નથી. અને અ સત્ય મોક્ષના સ્વીકારથી અમોક્ષ તે અપરિત્યાગથી (મૂર્છાથી) ફક્ત આત્માની તમે કદર્થના કરો છો, તેનું દૃષ્ટાંત કહે છે, જેમ લોઢાનો ઉપાડનારો માર્ગમાં ચાંદી સોનું મફત મળવા છતાં કદાગ્રહથી એમ માને કે દૂરથી લાવ્યો છું માટે શામાટે મુકી દઉં? એમ વિચારી ન મુકે, તો ઘેરે આવ્યા પછી લોઢાનું અલ્પમૂલ્ય મળતાં ઝરે છે, પશ્ચાત્તાપ કરે છે, તેવી રીતે હે વાદીઓ! તમે પણ તમારો કદાગ્રહ નહિ મુકો, તો પશ્ચાત્તાપ કરશો.

पाणाइवाते वट्टंता, मुसावादे असंजता।
अदिन्नादाणे वट्टंता, मेहुणे य परिग्गहे ॥ सू. ८ ॥

વળી તે વાદીઓના દોષો બતાવે છે. કે તમે સુખ ભોગવીને ફરી સુખ ભોગવવાની ઈચ્છા રાખો છો, તેથી પ્રાણાતિ પાત (જીવહિંસા) જૂઠ ચોરી મૈથુન તથા પરિગ્રહમાં વર્તીને અસંયત બનોછો, તથા અલ્પ વૈષયિકસુખ આભાસની ખાતર પારમાર્થિક એકાંત અત્યંત મોક્ષસુખને ગુમાવો છો!

પ્ર૦—કેવી રીતે ?

ઉ૦—પચન પાચન વિગેરે ક્રિયામાં વર્ત્તતા સાવદ્ય અનુષ્ઠાનના આરંભવડે જીવહિંસા કરો છો, અને તેમાં જે જીવોની હિંસા થાય છે, તે જીવોએ તેમનાં શરીર તમને અર્પણ કર્યાં નથી, તેથી અદત્તાદાન ( ચોરી )નો દોષ લાગે છે, તથા ગાય ભેંસ બકરી ઉંટ વિગેરેનો સંગ્રહ કરવાથી તેના મૈથુનના અનુમોદનનો દોષ લાગવાથી અબ્રહ્મ છે. તથા દીક્ષા લીધેલા અમે છીએ એવું વ્રત લઇને ગૃહસ્થ આચરણ આચરવાથી મૃષાવાદ (જૂઠ)નો દોષ લાગે છે, તથા ધન ધાન્ય નોકર દાસી તથા ચોપગાં વિગેરેનો પરિગ્રહ રાખવાથી પરિગ્રહ છે, ॥૮॥ હવે મતાંતર બતાવવા તેનો પૂર્વ પક્ષ કહે છે.

**एवमेगेउपासत्था, पन्नवंति अणारिया ।**

**इत्थीवसं गया वाला, जिणसासणपरम्मुहा ॥ सू. ९ ॥**

(તુ શબ્દ પૂર્વે કહેલ વિષયથી વિશેષ બતાવે છે.) આ પ્રમાણે એટલે હવે પછી કહેવાતી નીતિએ અથવા પૂર્વની ગાથા ૧૨ માં બતાવ્યા પ્રમાણે પ્રાણાતિપાત વિગેરે પાપોમાં વર્તનારા કેટલાક તે બૌદ્ધ વિશેષ અથવા નીલવસ્ત્ર પહેરનારા અથવા નાથસંજ્ઞાથી ઓળખાતા વાદીના મંડળમાં રહેલા શૈવમતવાળા સંયમ માર્ગના સારા અનુષ્ઠાનથી બાજુએ રહેલા પાર્શ્વસ્થા અથવા જૈન મતના પાર્શ્વસ્થા અથવા જૈન મતના પાસત્થા અવસન્ન કુશીલીયા વિગેરે સ્ત્રી પરિસહથી હારેલા

આવું બોલે છે, વળી અનાર્ય કૃત્યને આચરવાથી અનાર્યો છે, તેથીજ કહે છે. કે

**प्रियादर्शनमेवास्तु, किमन्यैर्दर्शनान्तरैः ? ।**
**प्राप्यतेयेन निर्वाणं, सरागेणापि चेतसा ॥ १ ॥**

પ્રિયા તે સ્ત્રીનું દર્શનજ અમને હો, કારણ કે અન્યદર્શન વડે અમને શું પ્રયોજન છે? જેના વડે નિર્વાણ સરાગી ચિત્ત હોવા છતાં પણ મળે છે!

પ્ર૦—તે આવું શા માટે કહે છે?

ઉ૦—તેઓ સ્ત્રીને વશ વર્ત્તવાથી બાળક જેવા અજ્ઞાન છે, અને રાગ દ્વેષથી હણાએલા ચિત્તવાળા છે, તેથી તેઓ રાગદ્વેષને જીતનારા જિનદેવના શાસનની આજ્ઞા કષાય મોહ ઉપશમ થવાથી થાય છે, તેનાથી પરાઙ્મુખ બની સંસારનો પ્રેમ વાંછીને જૈનમાર્ગના દ્વેષીઓ આવું કહે છે. ॥ ૯ ॥

પ્ર૦—તેઓ શું કહે છે?

ઉ૦—તે કહે છે.

**जहागंडं पिलागंवा, परिपीलेज्ज मुहुत्तगं ।**
**एवं विन्नवणिऽथीसु, दोसोतत्थ कओसिआ ? ॥सू.१०॥**

તે વાદી આ પ્રમાણે કહે છે. કે જેમ કોઈ ગુમડાં વાળો રોગી તે ગુમડાને અથવા તેના જેવા ખસ વિગેરે અથવા બળવાથી થએલા ફોલ્લાને તેની પીડા શાંત કરવા તેને આજુબાજુથી દાબીને પાચ લોહી વિગેરે કાઢીને થોડી

વાર દુઃખ વેઠીને સુખી થાય છે, પણ તેથી કંઈ તે દોષિત ગણાતો નથી, તે પ્રમાણે સ્ત્રીની પ્રાર્થનામાં સ્ત્રીસંગમાં ગુમડું દાબવામાં જેમ દોષ નથી તેમ તેમાં દોષ ક્યાંથી હોય? કારણકે એટલા કલેદ ( ) ને દૂર કરવા માત્રથી દોષ થતો નથી ॥ ૧૦ ॥

કદાચ કોઇને થોડીપણ પીડા થતી હોય તો દોષ લાગે, પણ તેમ આમાં નથી તેનું દૃષ્ટાંત આપે છે.

जहामंधादए नाम, थिमिअं, भुंजतीदगं ।
एवं विन्नणित्थीसु, दोसोतत्थ कओ सिआ? ॥ ११ ॥
जहाविहंगमा पिंगा, थिमिअं भुंजती दगं ।
एवं विन्नवणित्थोसु, दोसो तत्थ कओसिआ ॥ १२ ॥
एवमेगे उ पासत्था, मिच्छदिट्ठी अणारिया ।
अज्झोववन्ना कामेहिं, पूयणा इव तरुणए ॥ १३ ॥

મંધાદન તે મેષ ઘેટું કે બકરૂં પાણીને હલાવ્યા કે ડોળ્યા વિના થોડું પીને આત્માને સંતોષ આપે, અને કોઇને ઉપઘાત ન કરે તો દોષ લાગતો નથી, તેમ સ્ત્રી સંબંધમાં કોઇને પીડા ન થાય, અને પોતાને સંતોષ થાય તો તેમાં ક્યાંથી દોષ હોય? ॥ ૧૧ ॥

તથા કોઇને પીડા નથી થતી તે સંબધે બીજું દૃષ્ટાંત આપે છે, કે આકાશમાં ચાલતું કપિંજલ નામનું પક્ષી આકાશમાં રહેલુંજ ભરેલું પાણી પીએ, તેમાં દોષ નથી તેમ

અહીંપણ દર્ભ આપીને રાગદ્વેષ કર્યાવિના પુત્ર વિગેરે માટે સ્રીસંબંધ કરતાં કપિંજલ માફક તેને દોષ નથી; હવે આ પ્રમાણે તે વાદીઓએ ગુમડું દાબવા માફક સ્રીનો પરિભોગ બતાવ્યો, તથા એડક (ઘેટા) ને પાણી પીવા માફક પરને પીડા કર્યાવિના પોતાના આત્માને સંતોષ કરવા સમાન મૈથુન થાય તેવો વિચાર કરનારા તથા કપિંજલ જમીનઉપર પગ મુકયાવિના આકાશમાં રહીને તળાવના પાણીને અડકયાવિના આકાશમાંથીજ વરસાદનાં પાણીનાં ટીપાં પીએ તેમ રાગદ્વેષ કર્યાવિના દર્ભ વિગેરે ઉતારીને સ્રીના અંગને સ્પર્શ કર્યાવિના પુત્રના માટે, પણ કામવિલાસ માટે નહિ, એવો ઋતુકાળ આવ્યા પછી શાસ્રોક્ત વિધિએ સ્રીસંગ કરતાં પણ દોષ લાગતો નથી, તથા કહે છે કે.

धर्मार्थं पुत्रकामस्य, स्वदारेष्वधिकारिणः ।
ऋतुकाले विधानेन, दोषस्तत्र नविद्यते ॥ १ ॥

ધર્મ માટે પુત્રની ઉત્પત્તિ કરવા પોતાની સ્રીમાં અધિકારી તેના પતિને ઋતુકાળે શાસ્રોક્ત વિધિએ સંગ કરતાં તેને દોષ નથી. આ પ્રમાણે મધ્યસ્થ (ઉદાસીન) પણે કામ કરતાં દોષ નથી. આ પ્રમાણે પાસત્થા કે મિથ્યાદૃષ્ટિ અનાર્યો સ્રી સંગના અભિલાષી બની કુકર્મ કરી નિર્દોષ બને છે. તેનો ઉત્તર નિર્યુક્તિકાર ત્રણ ગાથામાં આપે છે. (સૂત્રનો બાકીનો વિષય આગળ આવશે.)

जइणाम मंडलग्गेण सिरंछेतु ण कस्सइमणूस्सो ।
अच्छेज्ज पराहुत्तो किंनाम ततो ण घिप्पेज्जा ? नि. ५३॥
जहत्राविसगंडूसं कोई घे ूण नाम तुण्हिक्का ।
अण्णेण अदीसंतो किं नाम ततो न व मरेज्जा ? ॥ नि.५४॥

કોઈ પુરૂષ શસ્ત્રથી કોઈનું મસ્તક છેદાને અવળે મોઢે ઉભો રહે, તેવી રીતે અવળે મોઢે ઉદાસીન થઇને ઉભો રહેવાથી શસ્ત્રવડે ઘા કરવાનો અપરાધી થાય કે નહિ? ॥૫૩॥

તથા કોઈ ઝેરનો કોગળો પીને ચૂપ ઉભો રહે, અથવા તે છાનો પીએ, અને કોઈ ન દેખે, તેથી તે મરતો બચી જશે? ॥ નિ. ૫૪ ॥

जइ नामसिरिघराओ कोइ रयणाणि णामघेत्तूणं ।
अच्छेज्ज पराहुत्तो किं णामततो न घेप्पेज्जा ? ॥ नि. ५५ ॥

અથવા કોઈ રાજાના ભંડારમાંથી મહા અમૂલ્ય રત્નોને ચોરીને અવળે મોઢે ઉભો રહે; તેથી તેને નહિ પકડે? આ પ્રમાણે શઠતાથી કે અજ્ઞાનતાથી કોઈ ખુન કરે, કોઈ ઝેર પીએ, કોઈ રત્નો ચોરે, આ ત્રણેમાં કોઈ મધ્યસ્થતા ધારણ કરે; તેથી તેની નિર્દોષતા ન ગણાય. એ પ્રમાણે આ મૈથુનના કાર્યમાં અવશ્યે રાગ થવાનો છે, અને બધા દોષોનું કારણ છે, અને સંસારનું વધારનાર છે, તેથી કેવી રીતે નિર્દોષતા ગણાય? તજ કહે છે.

प्राणिनां बाधकं चैतच्छास्त्रे गीतं महर्षिभिः ।
नलिकातप्तकणकप्रवेशज्ञाततस्तथा ॥ १ ॥

પ્રાણીઓનું બાધક આ મૈથુનશાસ્ત્રમાં મહર્ષિઓએ કહેલું છે, કે જેમ રૂની ભરેલી નળીમાં તપાવેલો લોઢાનો સળીયો ઘાલતાં રૂ બળે તેમ સ્રીના સંગમાં યોનિમાં રહેલા જીવોનો નાશ થાય છે.

मूलं चै तदधर्मस्य, भवभावप्रवर्धनम् ।
तस्माद्विषान्नवत्त्याज्यमिदं पापमनिच्छता ॥ २ ॥

આ અધર્મનું મૂળ છે, ભવભ્રમણને વધારનાર છે, માટે પાપને વધારવા ન ઈચ્છતા પુરૂષે વિષથી મળેલા અન્ન માફક ત્યાગવાયોગ્ય છે.

આ પ્રમાણે નિર્યુક્તિકારે કહેલી ત્રણ ગાથાનો પરમાર્થ છે, કે સ્રીસંગમાં રાગ વધે છે, તેથી સંસાર વધે છે, અને તેથી અઢારે પાપસ્થાન થાય છે, અને સ્રીસંગમાં ઘણા જીવોનો નાશ થાય છે.

તે બાબતને પ્રથમ સૂત્ર ૧૩ માં કહેલ વાતને કહે છે, કે તે વાદીઓ ગૂમડું પીલવા માફક મૈથુનને નિર્દોષ માની સ્રી પરિસહમાં હારવાથી સંયમના અનુષ્ઠાનથી બાજુ રહેલા અન્યવાદીઓ છે. અથવા જૈન પતિત સાધુઓ છે. તેથી તેમની દૃષ્ટિ વિપરીત છે. અને દુષ્ટ કર્મ આદરવાથી અનાર્ય છે, એવી રીતે તેઓ દુરાચારમાં ગૃદ્ધ છે, અથવા મોહથી સાવદ્ય અનુષ્ઠાનમાં રક્ત છે. અહીં લૌકિક દૃષ્ટાંત કહે છે. જેમ પૂતના તે કોઈ ડાકણ સ્તનને ધાવનારા બાળકને વળગી

હોય, તેમ તે અનાર્યો કામમાં ગૃદ્ધ થયેલા છે. અથવા પૂ-યણુ તે ગડુરિકા ( ઘેટી ) પોતાના બચ્ચાંને પણ વળગે છે, તેવી રીતે તેઓ પણ છે. અહીં કથા કહે છે. જેમ બધાં પશુઓનાં બચ્ચાંને સુકા કુવામાં બચ્ચાંના સ્નેહની પરીક્ષા કરવા ફેંકયાં, તેમાં બીજી માતાઓ પોતાનાં બચ્ચાંના રોવાના શબ્દને સાંભળીને પણ કુવાના કિનારે રોતી ઉભી રહે છે, પણ ઘેટી તો પોતાના બચ્ચાને રોતું સાંભળે કે સ્નેહમાં અંધ બનીને ભવિષ્યનું દુઃખ વિસારીને ત્યાંજ પોતે પડે છે. માટે બીજી માઓ કરતાં પોતે ઘેટી વધારે પ્યાર ધરાવે છે. તેમ તે વાદીઓ છે. ॥૧૩॥ હવે તે વાદીઓના મૈથુનના દોષો બતાવે છે.

अणागयमपस्संता, पच्चुप्पन्नगवेसगा ।
ते पच्छा परितप्पंति, खीणे आउंमिजोव्वणे ॥सू. १४॥

ભવિષ્યના ભોગોની પણ આકાંક્ષા કરી કામથી નિવૃત્ત ન થએલાને નરક વિગેરેમાં પીડાસ્થાનમાં મોટું દુઃખ પડે છે, તેને ભૂલીને વર્ત્તમાનજ વૈષયિક સુખાભાસને વાંછનારા જુદા જુદા ઉપાયોથી ભોગોને વાંછીને ક્ષીણ આયુ થતાં મોક્ષાભિલાષી બનેલા અથવા યૌવન દૂર થતાં શક્તિહીન થતાં વિષયતૃષ્ણા શાંત ન થવાથી શોક કરે છે. કહ્યું છે કે.

हतं मुष्टिभिराकाशं, तुषाणां कंडनं कृतम् ।
यन्मया प्राप्य मानुष्यं, सदर्थे नादरःकृतः ॥ १ ॥

બૂઢાપામાં આ પ્રમાણે પસ્તાવો થાય છે, કે મેં મુઠ્ઠીઓવડે ફક્ત આકાશને હણ્યું, અને ફોતરાંને ખાંડયાં, તેવું મૂર્ખાઇનું કામ કર્યુ છે, કારણ કે મેં મનુષ્યજન્મ પ્રાપ્ત કરીને સારા પરમાર્થ માટે અનાદર કરી લક્ષ નથી આપ્યું; તથા

विहवावलेवनडिएहिं, जाइं कीरंति जाव्वणमएणं
वयपरिणामे सरियाइं, ताइं हिअए खुडुक्कंति ॥ २ ॥

સંસારી વિભવ (ઋદ્ધિ)ના અહંકારથી જે જે અનાચરણ આચર્યાં હોય, અને જુવાનીના મદથી સુકૃત ન કર્યાં હોય, તે બધાં બૂઢાપામાં યાદ આવતાં હૃદયમાં ખટકે છે.॥૧૪॥

जेहिं काले परिक्कंतं, नपच्छा परितप्पए ।
ते धोरा[illegible], नावकंखंति जोविअं ॥ सू. १५ ॥

પણ જેઓ ઉત્તમ સત્ત્વપણે પ્રથમજ વિચારીને તપ કરે છે, ચારિત્ર વિગેરે પાળેછે, તેઓને પછવાડે પસ્તાવો થતો નથી; તે બતાવે છે.

જે પુણ્યાત્માઓ આત્મહિત કરનારા છે, તેમણે ધર્મ પ્રાપ્તિ કરવાના સમયે પરાક્રાન્ત તે ઇંદ્રિયો તથા કષાયોનો પરાજય કરવા ઉદ્યમ કર્યો છે, તેઓ પછવાડે બૂઢાપામાં કે મરણ વખતે શોક કરતા નથી. (સૂત્રમાં બીજા પદમાં એક વચન માગધીને લીધે છે) વળી વિવેકી પુરૂષોને ધર્મ પ્રાપ્તિનો કાળ પ્રાયે સર્વદા છે. કારણકે તેજ પ્રધાન પુરૂષાર્થ છે. અને જે પ્રધાન છે, તેજ પ્રાયે કરવો ઉચિત છે. તેથી

તેઓ બાળ અવસ્થાથીજ સમજીને વિષયોનો અભિલાષ છોડીને તપ અને સંયમ આચરીને કર્મ વિદારણમાં સમર્થ ધીરપુરૂષો સ્નેહરૂપ કમબંધનને સર્વથા છોડીને અસંયમ જીવિતને વાંછતા નથી. અથવા જીવિત કે મરણમાં નિઃસ્પૃહ બનેલા સંયમ લેવાની બુદ્ધિવાળા બને છે. ॥ ૧૫ ॥ વળી.

जहा नइ वेयरणी, दुत्तरा इह संमता ।
एवं लोगंसि नारीओ, दुरुत्तरा अमईमया ॥ सू.१६ ॥

જેમ વૈતરણી–તે નદીના મધ્યભાગમાં ઘણું ખેંચાણ હોવાથી અને વિષમતટો હોવાથી તે દુઃખથી ઉલંઘાય છે, તેમજ આ લોકમાં નારીઓ નિર્વિવેકવાળા હીનસત્ત્વવાળા પુરૂષથી દુઃખેથી મુકાય છે. તે કહે છે કે તેઓ હાવભાવોથી શ્રેષ્ટ વિદ્વાનપુરૂષોને વશ કરે છે, તેજ કહ્યું છે.

सन्मार्गे तावदास्ते प्रभवति पुरुषस्तावदेवेन्द्रियाणां,
लज्जां तावद्विधत्ते विनयमपि समालंबते तावदेव ।
भ्रूचापाक्षेपमुक्ताः श्रवणपथजुषो नीलपक्ष्माण एते,
यावल्लीलावतीनां न हृदि धृतिमुषो दृष्टिबाणाः पतंति॥१॥

જ્યાં સુધી લીલાવાળી (જુવાન) સ્ત્રીનાં નીલ પાંખવાળાં કટાક્ષ બાણો આંખની પાંપણથી કાન સુધી ગયેલાં પુરૂષના હૃદયની ધીરજનાં ચોરનારાં છે, તે પુરૂષનાં હૃદયમાં લાગ્યાં નથી, ત્યાંસુધી તે સન્માર્ગમાં રહે છે. વડીલોનો વિનય સાચવે છે, તથા લાજ પણ રાખે છે, અને ઇંદ્રિયોને

પણ વશમાં રાખે છે. માટેજ વૈતરણી નદી માફક નારી-ઓના ફાંસા કે ફંદામાંથી છૂટવું મુશ્કેલ છે. ॥ ૧૬ ॥

**जेहिं नारीण संजोगा, पूयणा पिट्ठतो कता।**
**सव्वमेयं निराकिच्चा, तेठिया सुसमाहिए ॥ सू. १७॥**

પણ જે સ્રીસંગનાં કડવાંફળ જાણનારા ઉત્તમ પુરૂષો-એ અંતસુધી કડવા વિપાકવાળા નારીના સંયોગો સર્વથા ત્યાગ્યા છે. અને તેની સાથેજ વસ્ત્ર અલંકાર માળા વિગેરે થી પોતાના શરીરની પૂજા તે કામવિકાર કરાવનારી વિભૂષા છે, તેને પણ પીઠ આપી (ત્યાગ્યા) છે, તથા સ્રીના સંગ સંબંધી સર્વે કૃત્યો તથા ભૂખ તરસ વિગેરે પ્રતિકૂલ ઉપ-સર્ગોના સમૂહને સર્વથા છોડીને મહાપુરૂષો ( ઉત્તમ સા-ધુઓ ) એ સેવેલા માર્ગે ચાલી નિર્મળ ચારિત્ર પાળે છે, તેઓજ ખરી રીતે સ્વસ્થચિત્તવૃત્તિરૂપ સમાધિવડે રહેલા છે. અને તેઓજ અનુકૂળ પ્રતિકૂળ ઉપસર્ગોવડે ક્ષોભ પામતા નથી. પણ તેથી ઉલટા કુમાર્ગે ચાલનારા કુતર્કોવડે નિર્દોષ બનીને વિષયો સેવીને સ્રી વિગેરેના પરિસહથી હારેલા અંગારાઉપર પડેલા મીણ માફક રાગઅગ્નિએ બ-ળતા અસમાધિએ રહે છે. (કુવાદીઓએ સ્રીસંગમાં નિર્દો-ષતા તથા સુખશાંતિ થવી જણાવ્યું પણ શાસ્રકારે કહી બતાવ્યું કે તેમાં મહાપાપ કર્મબંધન જીવહિંસા અને અઢારે પાપ લાગવા ઉપરાંત સુખાભાસ અને રાગઅગ્નિથી સદાએ બળી અસમાધિની ઉપાધિ કર્મે લાગુ પડે છે તે

વિચારો અને નિર્મળ સંયમ બ્રહ્મચર્ય પાળો) હવે જેઓ સ્ત્રીના પરિસહથી કંટાળેલ છે, તેનાં કડવાંફળ બતાવે છે.

**एतेओघं तरिस्संति, समुद्दं वहवारिणो ॥**
**जत्थ पाणा विसन्नासि, किच्चंतो सयकम्मुणा ॥सू.१८॥**

ઉપર કહેલા જે મહાપુરૂષો છે, તેઓ સંસારસમુદ્રને તરશે. જેમ લવણસાગર જેવા સમુદ્રને વેપારીઓ સારા વહાણવડે તરે છે, તેમ ઉત્તમ સંયમરૂપ નાવવડે મુનિઓ તરે છે, તર્યા છે, અને તરશે. હવે ભાવ ઓઘ જે સંસાર છે, તેમાં જેઓ સ્ત્રીસંગના વિષયથી ખેદ પામી સ્ત્રી સંગ કરી બીજા જીવોને પીડે છે, તેઓ પોતાના પાપના કૃત્યવડે અસાતાવેદનીયથી તથા ભવભ્રમણથી સંસારમાં પીડાશે.

**तं च भिक्खू परिण्णाय, सुव्वते समिते चरे ॥**
**मुसावायं च वज्जिज्जा, अदिन्नादाणं च वोसिरे ॥सू.१९॥**

ઉપર કહેલ વ્યાખ્યાનની પરિસમાપ્તિ કરતાં ઉપદેશ આપે છે. ઉપર કહ્યું કે વૈતરણી નદી માફક નારીઓ દુસ્તર છે, તે જેમણે ત્યાગી છે, તેઓ સંસારમાં તરે છે. અને સ્ત્રીસંગીઓ સંસારમાં રહેલા પોતાના કરેલાં કૃત્યોથી સંસારમાંજ દુઃખ પામશે. આ બધું હૃદયમાં ભિક્ષુ ( સાધુ ) સમજીને હેય અને ઉપાદેયપણે વિવેકથી ઓળખી શોભન વ્રતોવાળો બની પાંચ સમિતિવડે સમિત થઇ વિચરે. આથી મૂળઉત્તરગુણ ધારણ કરી સંયમ અનુષ્ઠાન કરે તથા

અસત્ય અહિતકારક વચનને વિશેષથી વર્જે, તેમ અદત્તાદાન વર્જે, તે દાંત ખોતરવાની સળી સુધાં ગ્રહણ ન કરે (આદિ શબ્દથી) મૈથુન તથા પરિગ્રહ પણ સંપૂર્ણ સંયમમાં આત્મહિત માનતો આખી જીંદગી સુધી ત્યાગે. ॥૧૯॥

उड्ढमहेतिरियंवा, जेकेई तसथावरा ।
सव्वत्थविरतिंकुज्जा, संतिनिव्वाण माहियं ॥ २० ॥

ઉપર બતાવેલાં પાંચે મહાવ્રતોમાં અહિંસાની વૃત્તિ હોવાથી તેનું પ્રધાનપણું બતાવવા કહે છે. કે ઉંચે નીચે કે તીચ્છાલોકને લેવાથી ક્ષેત્ર આશ્રયી પ્રાણાતિપાત ન કરવાનું સૂચવ્યું, તથા ત્રાસ પામતાં કંપતા દેખાતા ત્રસ તે બે ત્રણ ચાર પાંચ ઇંદ્રિયવાળા પર્યાપ્ત અપર્યાપ્તભેદવાળા જીવો જાણવા, તથા સ્થિર રહેનારા સ્થાવર પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, વનસ્પતિ તે સૂક્ષ્મ બાદર પર્યાપ્ત અપર્યાપ્ત ભેદવાળા લીધા, તેથી જીવોને આશ્રયી દ્રવ્યથી પ્રાણાતિપાત ન કરવાનું સૂચવ્યું.

સર્વત્રકાલે-"સર્વ અવસ્થાઓમાં" આ શબ્દથી કાલ ભાવ ભેદથી ભિન્ન પ્રાણાતિપાત ગ્રહણ કર્યો. આ પ્રમાણે ચૌદે જીવસ્થાનોમાં કરવું કરાવવું અનુમોદવું એ ત્રણ કરણ તથા મન વચન કાયા એ ત્રણ યોગ્યવડે પ્રાણાતિપાત (જીવહિંસા) ની વિરતિ કરે, આ પ્રમાણે પોણીબે ગાથાવડે જીવહિંસાની વિરતિ વિગેરે મૂળ ગુણો કહ્યા, હવે મૂળ

ઉત્તરગુણોનું ફળ બતાવવા ૨૦ મી ગાથાના છેલ્લા પદમાં કહ્યું. કર્મદાહનો ઉપશમ તેજ 'શાંતિ' છે, અને મોક્ષપદ તે 'નિર્વાણ' પ્રાપ્ત થવાનું બતાવ્યું, એટલે ચરણ કરણના અનુષ્ઠાનમાં રહેનારા સાધુને બધ  તે રાગ દ્વેષ શોક હાસ્ય માન અપમાન વિગેરે દૂર થાય છે, તેજ મોક્ષ છે. ॥૨૦॥

इमं च धम्ममादाय, कासवेण पवेदितं।
कुज्जा भिक्खू गिलाणस्स, अगिलाए समाहिए ॥सू.२१॥
संखाय पेसलं धम्मं, दिट्ठिमंपरिनिव्वुडे ॥
उवसग्गे नियामित्ता, आमोक्खाए परिव्वएज्जासि ॥सू.२२॥
त्तिबेमि। इत्ति उवसग्गपरिन्नाणामं तइअं अज्झयणं सम्मत्तं ॥
गाथा ग्रं० २५

હવે આખા અધ્યયનના વિષયનો ઉપસંહાર કરે છે. આ મૂળ ઉત્તરગુણરૂપ અથવા શ્રુતચારિત્રરૂપ દુર્ગતિમાં પડતા જીવને ધારવાથી ધર્મ છે, તેને આચાર્ય વિગેરે પાસે ઉપદેશ સાંભળીને આદરે, તે ધર્મની પ્રશંસા કરે છે. કે તે શ્રી મહાવીર સ્વામીએ કેવળજ્ઞાન પ્રાપ્ત કરીને ભવ્યજીવોના ઉદ્ધાર માટે કહ્યો છે. તેને સાધુએ સમજીને પરીસહ ઉપસર્ગથી કંટાળ્યાવિના બીજા માંદા સાધુની વૈયાવચ્ચ કરવી.

પ્ર૦–કેવી રીતે ?

ઉ૦–પોતે માંદો ન પડે તેવી રીતે યથાશક્તિ સમાધિ રાખીને કરવી, તેનો સાર આ છે, કે પોતે ચાકરી કરતાં

એમ માને છે કે આ માંદાની સેવા કરવાથી મારૂં જીવન સફળ છે. ॥ ૨૧ ॥

વળી આ પ્રમાણે પ્રભુનો ધર્મ પોતાની નિર્મળ બુદ્ધિથી કે અન્ય પાસે સાંભળી તેને મોક્ષ જવામાં અનુકૂળ માની શ્રતચારિત્રને આદરી દૃષ્ટિમાન્ તે સમ્યગ્ દર્શનવાળો તથા કષાયના ઉપશમથી ઠંડકવાળો બની અથવા પરિનિર્વૃત કલ્પવાળો ( રાગ દ્વેષમાં સમભાવી ) થઈને અનુકૂળ પ્રતિકૂળ ઉપસર્ગોને સહીને મોક્ષમાં જતાં સુધી સંયમ અનુષ્ઠાન વડે નિર્વાહ કરે. આ પ્રમાણે ઉપસર્ગ પરિજ્ઞાનો ચોથો ઉદ્દેશો સમાપ્ત થયો. ત્રીજું અધ્યયન સમાપ્ત થયું.

## સ્ત્રીપરિજ્ઞા નામનું ચોથું અધ્યયન.

ત્રીજું અધ્યયન કહીને ચોથું કહે છે. તેનો આ પ્રમાણે સંબંધ છે. પૂર્વના અધ્યયનમાં ઉપસર્ગો બતાવ્યા, અને તેમાં પ્રાયે અનુકૂળ ઉપસર્ગો દુઃસહ છે, તેમાં પણ મુખ્ય સ્ત્રીઓનો ઉપસર્ગ છે, તેને જીતવા માટે આ અધ્યયન કહે છે, આ સંબંધે આવેલા આ અધ્યયનના ઉપક્રમ વિગેરે ચાર અનુયોગદ્વારો થાય છે, તેમાં ઉપક્રમમાં રહેલો અર્થાધિકાર બે પ્રકારે છે. અધ્યયનનો તથા ઉદ્દેશાનો તેમાં અધ્યયનનો પૂર્વે નિર્યુક્તિકારે કહેલ છે, કે સ્ત્રીદોષ વિવર્જના, આથી સ્વયં બતાવી દીધો, અને ઉદ્દેશાનો અર્થાધિકાર

આગળ જતાં નિર્યુક્તિકાર કહેશે. હવે નિક્ષેપના અધિકારમાં ઓઘ નામ સૂત્રાલાપક એમ ત્રણ ભેદ છે, તેમાં અધ્યયન શબ્દ ઓઘ છે, નામનિષ્પન્નમાં સ્ત્રી પરિજ્ઞા છે, હવે તેના ચાર નિક્ષેપામાં નામસ્થાપના સુગમને છોડીને સ્ત્રી શબ્દના દ્રવ્યાદિ નિક્ષેપા કહે છે.

**दव्वाभिलावचिंधे वेदे भावे य इत्थिणिक्खेवो ॥**
**अहिलावे जह सद्धो भावे वेयंमि उवउत्तो ॥ नि. ५६ ॥**

તેમાં દ્રવ્યસ્ત્રી બે પ્રકારે છે, આગમથી નોઆગમથી. આગમથી સ્ત્રીના પદાર્થને જાણનારો તથા ઉપયોગ ન હોય, કારણકે અનુપયોગ તે દ્રવ્ય છે. નો આગમથી જ્ઞ શરીર ભવ્ય શરીર તેથી વ્યતિરિક્ત પણ ત્રણ ભેદે છે. એક ભવિકા, બદ્ધ-આયુ. તથા અભિમુખ નામ ગોત્રવાળી સ્ત્રી છે.

તથા જેનાવડે ઓળખાય તે ચિન્હ છે, તે સ્ત્રીના ખુલ્લા સ્તનો તથા વેષ વિગેરે છે. આવા ચિન્હમાત્રથી સ્ત્રી ગણાય, તે ચિન્હ સ્ત્રી છે, તે જેનો વેદ નાશ પામ્યો હોય તે છદ્મસ્થ ગુણશ્રેણિમાં ચઢેલ તથા કેવળી (કેવળજ્ઞાન પામેલી સ્ત્રી) છે, અથવા જે કોઇ નાટક વિગેરેમાં સ્ત્રીનો વેષ પુરૂષ પહેરે તે છે. પણ વેદસ્ત્રી તો જે સ્ત્રીને પુરૂષ સાથે સબંધ કરવાના અભિલાષરૂપ વેદનો ઉદય હોય છે. અને અભિલાપ તથા ભાવનો અધિકાર તો નિર્યુક્તિકારજ પાછલી અડધી ગાથાવડે કહે છે.

બોલાય તે અભિલાપ છે. એટલે સ્રીલિંગ (નારીજાતિ) નાં નામો જેમકે શાળા માળા સિદ્ધિ છે.

ભાવસ્રી આગમથી નોઆગમથી છે, તેમાં આગમથી સ્રી પદાર્થ જ્ઞ તથા તેમાં ઉપયોગ હોય, તે છે, કારણકે ઉપયોગ તેજ ભાવ છે. નોઆગમથી ભાવ વિષયના નિક્ષેપમાં સ્રીવેદરૂપ વસ્તુના ઉપયોગવાળી તેના ઉપયોગથી અનન્ય (એકમેક) પણે હોવાથી તેજ ભાવસ્રી છે. જેમકે અગ્નિના ઉપયોગવાળો માણવક પોતે અગ્નિ છે, તેમ અહીં પણ છે. અથવા સ્રીવેદનાં નિર્વર્ત્તક ઉદયમાં આવેલાં કર્મોમાં ઉપયોગ રાખે. અર્થાત્ તેનો અનુભવ કરે. તે સમયે તે ભાવ સ્રી છે. આ પ્રમાણે સ્રીનો આટલોજ નિક્ષેપ છે.

પરિજ્ઞા શબ્દનો નિક્ષેપ તો આચારાંગના પહેલા ભાગમાં શસ્ત્ર પરિજ્ઞામાં પૃષ્ટ માં બતાવ્યો છે, ત્યાંથી જાણી લેવો. હવે સ્રીના વિપક્ષરૂપ પુરૂષના નિક્ષેપાના અર્થને બતાવે છે.

**णामं ठवणादविए खेत्ते काले य पज्जणणकंमे ।**
**भोगे गुणे य भावे दस एए पुरिसणिक्खेवा ॥ नि. ५७ ॥**

નામ તે સંજ્ઞા, તે સંજ્ઞામાત્રથી પુરૂષ તે નરજાતિનાં બધાં નામો ઘડો તાંતણો વિગેરે છે. અથવા જેનું નામ પુરૂષ હોય. સ્થાપનાપુરૂષ તે લાકડા વિગેરેની બનાવેલી જિનપ્રતિમા વિગેરે છે. દ્રવ્યપુરૂષમાં નોઆગમથી જ્ઞ શરીર ભવ્યશરીર અને બેથી વ્યતિરિક્ત છે, તે વ્યતિરિક્તમાં

એક ભવિક, બદ્ધઆયુ, અભિમુખ નામગોત્ર એમ ત્રણ ભેદ છે, અથવા દ્રવ્ય (ધન)માં જેનું વધારે મન હોય તે મમ્મણશેઠ વિગેરે છે. ક્ષેત્ર આશ્રયી જે દેશમાં જે જન્મ્યો હોય તે. જેમકે સોરઠમાં જન્મેલો સોરઠીયો કહેવાય, અથવા જે ક્ષેત્રને આશ્રયી પુરૂષપણું મળે, તે ક્ષેત્રપુરૂષ છે. તથા જેટલો કાળ પુરૂષવેદને વેદવાયોગ્ય કર્મોને જે પુરૂષવેદે, તે કાળપુરૂષ છે. જેમકે—

**पुरिसे णं भंते ! पुरिसोत्ति कालओ केवच्चिरं होइ ? गो०, जहन्नेणं एगं समयं उक्कोसेणं जो जम्मि काले पुरिसो भवइ, जहा कोइएगंमि पक्खे पुरिसो एगंमि नपुसगो'त्ति.**

પ્ર૦—હે ભગવન્! પુરૂષ એ કાળથી પુરૂષપણે ક્યાં સુધી હોય?

ઉ૦—હે ગૌતમ! જઘન્યથી એક સમય અને ઉત્કૃષ્ટથી તો જે કાળે પોતે પુરૂષવેદ અનુભવતો હોય, જેમકે કોઈ એક પક્ષમાં પુરૂષપણું ભોગવે, બીજામાં નપુંસકપણું ભોગવે. જેનાવડે પ્રજા (પુત્ર વિગેરે) ઉત્પન્ન થાય તે પ્રજનન (પુરૂષચિન્હ) છે. તેનાથી પ્રધાન તે પ્રજનનપુરૂષ છે. કારણ કે તેને અપર પુરૂષકાય નહોય, તે આશ્રયી તેને પ્રજનન પુરૂષ કહે છે. કર્મ તે અનુષ્ઠાન છે, તેનાથી પ્રધાન તે કર્મ કર (મજુર કારીગર) હોય તે કર્મપુરૂષ છે. તથા ચક્રવર્ત્તી વિગેરે પુણ્યના ઉદયથી ભોગો ભોગવે તે ભોગપુરૂષ છે. તથા ગુણ તે વ્યાયામ (કસરત) વિક્રમ (બળ) ધૈર્ય સત્ત્વ

વિગેરે છે તેનાથી પ્રધાન હોય તે ગુણ પુરૂષ છે. અને ભાવ પુરૂષ તો પુરૂષવેદના ઉદયમાં વર્ત્તતો તે વેદવાગ્યોગ્ય કર્મોને અનુભવે તે ભાવપુરૂષ છે. આ પ્રમાણે પુરૂષ શબ્દના ૧૦ નિક્ષેપા થાય છે.

હવે પૂર્વે બતાવેલા ઉદ્દેશાના અર્થાધિકારને કહે છે.

**पढमे सथवसंलवमाइहि खलणा उ होति सीलस्स ।**
**बितिए इहेव खलियस्स अवत्था कम्मबंधोय ॥ नि. ५८ ॥**

પહેલા ઉદ્દેશામાં કહ્યું છે કે સ્ત્રીઓ સાથે પરિચય રાખવાથી, ભિન્ન કથા વિગેરેના આલાપ કરવાથી, અને આદિ શબ્દથી તે સ્ત્રીનાં અંગોપાંગની જે કામ અભિલાષને પ્રકટ કરનાર ચેષ્ટાઓ છે, તેના દેખવાથી અલ્પસત્ત્વવાળા પુરૂષને શીલની સ્ખલના થશે. (વ્રતભંગ કરશે) અથવા (તુ શબ્દથી જાણવું કે) તે દીક્ષા મુકી દેશે.

બીજા ઉદ્દેશામાં આ પ્રમાણે અધિકાર છે.

કે શીલથી ભ્રષ્ટ થએલા સાધુને ઈહતે આ જન્મમાં સ્વપક્ષ તથા પરપક્ષ તરફથી તેનો તિરસ્કાર વિગેરેની વિડંબના થાય છે. અને શીલભંગથી અશુભ કર્મબંધ થાય છે, અને તેથી સંસારસાગરમાં ભ્રમણ થાય છે.

પ્ર૦–શું સ્ત્રીઓએ કોઇને શીલથી ભ્રષ્ટ કરીને પોતાના વશ કર્યો છે, કે આવો તમારે બોધ આપવો પડે છે?

ઉ૦–હા, તે કહે છે.

**सूरा मो मन्नंता कइतवियाहिं उवहिप्पहाणाहिं ।**
**गहिया हु अभयपज्जोयकूलवालादिणो बहवे ॥ नि.५९ ॥**

અભયકુમાર, ચંડપ્રદ્યોત, કૂલવાલુ વિગેરે અનેક પુરૂષો પોતાને શૂરા માનતા હતા (મો અવ્યય વાક્યની શોભા માટે છે.) કુત્રિમ તે અંતરના ભાવરહિત એવી ઉપધિ (માયા) થી પ્રધાન સ્ત્રીઓએ કપટ કરીને તેવા બહાદૂરોને પણ પોતાના વશ કર્યાં છે. કેટલાકને રાજ્યથી ભ્રષ્ટ કરીને આ લોકમાંજ વિટંબના પમાડી છે. અભયકુમાર વિગેરેની કથાઓ મૂળ આવશ્યકસૂત્રથી જાણવી. ત્રણેની કથા બતાવવાનું કારણ એ છે કે અભયકુમારમાં ઘણી બુદ્ધિ હતી, ચંડપ્રદ્યોત શૂરવીર હતો, અને કૂળવાળુઓ તપસ્વી હતો, તે ત્રણેને સ્ત્રીઓએ કપટથી વશ કર્યાં હતા.

માટે શું કરવું ? તે કહે છે.

**तम्हा ण उ वीसंभो गंतव्वो णिच्चमेव इत्थीसुं ॥**
**पढमुद्देसे भणिया जे दोसाते गणंतेणं ॥ नि. ६० ॥**

જેથી સ્ત્રીઓને સુગતિ માર્ગમાં અર્ગલા જેવી વિઘ્ન કરનારી તથા કપટની ભરેલી ઠગ જાણીને વિવેકી પુરૂષે તેનો હમેશાં વિશ્વાસ ન કરવો, તેના દોષો પહેલા ઉદ્દેશા તથા બીજામાં બતાવેલા છે, તેને વિચારતા ડાહ્યા પુરૂષે કપટની રાશિની મૂર્તિ જેવી સ્ત્રીઓનો વિશ્વાસ ન કરવો,

**सुसमत्थाऽवऽसमत्था, कीरंतो अप्पसत्तियापुरिसा ।**

**दोसंती सूरवादी णारीवसगा ण ते सूरा ॥ नि० ६१ ॥**

શત્રુના સૈન્યથી વિજય વિગેરેમાં ઘણા સમર્થ હોય; છતાં તે પુરૂષોને સ્ત્રીઓએ આંખના પલકારામાત્રથી બીકણ બનાવ્યા છે, અને તે અલ્પસત્ત્વવાળા બનીને તે સ્ત્રીઓથી છૂટવાને બદલે તેના પગમાં પડવા વિગેરેથી ખુશામત કરીને નિઃસાર બને છે, તે પ્રત્યક્ષ દેખાય છે, અર્થાત્ તે શૂરા માનતા પુરૂષો પણ નારીવશ બનીને દીનતાવાળા થયા છે એવા પુરૂષો ખરીરીતે શૂરા નથી. તેથી સિદ્ધ થયું કે સ્ત્રીઓ વિશ્વાસ કરવાયોગ્ય નથી, તેજ કહ્યું છે.

**को वीससेज्ज तासिं कतिवयभरियाण दुव्वियड्ढाणं ! ।**
**खणरत्तविरत्ताणं धिरत्थु इत्थीण हिययाणं १ ॥**

કૈતવ (કપટ) થી ભરેલી દુઃખેથી સમજાવાય, તથા ક્ષણમાં રાગી ક્ષણમાં રિસાળ બને તેવી સ્ત્રીઓમાં કોણ વિશ્વાસ કરે? અને તેવા દુર્ગુણોથી ભરેલ હૃદયને ધિક્કાર હો!

**अण्णं भणंति पुरओ अण्णं पासे णिवज्जमाणीओ ।**
**अन्नं च तासिं हियए जं च खमं तं करिंति पुणो ॥ २ ॥**

અન્યની પાસે ઉપરથી વાતો કરે, અન્યની પાસે બેસે, હૃદયમાં તો અન્ય હોય, અને જે ક્ષમ (મનમાં ધારે) તે કરે છે.

**को एयाणं णाहिइ वेत्तलयागुम्मगुविलहिययाणं ॥**
**भावं भग्गासाणं तत्थुपन्नं भणंतीणं ॥ ३ ॥**

કયો માણુસ એવો વિદ્વાન્ છે. કે વેત્રની લતાના ગુચ્છાઓથી ગાઢ જેવા હૃદયવાળી સ્ત્રીઓના ભાવને જાણે? કે જે ભાવ ભગ્ન આશાવાળીને નવો દીલાસો આપવાને બોલે છે.

महिला य रत्तमेता उच्छुखंडं च सक्कराचेव ॥
सा पुण विरत्तमित्ता णिंबंकूरे विसेसेइ ॥ ४ ॥

સ્ત્રી જયાં પ્રસન્ન થઇ કે તેની વાણી શેરડીના કડકા જેવી કે સાકરના ગાંગડા જેવી મીઠી હોય છે, પણ જો રીસાય તો તેની વાણી તુર્ત લીંમડાના અંકૂરા જેવી કડવી હોય છે.

महिला दिज्ज करेज्ज व मारिज्ज व संठविज्ज व मणुस्सं ।
तुट्ठा जीवाविज्जा अहव णरं वंचयावेज्जा ॥ ५ ॥

મહિલા આપી દે, કામ કરીઆપે, અથવા માણુસને મારી નાંખે, સ્થાને સ્થાપી દે, પ્રસન્ન થએલી જીવાડે, અથવા રૂઠેલી ઠગે.

णवि रक्खंते सुकयं णवि णेहं णवि य दाणसम्माणं ।
ण कुलं ण पुव्वयं आयतिं च सीलं महिलियाओ ॥ ६ ॥

સુકૃત (પુણ્ય)નું રક્ષણ કરતી નથી, સ્નેહ ન કરે, દાન સન્માનનો નાશ કરે, પૂર્વનું કુળ ભવિષ્યનું કે ઉત્તમ શીલ આ બધું પુરૂષનું જે કંઈ હોય તે સ્ત્રીના સહવાસમાં નાશ થાય છે.

**मा वीसंभह ताणं महिलाहिययाण कवडभरियाणं ।**
**णिण्णेहनिद्दयाणं अलियवयणजंपणरयाणं ॥ ७ ॥**

કપટથી ભરેલ સ્નેહ તથા દયાથી રહિત જુઠું બોલવામાં તૈયાર એવા સ્ત્રીઓના હૃદયનો વિશ્વાસ ન કરો!

**मारेइ जियंतंपिहु मयंपि अणुमरइ काइ भत्तारं ॥**
**विसहरगइव्व चरियं वंकविवंकं महेलाणं ॥ ८ ॥**

જીવતા પતિને મારી નાંખે, અને લોકમાં વખણાવા કોઈ પતિ પછવાડે મરી પણ જાય, તેથી સાપની માફક સ્ત્રીઓનું ચરિત્ર વાંકાથી પણ વાંકું છે.

**गंगाए वालुया सागरे जलं हिमवओ य परिमाणं ।**
**जाणंति बुद्धिमंता महिलाहिययं ण जाणंति ॥ ९ ॥**

ગંગા નદીની રેતીના કણો સમુદ્રનું પાણી હિમાલય પર્વતનું પરિણામ બુદ્ધિમાનો જાણે છે, પણ તેવા બુદ્ધિવાળા પણ સ્ત્રીના હૃદયને જાણતા નથી!

**रोवावंति रुवंति य अलियं जंपंति पत्तियावंति ॥**
**कवडेण य खंति विसं मरंति णय जंति सब्भाव ॥ १० ॥**

બીજાને રોવડાવે, તથા પોતે રૂવે, ખોટું બોલે, અને સોગન ખાઈ વિશ્વાસ પમાડે, કપટથી વિષ ભક્ષણ કરે, મરી જાય, પણ તેના અંદરના સાચાભાવને કોઇ જાણતું નથી.

चिंतिंति कज्जमणं अण्णं संठवइ भासई अण्णं ॥
आढवइ कुणइ अण्णं माइत्तग्गो णियडिसारो ॥ ११ ॥

અન્યકાર્ય મનમાં ચિંતવે, અને બહારથી અન્યકામ સ્થાપે, અન્યકાર્ય કહી બતાવે, અન્યકાર્યનો આરંભ કરે, અન્યકાર્ય કરી બતાવે, માટે સ્ત્રીઓ માયાનો સમૂહ છે, અને નિકૃતિ સાર ( ) છે.

असयारंभाण तहा सव्वेसिं लोगगरहणिज्जाणं ॥
परलोगवेरियाणं कारणयं चेव इत्थीओ ॥ १२ ॥

તેજ પ્રમાણે લોકમાં નિંદનીક એવા બધા અસત્ (નીચ) આરંભોને કરનાર તથા પરલોકમાં વૈરીસમાન જે જે કારણો છે, તે બધાં સ્ત્રીઓથી છે.

अहवा को जुवईणं जाणइ चरियं सहावकुडिलाणं ।
दोसाण आगरो च्चिय जाण सरीरे वसइ कामो ॥१३॥

અથવા સ્વભાવથી કુટિલ એવાં જુવાન સ્ત્રીઓનાં ચરિત્ર કોણ જાણે છે? કારણ કે તેમના શરીરમાં દોષોની ખાણ સાથે લેઇને કામદેવ વસે છે! (જે આખા વિશ્વને પજવે છે) એવું તું જાણ.

मूलं दुच्चरियाणं हवइ उ णरयस्स वत्तणी विउला ।
मोक्खस्स महाविग्घं वज्जेयव्वा सया नारी ॥१४॥

વળી તે સ્ત્રી દુષ્ટ આચરણોનું મૂળ છે, નરકની વિપુળ

વર્ત્તની (દોરવનારી) છે, મોક્ષમાં જતાં મહા વિઘ્ન છે માટે તે બધી રીતે વર્જવાયોગ્ય છે.

**धण्णा ते वरपुरिसा जे च्चिय मोत्तूण णिययजुवईओ।**
**पवइया कयनियमा सिवमयलमणुत्तरं पत्ता ॥ १५ ॥**

તેજ શ્રેષ્ટ પુરૂષોને ધન્યવાદ છે, કે જેમણે પોતાની સુંદર સ્ત્રીઓને પણ ત્યાગ કરીને દીક્ષા લેઈને યમ નિયમ પાળીને અચળ અનુત્તર એવા શિવસ્થાને (સિદ્ધિમાં) પહોંચ્યા છે.

હવે શૂરો પુરૂષ કેવો હોય છે, તે શાસ્ત્રકાર બતાવે છે.

**धम्मंमि जो दढा मईसो सूरो सत्तिओ य वीरो य ॥**
**णहु दम्मणिरुस्साहो, पुरिसो सूरो सुबलिओऽवि ॥नि.६२॥**

શ્રુતચારિત્રરૂપ ધર્મમાં દઢ (નિશ્ચલઃ) મતિ જેને છે, તેવો પુરૂષ ઈંદ્રિયો તથા મનના વિકારરૂપ શત્રુઓનો જય કરે, તે શૂર છે, તેજ પુરૂષ મહા સત્ત્વયુક્ત તથા તેજવીર તે પોતાના કર્મને વિદારણ કરવામાં સમર્થ છે.

પ્ર૦—શા માટે ?

ઉ૦—કારણકે જે સદનુષ્ઠાનમાં નિરૂદ્યમી પુરૂષ હોય તે સત્પુરૂષોના આચરેલા માર્ગથી ભ્રષ્ટ થાય તો તે ગમે તેવો બળવાન હોય તોપણ તે શૂર ન કહેવાય.

હવે જેમ સ્ત્રીથી પુરૂષોને દોષ બતાવ્યા, તેમ પુરૂષના સંબંધથી સ્ત્રીઓને પણ દોષો થાય છે તે બતાવે છે.

एते चेव य दोसा पुरिससमाएवि इत्थीयाणंपि ॥
तुम्हा उ अप्पमाओ विरागमग्गंमितासिं तु ॥ नि.६३ ॥

પૂર્વે જે શીલના નાશ વિગેરેના દોષો સ્ત્રીના પરિચય વિગેરેથી પુરૂષો સંબંધી બતાવ્યા, એટલાજ (ઓછાવધતા નહિ) પુરૂષથી સ્ત્રીઓને સહવાસ વિગેરે કરવાથી દોષો થાય છે, માટે જે સ્ત્રીઓ વિરાગ (મોક્ષ) માર્ગે જવા તૈયાર થએલી સાધ્વીઓ છે, તેમણે પણ પુરૂષ (સાધુ કે શ્રાવક) ના પરિચય વિગેરેથી દોષ લાગતા જાણીને તે ત્યાગવા માટે અપ્રમાદ રહે તેજ શ્રેષ્ટ છે.×

---

× આ અધ્યયન નહિ ભણેલા હોય કે ભણેલા હોય, જૈન હોય કે જૈનેતર હોય, શ્રાવક હોય કે સાધુ હોય, તે બધાને પ્રાર્થના છે કે તે દરેકે સ્ત્રીએ પુરૂષનો અને પુરૂષે સ્ત્રીઓનો એકાંત પરિચય તો છોડવાયોગ્ય છે, પણ ખાસ કારણવિના સમુદાયનો પરિચય પણ ત્યાગવાયોગ્ય છે, કારણ કે જ્યાં સુધી કેવળજ્ઞાન પ્રાપ્ત થયું નથી ત્યાં સુધી સ્ત્રી પુરૂષ બંનેને કામવિકાર સત્તામાં હોય છેજ, અને જરા એકાંત મળતાં લજ્જા મુકાઇ જતાં પરસ્પર પ્રેમી બની માદીકરો બાપદીકરી ભાઇબેન સાધુસાધ્વી સસરો દીકરાની વહુ ભાભી દેવર વિગેરેને આ અનાચારનું મહા પાપ લાગે છે, અને તેજ કારણે ગર્ભ રહેતાં લોકમાં લાજના માર્યા મોં દેખાડવું મુશ્કેલ થાય છે તેથી વૈદ ડાકટરની ગુલામી કરી ધન આપી

આ પરિચયમાં મુખ્યત્વે ધર્મના નામે વધારે અનાચાર થાય છે. વ્યાખ્યાન સિવાય સ્ત્રીવર્ગે સાધુનો પ્રસંગ રાખવો, અથવા સાધ્વીએ ગમે ત્યારે સાધુના ઉપાશ્રયમાં જવું, અથવા સાધ્વીએ પુરૂષની પર્ષદામાં વ્યાખ્યાન કરવું, અને સાધ્વીના ઉપાશ્રયમાં સાધુ કે શ્રાવકે ગમે ત્યારે જવું, અથવા સાધુએ શ્રાવિકા પાસે ધર્મકાર્ય સારૂં પૈસા કઢાવવા સ્ત્રીનો પરિચય રાખવો, અથવા સાધ્વીએ શ્રાવક પાસે ધર્મમાં પૈસા ખરચાવવા પ્રયત્ન કરવો, એકાંતમાં વિદ્યાભ્યાસ કરાવવો, એ બધાં અનર્થનાં મૂળ જાણી ભવ્યાત્માએ આલોક પરલોકના હિત માટે સર્વથા બને ત્યાં સુધી ત્યજવા યોગ્ય છે. તે કદાપિ ન ભૂલવું.

સ્ત્રીપુરૂષ બંનેને આમાં ઉપદેશ છતાં 'સ્ત્રી પરિજ્ઞા' શબ્દ વાપરવાનું કારણ પુરૂષનો ઉત્તમ ધર્મ પ્રતિપાદન કરવા માટે છે. ( ધર્મમાં પુરૂષનું કાંઈ અંશે પ્રધાનપણું છે. ) નહિતો પુરૂષપરિજ્ઞા એવો શબ્દ વપરાવો જોઈએ.

હવે સૂત્રાનુગમમાં અસ્ખલિતાદિ ગુણયુક્ત સૂત્ર ઉચ્ચારવું તે કહે છે.

---

ગર્ભપાત કરાવા જતાં વખતે તે બાઇનું મોં કાળું પડી જાય છે, વખતે મોત પણ થાય છે, કોરટમાં દંડ થાય છે, અને બાળક જન્મતાં તેને જીવતું મુકી દેછે, અથવા મારીને મુકી દેછે. તેથી વખતે જીંદગીપર્યંત કેદખાનામાં જવું પડે છે. આ બધાનું મૂળ કારણ ફક્ત એકજ છે કે સ્ત્રી અને પુરૂષોનો વધારે પરિચય છે.

जे मायरंच पियरं च, विप्पजहाय पुव्वसंजोगं ॥
एगे सहिते चरिस्सामि, आरतमेहूणो विवित्तेसु ॥सू. १॥

એનો પૂર્વના સૂત્ર સાથે આ સંબંધ છે, કે પૂર્વના સૂત્રમાં કહ્યું, કે આ મોક્ષાય (જીંદગી સુધી મોક્ષ માટે) દીક્ષા પાળે, આ મોક્ષ-સંપૂર્ણ અભિષ્વંગ (મોહ) ત્યાગ કરનારને હોય છે, તેથી આ અધ્યયનમાં અભિષ્વંગ વર્જવાનું કહે છે. જે કોઇ ઉત્તમ સાધુ માતાપિતાને તથા ભાઇપુત્ર સ્ત્રી વિગેરેનો પૂર્વસંબંધ સાસુસસરા વિગેરેનો પછીનો સંબંધ છોડીને (ચકારપદો જોડવા માટે છે) માતાપિતા વિગેરેના સંબંધરહિત એકલો અથવા કષાય તે ક્રોધ વિગેરે રહિત તથા જ્ઞાન દર્શનચારિત્રસહિત અથવા પોતાના હિતનાં પરમાર્થનાં અનુષ્ઠાન કરનારો થઇ સંયમમાં રહીશ, એવી પ્રતિજ્ઞા કરેલો છે, તે પ્રતિજ્ઞા સર્વોત્તમ છે, તે થોડામાં બતાવે છે. 'આરત' તે જેની કામવાસના દૂર થયેલી છે તથા સ્ત્રી પશુ નપુંસક વિગેરેથી વર્જિત સ્થાનમાં રહીશ, આ પ્રમાણે સમ્યગુવર્ત્તનથી વિચરે છે. કોઈ પ્રતિમાં વિવિત્તે સિત્તિ પાઠ છે, વિવિક્ત તે સ્ત્રી પશુ પંડક રહિત સ્થાન છે, તેવું નિર્મળ શીલ પાળવાની શોધ કરનારો બની વિચરીશ. આવી પ્રતિજ્ઞા કરેલા તે સાધુને અવિવેકી સ્ત્રીઓથી શું થાય છે, તે કહે છે.

सुहूमेणं तं परिक्कम्म, छन्नपएण इत्थिओ मंदा ॥
उवायंपि ताउ जाणंसु, जहा लिस्संति भिक्खुणो एगे॥सू.२॥

તે મહા સાધુને અપર (બીજા) કાર્યના બ્હાને (છન્નપદ) તે કપટજાળવડે (પરાક્રમ્ય તે) તેની પાસે આવીને અથવા તેનું બ્રહ્મચર્ય ભંગ કરવા સ્ત્રીઓ માગધ ગણિકા વિગેરે જેવી જેમ કૂળવાલુ તપસ્વીને ભ્રષ્ટ કરવા માફક જુદાં જુદાં સેંકડો કપટ કરવામાં ચતુર બનીને જુદી જુદી જાતની બિબ્બોક (હસતામોઢા)વાળી ભાવ-થી મંદ બનેલી કામના ઉદ્રેકને જગાડનારી સારા માઠાના વિવેક રહિત સમીપમાં આવીને સાધુને શીલવ્રતથી ભ્રષ્ટ કરે છે, તેનો સાર આ છે, કે ભાઈ દીકરાના બહાને સાધુ પાસે આવીને તેને સંયમથી ભ્રષ્ટ કરે છે. તેજ કહ્યું છે.

पियपुत्त भाइकिडगा णत्तूकिडगा य सयणकिडगा य॥
एते जोव्वणकिडगा पच्छन्नपई महिलियाणं ॥ १ ॥

પ્રિય પુત્ર પ્રિય ભાઈ, દીકરીના દીકરા, સ્વજન (સગાં) ના પ્રેમને બહાને આવી સંસારી સંબંધ કરવો, આ મહિલાના પ્રચ્છન્ન પતિઓ કરવાનું કર્તવ્ય છે, અર્થાત્ સ્ત્રીઓ ભાઈ ભાઈ કરતી આવે તોપણ તેનો વિશ્વાસ ન કરવો. અથવા છન્નપદ—તે ગુપ્ત નામવડે કપટજાળ રચાય છે.

काले प्रसुप्तस्य जनार्दनस्य, मेघान्धकारासु च शर्वरीषु।
मिथ्या न भाषामि विशालनेत्रे, ते प्रत्यया ये प्रथमाक्षरेषु॥१॥

જેમકે કાળમાં સુતેલા જનાર્દનના મેઘથી અંધકાર-વાળી રાત્રિમાં હે વિશાળ નેત્રવાળી સ્ત્રી! હું મિથ્યા ભા-

ષણ કરતો નથી. કારણ કે તેમાં જે પ્રત્યયો રહ્યા છે, તે બધા પ્રથમ અક્ષરોમાં છે. વિગેરે સમસ્યાથી કામ થાય છે.

આ પ્રમાણે તે સ્ત્રીઓ માયાથી ભરેલી ઠગવાના ઉપાયો પણ જાણે છે. ઉત્પન્ન પ્રતિભા (હાજર જવાબ) વડે કપટ કરી ફાંસામાંથી છટવાનો જુઠાની સાચી બનવાનો પણ ઉપાય જાણે છે. બીજી પ્રતિમાં જ્ઞાતવત્ય શબ્દ છે, તેથી તેનો પણ તેજ અર્થ છે, શિલષ્યંતે-એટલે સ્ત્રીઓ એવા ઉપાય જાણે છે કે વિવેકી સાધુઓ પણ તેવા અશુભ કર્મના ઉદયથી તેમની સાથે સંગ કરે છે. ॥ ૨ ॥

હવે સ્ત્રીના સૂક્ષ્મ ઠગવાના ઉપાયો બતાવે છે.

**पासे भिसं णिसीयंति, अभिक्खणं पोसवत्थं परिहिंति ॥**
**कायं अहेविदं संति, बाहू उद्धट्टु कक्खमणुवज्जे ॥ सू. ३॥**

પાસે બેસીને અતિશે સાથળો દાબે છે, અને અતિશે પ્રેમ બતાવતી સામેના પુરૂષને વિશ્વાસ પમાડવા જોડે બેસી જાય છે. તથા કામવિકાર પુરૂષને ઉત્પન્ન થાય તેવાં શોભાયમાન વસ્ત્રોનો ગુપ્ત ભાગ તરફ દૃષ્ટિ ખેંચવા જાણે ઘણાં કડક બંધાઈ ગયાં હોય તેમ ઢીલાં કરે છે. અર્થાત્ પોતાની દુષ્ટ ચેષ્ટા તે સાધુને જણાવવા અને તેને ફાંસામાં નાંખવા પહેરવાનાં કપડાં ઢીલાં કરીને પાછાં બાંધે છે. તથા અધઃકાય તે સાથળો વિગેરે પુરૂષનો કામ જગાડવા તેને દેખાડવા ખુલ્લી કરે છે. તથા બાહુ (કાખ) ને દેખાડી સાધુના

સન્મુખ જાય છે. આવાં બધાં ચિન્હો સાધુને ફસાવવા સ્ત્રીઓ કરે, એવો સંભવ છે ॥ ૩ ॥

**सयणासणेहिं जोगेहिं, इत्थिओ एगतानिमंतंति ।**
**एयाणि चेव से जाणे, पासाणि विरूवरुवाणि ॥ ४ ॥**

વળી સયન તે સુવાની પથારી પલંગ વિગેરે, તથા બેસવાનાં આસન તે માંચી ખુરશી કોચ વિગેરે છે, તેવી યોગ્ય વસ્તુઓ ઉપભોગ કરવા જેવી હોય, તેવી તે કાળે સમય મળતાં એકાંતમાં વાપરવા આપવા પ્રાર્થના કરે છે, તે સમયે પરમાર્થ દેખનારો સાધુ તેની પ્રાર્થનાનો વિચાર કરે, કે તે બધા સ્ત્રીઓના ફસાવવાના ફંદા છે. તેનો સાર એ છે કે સ્ત્રીઓ આસન્નગામી (બાનું કાઢી બાઝી પડનારી) હોય છે, તે કહ્યુ છે.)

**अंबं वा निबं वा अब्भासगुणेण आरुहइ वल्ली ॥**
**एवं इत्थीतोवि य जं आसन्नं तमिच्छन्ति ॥ १ ॥**

આંબો હોય કે લીંબડો હોય, પણ અભ્યાસના કારણે વેલી તેને ચડી જાય છે, એ પ્રમાણે સ્ત્રીઓ પણ જોડે બેસી પોતાનો કરી લે છે.

આ પ્રમાણે સ્ત્રીઓને જાણીને સાધુએ તેમની સાથે સહવાસ કે વધારે બોલચાલ ન રાખવી, તથા તેની વધારે પડતી ભક્તિપણ ત્યાગવા યોગ્ય છે. તેજ કહ્યું છે.

**जं इच्छिसि घेत्तुं जे, पुव्विं तं आमिसेण गिण्हाहि ।**
**आमिसपासनिबद्धो काहिइकज्जं अकज्जं वा ॥ १ ॥**

જે તું સ્ત્રીપાસે લેવાની ઈચ્છા કરે, તે આમિષપૂર્વક વિચારીને લે, કારણ કે આમિષના પાસમાં ફસાયલો તું કાર્ય અકાર્ય જે બતાવશે, તે કરીશ. (માછલાને પકડવા પાપી માણુસો આમિષ તે માંસના ટુકડાને લોઢાના સળીયા ઉપર લગાવી પાણીમાં નાંખે છે, તે ખાવા માછલું આવતાં તેના શરીરમાં સળીયો ભરાતાં બહાર ખેંચાઈ આવે છે, પછી બુરાહાલે તે મરે છે, તેમ સ્ત્રી સાથે સાધુને સમજવાનું છે.

**नो तासु चक्खु संधेज्जा, नोविय साहसं समभिजाणे ॥**
**णो सहियंपि विहरेज्जा, एवमप्पा सुरक्खिओ होइ ॥सू. ५॥**

સ્ત્રીઓ પાશમાં ફસાવવા તને શયન આસન વિગેરે આપવા નિમંત્રણા કરે, તો તારે તેમના તરફ ચક્ષુથી પણ ન જોવું, તેમ તેની દૃષ્ટિ સાથે તું દૃષ્ટિ ન મેળવીશ, કદાચ ગોચરી વિગેરે કારણે જોવું પડે તોપણ થોડી અવજ્ઞા (ભાવવિના)થી જોવું, તેજ કહ્યું છે.

**कार्येऽपीषन्मतिमान्निरीक्षते, योषिदङ्गमस्थिरया ॥**
**अस्निग्धया दृशाऽवज्ञया, ह्यकुपितोऽपि कुपित इव ॥ १ ॥**

બુદ્ધિમાન પુરૂષ સ્ત્રીથી કામ પડતાં તેના અંગને અસ્થિર સ્નેહવિના અવજ્ઞાવડે જરા જુએ, જો કે તે તેના ઉપર કોપ કરનારો નથી છતાં કોપની દૃષ્ટિએ જુએ. તેજ

પ્રમાણે તેના અકાર્યને તેની પ્રાર્થનાથી પણ ઉત્તેજન ન આપે (દુરાચાર ન કરે) કારણકે સંગ્રામમાં ઉતરવા માફક નરકના વિપાક જાણનારો પણ સાધુ સ્ત્રી સાથે સંબંધ કરે તે અતિ સાહસ છે! તેમ સ્ત્રી સાથે ગ્રામ વિગેરેમાં પણ ન વિચરે (સંઘમાં કે યાત્રામાં સ્ત્રી કે સાધ્વી સાથે સાધુઓ ચાલે છે તેમણે વિચારવું જોઇએ;) (અપિશબ્દથી જાણવું કે) તેમની સાથે એકાંતમાં ન બેસવું, કારણ કે સ્ત્રીઓ સાથે સંગતિ રાખવી એ સાધુઓને મહા પાપસ્થાન છે, તેજ કહ્યુ છે.

मात्रा स्वस्रा दुहित्रा वा, न विविक्तासनो भवेत ।
बलवानिंद्रियग्रामः, पण्डितोऽप्यत्र मुह्यति ॥ १ ॥

મા બેન દીકરી સાથે પણ એકાંતમાં ન બેસવું, કારણકે ઇંદ્રિયોનો સમૂહ મહા તોફાની છે. પંડિત પણ તેમાં મુંઝાઇને અકાર્ય કરે છે. આ પ્રમાણે સમજીને સ્ત્રીનો સંગ ત્યાગવાથી બધા અપાયોથી પોતાનો આત્મા બચાવે છે. કારણકે સર્વ અપાયોનું કારણ સ્ત્રીસંગ છે, એથી સ્વહિતાર્થી તેનો સંગ દૂરથી ત્યજે.

आमंतिय उस्सविया, भिक्खु आयसा निमतंति ॥
एताणि चेव सेजाणे, सद्दाणि विरूवरूवाणि ॥ सू. ६ ॥

તે સ્ત્રીઓપાશા (ફાંસા) રૂપ કેવી રીતે છે, તે કહે છે.

આમંતિય—સ્ત્રીઓ સ્વભાવથીજ અનાચારમાં તત્પર થઇને સાધુને આમંત્રણ કરી જાય છે, કે અમુક વખતે હું તમને

મળીશ, એવો સંકેત પોતે કરીને ઉસ્સવિય-ઉંચાં નીચાં વચનવડે વિશ્વાસ પાડીને પછી અકાર્ય કરવા પ્રાર્થના કરે છે. આત્માના ઉપભોગવડે સાધુને સ્વીકાર કરાવે છે. અથવા સાધુનો ભય દૂર કરવા પોતે કહે કે હું મારા ધણીને પૂછીને આવેલ છું તથા ભોજન કરાવી પગ ધોઈને સુવાડીને તેનુ મન સંતોષીને તમારી પાસે આવીછું, માટે તમારે મારા પતિ સંબંધી શંકા છોડીને નિર્ભયપણે કામ કરો, આ પ્રમાણે વિશ્વાસ પમાડી સાધુને નિમંત્રણ કરે, અને બોલે કે આ મારૂં શરીર તમારા નાના મોટા કાર્યમાટે સમર્થ છે, માટે જયાં જરૂર લાગે ત્યાં ઉપયોગમાં લો, એમ 'કહી' લોભાવે છે. આ બધાં વચનોને તત્ત્વ સમજેલો સાધુ વિચારીને તેના જુદા જુદા વિષયો શબ્દ વિગેરેને તેનું સ્વરૂપ જાણવાથી 'જ્ઞ પરિજ્ઞા' વડે પાશરૂપ જાણે, કે આ સ્રીસંગમાં બતાવેલા શબ્દ વિગેરે દુર્ગતિમાં જવાના હેતુરૂપ તથા સન્માર્ગમાં અર્ગલારૂપ છે, એમ જાણે. તે પ્રમાણે પ્રત્યાખ્યાન પરિજ્ઞાવડે તેના કડવા વિપાક જાણવા વડે તે સ્રીના શબ્દો વિગેરેને ત્યજે. ॥ ૬ ॥

मणबंधणेहिं णेगेहिं, कलुण विणीयमुवगसित्ताणं ।
अदु मंजुलाई भासंति, आणवयंति भिन्नकहाहिं ॥सू.७॥

જેનાવડે મન બંધાય, તે મનોહર વચનો બોલવાં, સ્નેહદૃષ્ટિથી જોવું, અંગોપાંગ મનોહર દેખાડવાં, તે મનોબંધનો છે. તેજ કહ્યું છે—

णाह पियकंत सामिय दइय जियाओतुमं मइपिओसि॥
जीए जीयामि अहं पहवसि तं मे सरीरस्स ॥ १ ॥

હે નાથ! કાંત! પ્રિય સ્વામી દયિત! તું મારા જીવિતથી પણ વધારે વહાલો છે! તમે જીવતાં હું જીવું છું, તું મારા શરીરનો માલિક છે! આ પ્રમાણે અનેક પ્રપંચો વડે કરૂણાલાપક અને વિનયપૂર્વક સમીપ આવીને મનોહર વચનો વિશ્વાસ પમાડવા અથવા કામવિકાર જગાડવા બોલે છે. તેજ કહ્યું છે.

मितमहूररिभियजंपुलाहे ईसांकडक्खहसिएहिं ॥
सविगारेहि वरागं हिययं पिहियं मयच्छीए ॥ १ ॥

મિત મધુર રિભિત વચનોથી પીગળાવી થોડા કટાક્ષ વડે હસતી વિકારોવડે મૃગનેત્રા સ્ત્રીનું હૃદય ઢંકાયેલું છે. તથા ભિન્નકથા તે રહસ્યના આલાપોવડે મૈથુનસંબંધી વચનોવડે સાધુનું ચિત્ત વશ કરીને તેને અકાર્ય કરવા તરફ પ્રવર્ત્તાવે છે. અથવા પોતાના વશ થએલ જાણીને પોતાના મજુર માફક તેની પાસે કામ કરાવે છે.

सीहं जहा व कुणिमेणं, निब्भयमेगचरं पासेणं ॥
एविंत्थियाउ बंधंति, संवुडं एगतियमणगारं ॥ सू. ८ ॥

વળી સમજવા માટે દૃષ્ટાંત કહે છે. જેમ બંધન જાણનારા સિંહને માંસની પેશી વિગેરેથી લોભાવી નિર્ભય બનેલાને એકલો વિચરતાં ગલયંત્ર વિગેરેથી બાંધે છે. અને

બાંધ્યા પછી ઘણી રીતે પજવે છે. એ પ્રમાણે સ્ત્રીઓ જુદા જુદા તે મધુર ભાષણ વિગેરેથી કોઈપણ તેવા સંવૃત તે મન વચન કાયાથી ગુપ્ત સાધુને પોતાને વશ કરી લેછે. સં-વૃત શબ્દ લેવાનું કારણ એ છે કે સ્ત્રીઓનું એવું બળ છે, કે સંવૃતસાધુને પણ તેઓ બાંધી દેછે, તો બીજા અસં-વૃત સાધુનું તો શું કહેવું? ॥ ૮ ॥

**अह तत्थ पुणो णमयंती, रहकारो व णेमि आणुपुव्वीए॥**
**बद्धेमिए व पासेणं, फंदंते वि ण मुच्चए ताहे ॥सू. ९॥**

વળી પોતાને વશ કર્યો પછી તે સ્ત્રી તે સાધુને પોતાના ઇચ્છિતકાર્ય તરફ નમાવે છે, જેમ સુતાર ચક્રના બાહ્ય ગોળાકાર નેમિના ચક્રાકાર લાકડાને અનુક્રમે નમાવે છે, એમ તે સ્ત્રીઓ પણ તે સાધુને પોતાના ઇચ્છિત કાર્યમાં પ્રેરે છે. પણ તે સાધુ પાશવડે બાંધેલા મૃગમાફક મોક્ષમાટે વર્તવા છતાં પણ તેમના ફાંસાથી મુકાતો નથી. ॥ ૯ ॥

**अह सेऽणुतप्पईपच्छा, भोच्चा पायसं व विसमिस्सं ।**
**एवं विवेगमादाय, संवासो नवि कप्पए दविए ॥सू.१०॥**

પછી જેમ કુટપાશામાં ફસાયલો મૃગ હોય તેમ તે સાધુ તેના કુટુંબના ફાંસામાં ફસેલો તેને માટે રાતદિવસ કલેશ પામતો પાછળથી પસ્તાય છે. કારણ કે ગૃહસ્થોને તેમના ઘરમાં આટલી બાબતો જરૂર હોય છે.

**को ायओ को समचितु का ोवणाहिं,**

**काहो दिज्जउवित्त को उग्घाडउ ारिहियउ।**

**परिणीयउ को व कुमारउ पडियतो,**

**जीव खडप्फडेहि पर बंधइ पावह भारओ ॥ १ ॥**

કોણ ક્રાધવાળો છે, સમચિત્ત કોણ છે? તેનું કેમ ઘટાવવું, તેનું ધન કેવી રીતે આપવું, કોણે ઉઘાડયું? કોણુ લઇ ગયું; કોણુ કુંવારો છે? કોણુ પરણ્યો છે? આ પ્રમાણે ખંડના સ્ફેટોવડે ચિંતામાં પડેલો જીવ પાપના ભારા બાંધે છે. તેજ પ્રમાણે અંતે ખરીવાત સમજાય છે, ત્યારે પસ્તાય છે.

**मया परिजनस्यार्थे, कृतं कर्म सुदारुणम्।**

**एकाकी तेन दह्येऽहं, गतास्ते फलभोगिनः ॥ १ ॥**

મેં પરીવાર માટે અનેક ખોટાં કૃત્ય કર્યાં, પણ તેનાથી એકલો હું પીડાઇને બળું છું, અને તે ફળ ભોગવનારા જતા રહ્યા છે. આ પ્રમાણે અનેક રીતે પતિત થએલા સાધુઓ મહા મોહાત્મક કુટુંબના ફાંસામાં ફસાયેલા પસ્તાય છે, તે સમજાવવા દૃષ્ટાંત કહે છે, કે કોઇ વિષમિશ્રિત ભોજન જમીને ઝેર ચડતાં આકુળ થઇને પસ્તાય છે, કે મેં પાપીએ વિના વિચારે વર્તમાન સુખ દેખનારા એ રસિક બનીને પરિણામે કડવાફળવાળું ભોજન ખાધું, તેમ તે સાધુ પણ પુત્ર પોતરાં દોહીતરા જમાઇ બેન ભાઇના દીકરા ભાણેજ વિગેરેના

ભોજન તથા વસ્ત્ર પહેરાવવા પરણાવવા દાગીના બનાવવા જન્મ મર્ણનાં કાર્ય તથા તેમની વ્યાધિમાં દવા કરવી તે બધી ચિંતામાં આકુળ બનેલો પોતાના શરીરના કર્ત્તવ્યને પણ વીસરીને આલોક પરલોકના હિતનાં અનુષ્ઠાન નાશ કરીને તે પરિવારની ચિંતામાં ધ્યાન રાખી રાત દિવસ પસ્તાય છે. તેથી ઉપર બતાવ્યા પ્રમાણે વિપાકને વિચારી (કોઈ પ્રતિમાં બિવેક પાઠ છે તેથી) અથવા વિવેકને ગ્રહણ કરી ચારિત્રમાં મહાવિઘ્નકારી સ્ત્રીવર્ગ સાથે એકત્ર રહેવાસ કરવો મુક્તિગમનયોગ્ય અથવા રાગ દ્વેષ રહિત સાધુને પણ યોગ્ય નથી. કારણકે તે સ્ત્રીઓ સાથે વાસ કરતાં અવશ્યે વિવેકીપુરૂષોને પણ સારા અનુષ્ઠાનમાં વિઘ્ન થાય છે×

હવે સ્ત્રી સંબંધી દોષો બતાવી ઉપસંહાર કરે છે.

**तुम्हा उ वज्जए इत्थी, विसलित्तं व कंटगं नच्चा ॥**
**ओएकुलाणि वसवत्ती, अघाते ण सेवि णिग्गंथे ॥ सू. ११ ॥**

તેથી સ્ત્રીઓ સાથે સંગ રાખવો, તેનો કડવો વિપાક જાણીને તે સંગ વર્જે, તે દૃષ્ટાંતથી બતાવે છે. જેમ વિષ લગાવેલો કાંટો અંદર ભોકાતાં દુઃખ થાય, તેમ જાણીને

× આ બાબતમાં પાલીતાણા જેવા પવિત્ર ક્ષેત્રમાં તીર્થયાત્રાના બહાને લાંબો કાળ સુધી એકજ ધર્મશાળામાં જોડાજોડ સાધુ સાધ્વીઓ શ્રાવક શ્રાવીકાઓ પડી રહેછે. તેમના વિષે શ્રી સંઘે અથવા તેમણે પોતે વિચાર કરવો જોઇએ.

સ્ત્રીઓનો સંગ છોડે. વળી તેવો કાંટો કે ઝેર પાયેલું તીર શરીરના અવયવમાં ભાગેલું રહી અનર્થ ઉત્પન્ન કરે છે, પણ સ્ત્રીઓ તો સ્મરણ કરવાથી પણ પીડા કરે છે.

विषस्य विषयाणां च, दूरमत्यन्तमन्तरम् ॥
उपभुक्तं विषं हन्ति, विषयाः स्मरणादपि ॥ १ ॥

તેજ કહે છે. વિષ અને વિષયો એ બંનેમાં ઘણું અંતર છે. વિષતો ખાધેલું મારે છે, પણ વિષયો તો સ્મરણ કરવાથી પણ મારે છે! વળી બીજું કહે છે.

वरि विस खइयं न विषयसुहु इक्कसि विसिण मरंति ॥
विसयामिस पुण घारिया णर णरएहि पडंति ॥ १ ॥

વિષ ખાવું સારૂં, પણ વિષય ભોગવવો એક વાર પણ સારો નહિ, વિષથી તો એક વાર મરે, પણ વિષયના આસ્વાદુ પુરૂષો નરકમાં પડે છે. તેમ 'ओज' તે એકલોજ ગૃહસ્થોને ઘેર જઈ સ્ત્રીઓને વશ થઇ તેણે બોલાવેલા સમયે જઈ તેને અનુકૂળ વર્ત્તતાં ધર્મ કહે, તેપણ નિર્ગ્રંથ નથી, જિનવરે નિષેધેલા આચરણને સેવવાથી અવશ્ય ત્યાં અપાય થશે, તેથી તેણે પણ દીક્ષા પૂરી પાળી નથી. પણ કોઈ ધર્માત્મા સ્ત્રી કોઈ કારણે ન આવી શકે, અથવા વૃદ્ધ કે માંદી હોય, તેને ધર્મ સંભાળાવવા ગુરૂએ આજ્ઞા આપી હોય, અને બીજો સાધુ સાથે ન આવ્યો હોય તો એકલો પણ જઇને બીજી સ્ત્રીઓ હોય, અથવા કોઇ પણ

પુરૂષ હોય, ત્યારે ઉપદેશ આપવો, પણ તે સમયે વૈરાગ્ય ઉત્પન્ન થાય તેવી સ્રીના શરીરમાં અનેક મળ વિગેરે ભરેલા છે, અને જરા વિકારીદૃષ્ટિ થવાથી અનર્થ થાય છે, તે ન થાય તેવી વિધિથી ધર્મકથા કહે. (પણ આ ખાસ કારણેજ છે, તે ધ્યાન રાખવું એકલા સ્રી સમુદાયમાં ઉપાશ્રયમાં પણ ધર્મકથા ન કહેવી, તો તેના ઘરમાં તો કથા કહેવાની વાત ક્યાંથી હોય?)

जे एयं उंछं अणुगिद्धा, अन्नयरा हुंति कुसीलाणं।
सुतवस्सिएवि से भिक्खू, नो विहरे सह णमित्थीसु ॥सू.१२

અન્વય વ્યતિરેકવડે અર્થ બરોબર સહેલાઇથી સમજાય છે, માટે કહે છે. જે મંદબુદ્ધિવાળા છે, અને સારાં અનુષ્ટાનને વિસારી દીધાં છે, તે વર્ત્તમાન વિષયસુખના અભિલાષી બનીને પૂર્વે ધર્મ સંભળાવે, પછી તેઓ તેમાં ગૃદ્ધ બનીને પાસત્થા કુશીલીયા અવસન્ના ઉપર બતાવેલ નિંદનીક કથાથી આહારલે, અથવા એકલી સ્રીને સંસક્ત યથાછંદ વર્ત્તનારામાંથી કોઈપણ કુમાર્ગવાળા થાય છે, અથવા સ્રી સાથે કથા કરનારા, દૃષ્ટિ મેળવનારા, પરિચય રાખનારા કે જોડે બેસનારા, પોતાની ભક્ત માનનારામાં કોઇમાં પણ સામીલ થાય, અર્થાત્ સ્રીઓમાં બેસનારાની ધીરે ધીરે દુર્દશા થાય છે, અને દુરાચરી બને છે. માટે ઘણો તપસ્વી હોય એટલે તપસ્યા કરી કાયા ગાળી નાંખી હોય, તેવો ઉત્તમ

સાધુ પણ આત્મ હિતની ખાતર સમાધિની શત્રુરૂપે સ્ત્રીને માની તેમની સાથે ન વિચરે, તેમ ન બેસે, બળતા અંગારાના સમૂહ માફક તેને માનીને દૂરથી સ્ત્રીને વર્જે ॥ ૧૨ ॥ કઈ કઇ સ્ત્રીઓ સાથે ન વિહાર કરવો, તેનો ખુલાસો કરે છે.

**अवि धूयराहि सुण्हाहिं, धातीहिं अदुव दासीहिं ॥**
**महतीहि वा कुमारीहिं, संथवं से न कुज्जा अणगारे ॥सू.१३**

(અપિશબ્દ બધા સાથે જોડવો) દીકરી, છોકરાની વહુ હોય તેમની સાથે ન વિચરવું, તેમ એકાંતમાં વાતો ન કરવી. અથવા પાંચ ધાવમાતાઓ માતા જેવી હોય તેની સાથે પણ એકાંતમાં ન બેસવું અથવા બીજી સ્ત્રીઓ દૂર રહો, પણ કદાચ પાણી લાવનારી કે મજુરણી કે દાસીઓ હોય, તેમની સાથે પણ બોલચાલ ન રાખવી. અથવા નાની મોટી કુંવારી છોકરીઓ સાથે પરિચય કે વાતચિત્તનો પ્રસંગ સાધુએ ન રાખવો, આ કહેવાનું કારણ એ છે કે પોતાની સ્ત્રી કે સરખી વયની યુવતી હોય તો કુવાસના થાય, પણ દીકરી કે છોકરાની વહુ કે દાસી કે ધાવમાતામાં કે નાની છોકરીમાં ચિત્તની કુવાસના ન થાય છતાં પણ તે સાધુને દીકરી વિગેરેમાં કુભાવ ન હોય છતાં ખાનગીમાં વાતો કરતાં બીજાને શંકા પડે, માટે તે શંકા દૂર કરવા સ્ત્રીમાત્રનો સંપર્ક દૂર કરવો, (એજ શ્રેષ્ટ છે.) ॥ ૧૩ ॥

**अदु णाइणं च सुहीणं वा, अप्पियं दट्ठु एगता होति ॥**
**गिद्धा सत्ता कामेहिं, रक्खणपोसणे मणुस्सोऽसि ॥सू. १४॥**

હવે બીજાને જે શંકા થાય છે, તે બતાવે છે. સગી વિગેરે સ્રી સાધુ સાથે એકાંતમાં બેસે, તે જોઇને બીજી સ્રીઓને અથવા તે સ્રીનાં અન્ય સગાંને ચિત્તમાં ચિંતા થાય છે, આ પ્રમાણે તેમને શંકા થાય છે, કે પ્રાણીઓ સ્રીઓ સાથે કામવાસનાથી ગૃદ્ધ છે, તેમ આ સાધુ પણ સ્રીના વદનને દેખવામાં આસક્તચિત્તવાળો બની પોતાનો સંયમવ્યાપાર છોડીને એની સાથે નિર્લજ થઇને બેસી રહે છે! તેજ કહ્યું છે.

मुण्डं शिरो वदनमेतदनिष्टगन्धं,
भिक्षाशनेन भरणं च हतोदरस्य ॥
गात्रं मलेन मलिनं गतसर्वशोभं,
चित्रं तथापि मनसो मदनेऽस्ति वाञ्छा ! ॥ १ ॥

માથું મુંડાવેલું (લોચ કરેલું) છે, અને મોઢું ગંધાય છે, હોજરી ભીખ માગીને ભરવી છે, શરીર મેલથી મલિન અને શોભાવિનાનું છે, છતાં આશ્ચર્ય એ છે કે તેના મનમાં હજીસુધી કામવાસના રહેલી છે! વળી તે સ્રીના સગાં ક્રોધથી બળેલા ચિત્તવાળાં આ પ્રમાણે બોલે છે, કે હે સાધો! તું એનો ધણી થઇને બેઠો છે! માટે એનું રક્ષણ પોષણ કર! અથવા આજ સુધી અમે તેના ભરણ પોષણની ચિંતામાં હતા, હવે તુંજ એનો ભરણ પોષણ કરનારો થયો છે કે તારી સાથે એકલી રાત દિવસ ઘરનો ધંધો છોડીને બેસી રહે છે! ॥૧૪॥

**समणंपि दट्ठुदासीणं, तत्थवि ताव एगे कुप्पंति ॥**
**अदुवा भोयणेहिं णत्थेहिं, इत्थीदोसं संकिणो होंति ॥सू.१५**

વળી તે તપ કરનાર શ્રમણ સાધુને ઉદાસીન તે રાગ દ્વેષરહિત હોય, કાયા તપથી ગાળેલી હોય, તેવા સાધુ ઉપર પણ સ્ત્રી સાથે એકાંતમાં ધર્મની વાત કરતો હોય, તોપણ કેટલકા પુરૂષો કોપે છે! અથવા બીજી પ્રતિમાં "समणं दट्ठुणु दासीणं" તે સાધુને પોતાનો સાધુ વ્યાપારમાં ઉદાસીન તે બરાબર પડિલેહણ વિગેરે ન કરતો સ્ત્રી સાથે વાતો કરતો જોઈને કેટલાક પુરૂષો કોપે છે, તો વિકારવાળી દૃષ્ટિ જોઈને શામાટે ન કોપે? અથવા સ્ત્રીદોષના શંકાવાળા થાય છે, તે દોષો આ પ્રમાણે છે. તેઓ વિચારે છે કે. આ સ્ત્રી સાધુમાટે નવાં, નવાં પકવાન બનાવી રાખે છે, કે આ સાધુ રોજ અહીંજ ગોચરી માટે આવે છે! અથવા સસરા વિગેરેને ભોજન પીરસતાં અડધું પીરસીને તે સ્ત્રી સાધુને આવતો દેખીને વ્યાકુલ બનતાં સસરાને જે જોઇએ તેને બદલે બીજી વસ્તુ આપે, તેથી તે સસરો વિગેરે શંકાવાળા થાય છે કે આ સ્ત્રી કુલટા છે, કે તેની સાથે આ ઉપાશ્રયમાં જઇને બેસી રહે છે! તેનું દૃષ્ટાંત બતાવે છે, કે કોઈ વહુ ગામમાં નટના ખેલમાં એક ધ્યાનવાળી હતી, તે સમયે ધણી તથા સસરા માટે ચોખા રાંધવાના બદલે ભૂલથી રાઈકા ( ) રાંધ્યા, અને પીરસ્યા, સસરે તો દેખી લીધા પણ તેના ધણીએ તો ક્રોધાયમાન

થઈને હાડકાં ભાગ્યાં, અને કુલટાની શંકા લાવીને ઘરમાંથી કાઢી મુકી! ॥ ૧૫ ॥ વળી.

**कुव्वंति संथवं ताहिं, पब्भट्ठा समाहिजोगेहिं ॥**
**तम्हा समणा ण समेंति, आयहियाए सण्णिसेज्जाओ॥सू.१६**

તે સુમાર્ગમાં અર્ગલારૂપ વિઘ્નકારક સ્ત્રીઓ છે, તેમની સાથે સંસ્તવ તે તેને ઘેર વારંવાર જવું, વાતો કરવી, ધારીને જોવું, વિગેરેનો પરિચય પાપી સાધુઓ મોહના ઉદયથી કરેછે.

પ્ર૦—તે સાધુઓ કેવા છે?

ઉ૦—પ્રકર્ષથી શીલથી ભ્રષ્ટ થયા છે, તથા સમાધિ તે ધર્મધ્યાન છે, તેને માટે પ્રધાનયોગ તે મન વચન કાયાના વ્યાપારો છે, તેનાથી ભ્રષ્ટ છે, અર્થાત્ શીતલવિહારી બનેલા છે. અને તેથીજ સ્રીસંસ્તવ કરીને ધર્મવ્યાપારથી ભ્રષ્ટ થાય છે. તેથી ઉત્તમ સાધુઓ તેવા કુમાર્ગે જતા નથી, તથા સત્ તે શોભન છે, અનુકૂળપણાથી સુખોત્પાદક છે, તેવી નિષદ્યા એટલે સ્ત્રીઓએ કરેલી માયા (મીઠાં ફસાવાનાં વચન) અથવા સ્ત્રીની વસતિ (સુવાનું સ્થાન) છે, ત્યાં આત્મહિત માટે પ્રયાસ કરનારા (દુર્ગતિનું સ્થાન) માનીને ત્યાં જતા નથી, અને સ્ત્રીના સહવાસમાં ન જવાથી તે સ્ત્રીઓને પણ આ લોકમાં નિંદા, પરલોકમાં દુર્ગતિનો અપાય કુચાલથી થાય છે, તે ત્યાગવાથી તેમનું પણ હિત છે, કોઇ પ્રતિમાં પાછલી અડધી ગાથા નિચે પ્રમાણે છે.

"तम्हा समणा उ जहाहि, अहिताओ सन्निसेज्जाओ"

તેનો અર્થ આ પ્રમાણે છે. સ્ત્રીસંસર્ગ અનર્થ માટે છે, તેથી હે શ્રમણ! (તુ શબ્દ વિશેષણનો અર્થ છે માટે) તું વિશેષથી સ્ત્રીની વસતિ અથવા તેની કરેલી ભક્તિની માયાને આત્મહિત માટે ત્યજ ॥ ૧૬ ॥

પ્ર૦—શું દીક્ષા લઇને પણ કેટલાક સાધુઓ સ્ત્રી સંબંધ કરે છે? કે તમારે આવું કહેવું પડે છે?

ઉ૦—હા તેજ કહે છે.

बहवे गिहाइं अवहट्टु, मिस्सीभावं पत्थुया य एगे॥
धुवमग्गमेव पवयंति, वायावीरियं कुसीलाणं ॥ सू. १७ ॥

કેટલાક પુરૂષો ઘર છોડીને તેવા અશુભ કર્મના મોહોદયથી મિશ્રીભાવ તે ઉપરથી દ્રવ્યલિંગ (સાધુવેષ) માત્ર રાખીને અંદરથી ગૃહસ્થસમાન કુશીલ સેવનારા છે, અર્થાત્ એકાંતથી ગૃહસ્થ પણ નહિ, તેમ દીક્ષા પાળનારા પણ નહિ તેવા અધર્મી છતાં ધ્રુવ તે મોક્ષમાર્ગ અથવા સંયમ છે, તેને બોલે છે, તે કહે છે, કે આ અમે આરંભેલો માર્ગજ મધ્યમ હોવાથી શ્રેય (વધારે સારો) છે, કારણકે આ પ્રમાણે વર્ત્તવાથી દીક્ષાનો નિર્વાહ થાય છે, આવું બોલવું તે કુશીલીયાની વાચા (બોલવા) માત્ર વીર્ય છે, પણ વર્ત્તનમાં મુકેલું અનુષ્ઠાન નથી. અર્થાત્ તે દ્રવ્યલિંગધારીઓ વાચા માત્રથીજ અમે દીક્ષા લીધેલા છીએ,

પણ તેઓ સાતાગૌરવને વાંછનારા વિષયસુખમાં લાલચુ હોવાથી શીતલ વિહારી છે, તેમને સદ્અનુષ્ઠાનનું વીર્ય નથી. ॥ ૧૭ ॥

**सुद्धं रवति परिसाए, अह रहस्संमि दुक्कडं करेंति।**
**जाणंति य णं तहाविहा, माइल्ले महासढेऽयंति ॥ सू. १८ ॥**

વળી તે કુશીલીયો સાધુ વચનમાત્રથી પોતાનું વીર્ય પ્રકટ કરી ધર્મદેશનાના સમયે પોતાને નિર્મળ ચારિત્ર છે, અથવા અનુષ્ઠાન નિર્દોષ છે, એવું બોલે છે, અને એકાંતમાં તે દુરાચરણ અથવા તેનું કારણ અસત્ અનુષ્ઠાન કરે છે, આ તેનું કુકૃત્ય છૂપાવવા છતાં પણ જાણી જાય છે.

પ્ર૦—કોણ ?

ઉ—તેની ચેષ્ટા વિગેરેના પરીક્ષક વિદ્વાનો જાણે છે, અથવા સર્વજ્ઞ ભગવંતો જાણે છે, અર્થાત્ તે પાપીનું કપટ બીજો સામાન્ય માણસ ન જાણે, તોપણ સર્વજ્ઞ ભગવંતો જાણે છેજ. તેના પરિજ્ઞાનથીજ જાણે, તેમને શું પર્યાપ્ત નથી ?

અથવા તે માયાવી મહાશઠ છે, એવું વિદ્વાનો જાણે છે. તે રાગાંધ છૂપાં પાપ કરનારો એમ માને છે, કે મને કોઈ જાણતું નથી, તે પાપને પણ વિચક્ષણો જાણી લેછે. તેજ કહ્યું છે.

**न य लोणं लोणिज्जइ ण य तुपिज्जइ घयं व तेल्लंवा ॥**
**किह सक्को वंचेउं अत्ता अणुहूयकल्लाणो ॥ १ ॥**

લવણ (નિમક) લવણપણે નથી, તેમ ઘી તેલ ચોળાતું નથી એવું બોલનારો બોલે, પણ તેથો તેનો અનુભવનારો અંજાણ્યો નથી, તેમ અકલ્યાણ (પાપ) કૃત્ય અનુભવનારો તેનો આત્મા પોતાને ઠગવા કેવી રીતે શકય થશે ? અર્થાત્ પાપ કરતાં તેનો આત્મા હૃદયમાં ડંખે છે, કે આ અકૃત્ય કરવું સારૂં નથી! ॥ ૧૮ ॥

सयं दुक्कडं चनवदति, आइट्ठोवि पकत्थतिबाले ॥
वेयाणुवीइमाकासी, चोइज्जंतो गिलाइ से भुज्जो ॥सू.१९॥

વળી પોતે છૂપાં પાપ કર્યાં હોય, તે સંબંધી આચાર્ય વિગેરેએ પૂછતાં બોલતો નથી, કે મેં અકાર્ય કર્યું છે, તથા તે ન બોલે, પણ તેના હિત ખાતર કોઈ પ્રેરણા કરે, તોપણ તે બાળ તે અજ્ઞાની અથવા રાગદ્વેષથી ભરેલો પોતાની પ્રશંસા કરતો પાપને છૂપાવે છે ઉલટું ધૃષ્ટતા ધારણ કરીને કહે છે, કે આવું અકાર્ય હું કેવી રીતે કરૂં ? તથા તેને કહેકે હે ભાઈ! આવું કુભાવ જાગે તેવું મૈથુનનું કામ ન કરતો ! એવું વારેવારે કહેવા છતાં પણ તે ગ્લાનિ પામે છે, આંખ આડા કાન કરે છે, અથવા મર્મથી વિંધાયલો સખેદપણાની માફક બોલે છે. તેજ કહ્યું છે.

सम्भाव्य मानपापोऽहमपापेनापि किं मया ? ॥
निर्विषस्यापि सर्पस्य, भृशमुद्विजते जनः ॥ १ ॥

હું પાપીછું, તે ઠીક છે, અપાપી હું જો હોઉં, તો

મારાથી શું કામ થાય? કારણકે વિષરહિત સાપને લોકો પણ ઘણું દુઃખ આપે છે! ॥ ૧૯ ॥

**ओसियावि इत्थिपोसेसु, पुरिसा इत्थिवेयखेदन्ना ।**
**पण्णासमन्निताव्रेगे, नारीणं वसं उवकसंति ॥ सू. २० ॥**

સ્ત્રીનું પોષણ કરે, તે સ્ત્રીપોષક છે, તે સ્ત્રી સંબંધીનાં કર્તવ્ય છે, તેમાં પોતે રહેલા પુરૂષો, અર્થાત્ ભુક્ત ભોગી (પરણીને સંસાર ભોગવેલા) છે. તથા સ્ત્રીવેદ તે માયાથી ભરેલી સ્ત્રીઓ છે, તેવું પોતાની ઉત્પાતિકી વિગેરે બુદ્ધિથી જાણનારા નિપુણ પુરૂષો પણ કેટલાક મહામોહાંધ ચિત્તવાળા બનીને સંસારમાં અવતરવાનીવીથી (માર્ગ.) સમાન સ્ત્રીઓને વશ થાય છે. અને વશ થયા પછી તે સ્ત્રીઓ જે જે ફરમાવે તે સ્વપ્નનાં જેવાં તુરંગી હોય તો પણ કાર્ય અકાર્ય વિચાર્યાવિના પુરૂષો કરે છે. પણ તે કાર્ય કરતાં જાણતા નથી, કે આ અકાર્ય કરાવનાર આ પ્રમાણે અવિવેકી છે. તે કહે છે.

**एता हसन्ति च रुदन्ति च कार्यहेतो,**
**र्विश्वासयति च नरं न च विश्वसन्ति ॥**
**तस्मान्नरेण कुलशीलसमन्वितेन,**
**नार्यः श्मशानघटिका इव वर्जनीयाः ॥ १ ॥**

પોતાનું કામ કાઢવું હોય ત્યારે હસે, રડે, અને પુરૂષને વિશ્વાસ પમાડે, પણ પોતે વિશ્વાસ પુરૂષનો કરતી

નથી, માટે કુલશીલયુક્ત પુરૂષે નારીઓને મસાણમાં લઇ ગયેલા ઘડા માફક દૂરથી વર્જવી.

समुद्रवीचाव चलस्वभावाः !, संध्याभ्ररेखेव मुहूर्तरागाः ॥
स्त्रियः कृतार्थाः पुरुषं निरर्थकं, निष्पीडितालक्तकवत्त्यजन्ति ॥२

સમુદ્રનાં મોજાં માફક સ્ત્રીઓ ચંચળ છે, સંધ્યાકાળના રંગ જેવી અંતર્મુહૂર્તકાળ રાગવાળી છે. જ્યાં સુધી કાર્ય હોય ત્યાં સુધી માને, પણ તેનું કામ પુરૂં થતાં તેઓ અલતાનો રંગ ધોઈ નાંખે તેમ તે પુરૂષને પણ છોડે છે! અહીં સ્ત્રીનો સ્વભાવ જાણવામાં એક કથા કહે છે.

એક યુવક પોતાના ઘેરથી નીકળી કામશાસ્ત્ર (વૈશિક) શીખવાને પાટલીપુત્ર (પટણા) નગરે ગયો, રસ્તામાં બીજા ગામની રહેનારી જુવાનસ્ત્રીએ તેને કહ્યું, હે સુંદર આકૃતિ અને કોમળ હાથપગવાળા ભદ્ર પુરૂષ! તું ક્યાં જાય છે? તે સરળ હોવાથી ખરીવાત તેણે સ્ત્રીને કહી, તેથી સ્ત્રી બોલી, ભણીને તમારે મારી પાસે આવવું. પછી ઘેર જવું, તેણે હા પાડી, અને પછી ભણીને તે ત્યાંજ આવ્યો, તે સ્ત્રીએ તેને સ્નાન ભોજન વિગેરેથી સંતોષ પમાડયો, પછી વિવિધ હાવભાવવડે તેનું હૃદય વશ કરવાથી તે પુરૂષે તે સ્ત્રીને હાથપડે ગૃહણ કરી, તેથી સ્ત્રીએ પોકાર કરીને લોકોને બોલાવ્યા, અને તે પુરૂષ ઉપર પાણીનો ઘડો ઢાળ્યો, લોકે પૂછયું, કે શું છે? તેણે ખુલાસો કર્યો, કે, આ પુરૂષ ગળામાં લાગેલા પાણીથી ન મર્યો, તેથી મેં

તેના ઉપર આ પાણી સીંચ્યું છે. પછી લોકો વેરાઇ ગયા, ત્યારે સ્ત્રીએ તે પુરૂષને પૂછ્યું કે તેં કામશાસ્ત્રમાં સ્ત્રીઓનો સ્વભાવ જાણ્યો છે? (પેલોતો વિચારમાં પડી ગયો કે પ્રથમ પ્રેમ, પછી કલંક, અને છેવટે લોકોને સમજાવવા નવી યુક્તિ કરી, અને છેવટે તે પુરૂષની આંખો ઉઘાડી કે કામશાસ્ત્ર ભણ્યા છતાં પણ અમારૂં સ્ત્રીચરિત્ર તું જાણી શકવાનો નથી!) આ પ્રમાણે બોધ આપી ગુરૂ સાધુને સમજાવે છે કે હે શિષ્ય! સ્ત્રીઓનું ચરિત્ર દુર્વિજ્ઞેય છે, તેથી તેમાં તારે આસ્થા (વિશ્વાસ) ન કરવી. તેજ કહ્યું છે.

हृद्यन्यद्वाच्यन्यत्कर्मण्यन्यत् पुरोऽथपृष्ठेऽन्यत् ॥
अन्यत्तत्र मम चान्यत् स्त्रीणां सर्वं किमप्य न्यत् ॥ १ ॥

હૃદયમાં જુદું, વચનમાં જુદું, કાર્ય જુદું, મોઢાઆગળ જુદું, પુંઠે જુદું, તારૂં જુદું મારૂં જુદું, અર્થાત્ સ્ત્રીઓને જે કંઇ છે, તે બધું જુદું છે, (માટે તેનો વિશ્વાસ ન કરવો) ॥ ૨૦ ॥

હવે આ લોકમાંજ સ્રી સંબંધી વિપાક બતાવે છે.

अवि हत्थपादछेदाए, अदुवा वद्धमंसउक्कंते ॥
अवि तेयसाभितावणाणि, तच्छियखारसिंचणाइंच ॥ सू. २१

સ્રીના સંગમાં આટલાં નુકસાન પુરૂષને થાય છે, તે કહે છે. હાથપગ છેદાય છે, એટલે કોઇની સ્ત્રીસાથે કુસંગ કરતાં તેના ધણીને ખબર પડતાં તે પાપીના હાથ પગ

કાપી નાંખે છે, અને સત્તાધીશ રાજ્યપુરૂષો તે પાપીઓને તેનું માંસ જ્યાં વધેલું હોય તેવા પાછલા ભાગમાંથી કાપી લેછે, તથા અગ્નિથી તેને જીવતાં સેકી નાંખે છે, અથવા સુતારના વાંસલાથી છોલાવીને તેના ઉપર ખારૂં પાણી છાંટે છે. ॥ ૨૧ ॥

अदु कण्णणासच्छेदं, कंठच्छेदणं तितिक्खंती ।
इति इत्थ पावसंतत्ता, नय विंति पुणो न काहिंति ॥ सू.२२

વળી તેવા પાપીના કાન નાક કાપી નાંખે છે. તે પ્રમાણે કંઠ છેદી નાંખે છે. આ બધાં દુઃખો પોતાનાં કરેલાં પાપોથી અહીં સહે છે. આ પ્રમાણે ઘણા પ્રકારની વિંટબના આ મનુષ્યજન્મમાં પાપકર્મથી બળેલા નરકને વીસરાવે તેવી પાપીઓ અહીં સહે છે, અને બોલે છે કે આવું પાપ અમે હવે ફરી નહિ કરીએ, આ પ્રમાણે દુરાચારીઓ આલોક પરલોક સંબંધી દુઃખની વિડંબના અંગીકાર કરે છે. પણ તે પાપથી પાછા હટવા સમર્થ થતા નથી, (માટે આ કુટેવ ન પડવા દેવી, હોય તો કાઢી નાંખવી.) ॥ ૨૦॥

सुतमेतमेवमेगेसिं, इत्थीवेदेति हु सुयक्खायं ॥
एवंपि ता वदित्ताणं, अदुवा कम्मुणा अवकरेंति ॥सू.२३

મેં આ પ્રમાણે ગુરૂ પાસેથી અથવા લોકથી સાંભળ્યું છે, કે સ્ત્રીઓનું ચિત્ત ઘણું ગૂઢ છે, અને તેનો સંગ કડવા વિપાકવાળો છે. સ્ત્રીઓ ચળ સ્વભાવવાળી છે. ટુંક-

બુદ્ધિ (દૃષ્ટિ) વાળી છે, સ્વભાવે તુચ્છ છે, અને અહંકાર વાળી છે, આ પ્રમાણે તેના દુર્ગુણોની ઘણાને ખબર છે. અથવા ઘણાકાળથી લોકમાં પુરાણી કથા માફક સંભળાતું આવ્યું છે, તથા સ્ત્રી આવા દુર્ગુણવાળી છે, એવું સ્ત્રીનો સ્વભાવ પ્રકટ કરનાર કામશાસ્ત્ર પણ કહે છે. તેજ કહ્યું છે.

दुर्ग्राह्यं हृदयं यथैव वदनं यद्दर्पणान्तर्गतं,
भावः पर्वतमार्गदुर्गविषमः स्त्रीणां न विज्ञायते ॥
चित्तं पुष्करपत्रतोयतरलं नैकत्र सन्तिष्ठते,
नार्यो नाम विषांकुरैरिव लता दोषैः समं वर्धिताः॥ १ ॥

સ્ત્રીઓનું હૃદય ઘણું ગૂઢ છે, તેમ તેનું મુખદર્પણની અંદર રહેલું છે. તેના ભાવ જાણવા પર્વતના રસ્તા જેવા અને વચમાં કિલ્લા કોટથી વિષમ તે દુઃખેથી જવાય તેવા કઠણ છે. જેનું ચિત્ત કમળના કોમળ પાંદડાપર રહેલા પાણીમાફક ચંચળ છે, પણ એક જગ્યાએ સ્થિર રહેતું નથી. તેથી એમ જણાય છે, કે સ્ત્રીઓ વેલડી માફક વિષના અંકુરા જેવા દોષોવડે વધેલી છે!

सुहुवि जियासु सुहुवि पियासु सुहुविय लद्धपसरासु ॥
अडईसु महिलियासु य विसंभो नेव कायवो ॥ १ ॥

સારી રીતે વશ કરી હોય, સારી રીતે પ્રેમી બનાવી હોય, સારી રીતે તેનો પ્રસર કરાવ્યો હોય, તોપણ નારી કે અટવીનો વિશ્વાસ ન કરવો!

उब्भेउ अंगुली सो पुरिसो, सयलंमि जीवलोयंमि ॥
कामंतएण नारी जेण न पत्ताइं दुक्खाइं ॥ २ ॥

જેણે સ્રીને ભોગવવા ઇચ્છતાં દુઃખ ન ભોગવ્યાં હોય, તેવો બધા જીવલોકમાં કોઈપણ પુરૂષ હોય તો પોતાની આંગળી ઉંચી કરો !

अह एयाणं पगई, सव्वस्स क र्ति वेमणस्साइं ॥
तस्स ण करेंति णवरं, जस्स अलंचेव कामेहिं ॥ ३ ॥

સ્રીઓની આ પ્રકૃતિ છે, કે તે બધા પુરૂષોનું મન વિહ્વળ ( અસ્થિર ) કરી નાંખે છે. ફક્ત જે કામદેવને જીતવા સમર્થ થયો છે, તેનું મન તે સ્રીઓ ચંચળ કરવા સમર્થ નથી! વળી દુરાચારીઓ આગળ એમ સ્રી કહે કે હવે પાપ નહીં કરીએ, તોપણ છાનાં કુકર્મ કરે છે, અથવા હિતોપદેશક ગુરૂઆગળ કહે કે હું પાપ નહિ કરૂં, તોપણ પાપ કરીને સ્રી વડીલોને ઠગે છે. ॥ ૨૩ ॥

अन्नं मणेण चिंतेति, वाया अन्नं च कम्मुणा अन्नं ॥
तम्हा ण सद्दह भिक्खू, बहुमायाओ इत्थिओ णच्चा॥ सू.२४

હવે સૂત્રકાર તે સ્રીનો સ્વભાવ પ્રકટ કરવા કહે છે. પાતાળના ઉદર (તળીયા) જેવા ગંભીરમનવડે સ્રીઓ અન્ય ચિંતવે છે. તથા અન્ય માણસના કાન ખુશ કરવા માત્ર પરિણામે ભયંકર એવી મીઠીવાણી સ્રી બોલે છે. તથા વર્તનમાં અન્ય કરે છે. માટે સ્રીઓ બહુ માયાવાળી છે.

આવું જાણીને તે સ્ત્રીઓનો સાધુ વિશ્વાસ ન કરે તેની માયા જાળમાં પોતે ન ફસે. આ સંબંધે દત્તકવૈશિકનો દૃષ્ટાંત કહે છે.

વૈશિક નામની એક વેશ્યાએ તે દત્તકને અનેક પ્રકારે ઠગવા માંડ્યો, તોપણ તેણે તે વેશ્યાને વાંછી નહિ. તેથી તે વેશ્યાએ કહ્યું, કે હવે મારે નિર્ભાગિણીને દૌભાગ્યથી કલંકિત થએલીને જીવીને શું પ્રયોજન છે? હે સાધો! તેં મને ત્યાગી છે, માટે હું હવે અગ્નિમાં પ્રવેશ કરીશ, તેથી તે બોલ્યો કે વૈશિક (વેશ્યા)માં આવું પણ માયાથી કરી બતાવે છે. તે પ્રમાણે તે વેશ્યાએ પૂર્વે સુરંગ ખોદાવેલી હતી તેમાં પેઠી, અને ઉપર અગ્નિ સળગાવી, અને સુરંગમાં થઇને ઘેર ગઈ. દત્તકે વિચાર્યું કે આ પણ વેશ્યાનું કપટ છે, એમ બોલવા છતાં તે વેશ્યાના સાગ્રીત ધૂર્તોએ તે દત્તકને અગ્નિમાં જીવતો ફેંકી બાળી નાંખ્યો, પણ ભવોભવમાં ભમાડનારી વેશ્યાનો સંગ ન કર્યો, તેમ બીજાપણ ડાહ્યા માણસે તેનો વિશ્વાસ ન કરવો ॥ ૨૪ ॥

जुवती समणं बूया, विचित्तलंकार वत्थगाणि परिहित्ता ॥
विरता चरिस्सहं रुक्खं, धम्ममाइक्खणे भयंतारो॥सू.२५॥

યુવાન્ સ્ત્રી સાધુને ભોળવવા વિચિત્ર વસ્ત્ર અલંકારથી વિભૂષિતશરીરવાળી બનીને કપટથી સાધુપાસે આવીને બોલે, કે હું ઘરના પાશાથી વિરક્ત થયેલી છું, મારો ધણી મને અનુકૂળ નથી, તેથી મને તે ગમતો નથી, અથવા તેણે

મને ત્યાગી છે. માટે હવે હું રૂક્ષ લુખો–સંયમ આચરીશ, અથવા કોઈ પ્રતિમાં રૂક્ષને બદલે મૌન પાઠ છે, તેનો અર્થ પણ મુનિનું વર્ત્તન તે મૌન–સંયમજ છે. તે આદરીશ, માટે હે ભયત્રાત! મને ધર્મ સંભળાવો. કે જેથી હું ભવિષ્યમાં તમારા કહેલા ધર્મને સાંભળીને દુઃખોનું ભાજન ન થાઉં! ॥૨૫॥

**अदु साविया पवाएणं, अहमंसि साहम्मिणो य समणाणं ॥**
**जतुकुंभे जहा उवज्जोई, संवासे विदूविसीएज्जा ॥ सू. २६ ॥**

અથવા યુવતી આ બહાને સાધુપાસે બેસે, કે હું શ્રાવિકા છું, તેથી સાધુની સાધર્મિણી છું, આવા પ્રપંચથી નજીક આવીને કૂલવાલુક તપસ્વીને જેમ ધર્મથી ભ્રષ્ટ કર્યો, તેનો સાર આ છે કે સ્ત્રીઓ સાથે વધારે પડતો જેટલો પરિચય હોય તે મહાન્ અનર્થ માટે થાય છે, તે બતાવે છે.

**तज्ज्ञानं तच्च विज्ञानं, तत्तपः स च संयमः ॥**
**सर्वमेकपदे भ्रष्टं, सर्वथा किमपि स्त्रियः ॥ १ ॥**

તેજ જ્ઞાન તેજ વિજ્ઞાન તેજ સંયમ અને તપ પુરૂષને હોય તે બધું સ્ત્રીના એક પદમાં ભ્રષ્ટ થાય છે, (સ્ત્રી સંગથી બધું નષ્ટ થાય છે) આ સંબધમાં દૃષ્ટાંત આપે છે. જેમ લાખનો બનાવેલો ઘડો અગ્નિ પાસે રાખે, તો તે ઝટ પીગળી જાય છે, તેમ સ્ત્રીઓ પાસે બેસતાં બીજો માણસ તો દૂર રહો, પણ વિદિત વેદ્ય (તત્ત્વજ્ઞાની) હોય તેવો વિદ્વાન્ પણ ધર્મ અનુષ્ટાન તે સંયમ પાળવામાં ઢીલો બની

જાય છે. (વર્ત્તમાનકાળના વિદ્વાન્ ગણાતા આગેવાનોની કેવી દશા છે, તે ઉપર દરેક ભવ્યાત્માએ વિચાર કરી નિઃસંગી બનાવ પ્રયત્ન કરવો.) ॥ ૨૬ ॥ આ પ્રમાણે સ્ત્રીના સહવાસમાં થતા દોષો બતાવીને હવે તેના સ્પર્શથી થતા દોષો બતાવે છે.

जतुकुंभे जोइउव गूढे, आसुऽभितत्तेणास मुवयाइ ॥
एविवित्थियाहिं अणगारा, संवासेण णासमुवयंति ॥ सू. २७ ॥

જેમ અગ્નિ ઉપર લાખનો ઘડો અગ્નિનો સ્પર્શ થતાં શીઘ્ર નાશ પામી જાય છે, તેજ પ્રમાણે સ્ત્રીઓ સાથે બેસનારા અને ધીરે ધીરે પરિચયમાં આવી કુસંગ કરવાથી અનગારો (સાધુઓ) નાશ પામે છે, અર્થાત્ જેમ લાખનો ઘડો પીગળી જાય છે, તેમ કઠણ સંયમ પાળનારા પણ તેને ત્યજીને સંયમશરીરથી ભ્રષ્ટ થાય છે. ॥ ૨૭ ॥

कुव्वंति पावगं कम्मं, पुट्ठा वेगेव माहिंसु ॥
नोऽहंकरेमिपावंति, अंके साइणी ममेसत्ति ॥ २८ ॥

ઉપર પ્રમાણે તે સંસારસંગીઓ સ્ત્રીમાં રક્ત થએલા આલોક પરલોકના અપાયોને વિસારીને મૈથુન સેવન વિગેરે પાપકર્મ કરે છે, તથા સંયમના ઉત્તમમાર્ગથી ભ્રષ્ટ થતાં આચાર્ય વિગેરેથી પ્રેરણા થતાં તેઓ આ પ્રમાણે બોલે છે, કે આવા ઉત્તમકુળમાં ઉત્પન્ન થએલો હું આવું પાપનું અકાર્ય ન કરૂં, આ બાઇ તો મારી ગૃહસ્થાવાસમાં દીકરી જેવી ખોળામાં બેસનારી હતી, તેથી પૂર્વના અભ્યાસથીજ આ પ્રમાણે મારી સાથે વધારે પ્રેમ ભક્તિ રાખે છે! પણ

હું તો સંસારનો સ્વભાવ જાણુનારો (તત્ત્વજ્ઞાની) પ્રાણુ નાશ થતાં પણુ આવું વ્રતભંગનું અકાર્ય નહિ કરૂં. ॥ ૨૮ ॥

**बालस्स मंदयं बीय, जं च कडं अवजाणइ भुज्जो ॥**
**दुगुणं करेइ से पाव, पूयणकामो विसन्नेसी ॥ सू. २९ ॥**

આ પ્રમાણે જુઠું બોલવાથી તે અજ્ઞાનીને રાગદ્વેષમાં ચિત્ત આકુલિત થવાથી પરમાર્થને ન જાણુનારા પાપી સાધુને બીજું અજ્ઞાનપણું છે, પ્રથમતો અકાર્ય કરવાથી ચોથું વ્રત ભાગ્યું, તથા તે વાતને ઉડાવવાથી મૃષાવાદનું બીજું પાપ લાગ્યું, તે બતાવે છે. કે જે પાપી અસત્ આચરણુ આચરે છે, અને બીજા હિતસ્વીએ પ્રેરણા કરતાં જૂઠું બોલે કે મેં એ પાપ કર્યું નથી; તેને આમ જૂઠું બોલવાથી બમણું પાપ થાય છે.

પ્ર૦—શામાટે જૂઠું બોલે છે?

ઉ૦—પોતે પૂજન તે સત્કાર તથા પુરસ્કારનો કામી (અભિલાષી) હોવાથી "મારો લોકમાં અવર્ણવાદ (નિંદા) ન થાઓ." એમ વિચારી અકાર્યને છૂપાવે છે. તેથી તે વિષણ્ણ એટલે અસંયમનો સેવનારો विषण्णषि છે.

**संलोकणिज्जमणगारं, आयगयं निमंतणेणाहंसु ॥**
**वत्थ च ताइ ! पायं वा, अन्नं पाणगं पडिग्गाहे ॥ सू. ३०**

વળી સુંદર ચેહરાવાળો યુવાન સાધુ આત્મગત તે આત્મજ્ઞ આત્મહિતસ્વી હોય, તેવા ઉત્તમ સાધુને કેટલીક દુરાચારિણી સ્ત્રીઓ નિમંત્રણુ કરીને આ પ્રમાણે કહે

છે; હે ત્રાયિનૂ! રક્ષક! હે સાધુ! વસ્ત્ર પાત્ર ખાન પાન વિગેરે જેનું તમારે પ્રયોજન હોય તે બધું હું તમોને આપીશ, માટે તમે મારે ઘેર આવીને લઇ જાઓ! ॥૩૦॥ હવે ઉપસંહાર કરે છે.

णावारमेवं बुज्झेज्जा, णो इच्छे अगारमागंं ॥
बद्धेविसयपासेहिं, मोहमावज्जइ पुणोमंदे ॥ सू. ३१ ॥
त्तिबेमि। इति इत्थीपरिन्नाए पढमो उद्देसो समत्तो॥४-१
॥गाथा ग्रं, २८७॥

આ સ્ત્રીઓનું વસ્ત્ર વિગેરેનું આમંત્રણ ઉત્તમ સાધુએ નીવારકલ્પ જાણવું, એટલે જેમ ઉત્તમ જાતિના ઘાસ કે તેને અનુકૂળ આવે તેવું અન્ન બતાવીને લલચાવી ભુંડ વિગેરેને વશમાં લઈ પાપી માણસો બુરાહાલે તેને મારી નાંખે છે, તેમ સાધુએ જાણીને તેના વસ્ત્ર પાત્રને પણ ન વાંછવું, અથવા ગૃહજ આવર્તરૂપ છે, તે ગૃહવર્ત એટલે ઘેર જવાનો ભ્રમ છે, તેને સાધુ ન ઈચ્છે.

પ્ર૦—શામાટે ?

ઉ૦—તે શબ્દ વિગેરે વિષયોરૂપ પાશા તે દોરીવડે બંધાઇ પરવશ કરેલો સ્નેહપાશાને તોડવા સમર્થ થતો નથી, પણ મોહથી ચિત્તની વ્યાકુળતા પામે છે કે હવે હું શું કરૂં ? એમ તે જડ વારંવાર મુંઝાય છે. આ પ્રમાણે સુધર્મસ્વામીએ સાધુને બોધ આપેલ છે. ॥ ૩૧ ॥

આ પ્રમાણે સ્ત્રીપરિજ્ઞાનો પ્રથમ ઉદ્દેશો સમાપ્ત થયો.

## ચોથા અધ્યયનનો બીજો ઉદ્દેશો.

પહેલો ઉદ્દેશો કહીને હવે બીજો કહે છે, તેનો આ પ્રમાણે સંબંધ છે.

ગયા ઉદ્દેશામાં કહ્યું કે સ્ત્રીના પરિચયથી ચારિત્રનો ભંગ થાય છે, પછી તે કુશીલીયાની અહીંજ જે અવસ્થા થાય છે, અને તેનો કર્મબંધ થાય છે, તે અહીં બતાવે છે, આવા સંબંધે આવેલા આ ઉદ્દેશાનું પ્રથમ સૂત્ર કહે છે.

**ओए सयाण रज्जेज्जा, भोगकामी पुणो विरज्जेज्जा॥**
**भोगे समणाण सुणेह, जह भुंजंति भिक्खुणो एगे ॥ सू. १ ॥**

આ સૂત્રનો પ્રથમના સૂત્ર સાથે આ સંબંધ છે, કે વિષયપાશથી બંધાયલો મોહ પામે છે, જેથી કોઇએક રાગદ્વેષરહિત બનીને સ્ત્રીમાં રાગ ન કરે, અને પરંપર સૂત્ર સાથે આ સંબંધ છે કે સુંદર રૂપવાન સાધુને દેખીને કોઇ સ્ત્રી સાધુને સારાં ભોજનવિગેરે નીવારકલ્પ માફક આપવાના બહાને ઠગે, તેથી તેમાં એકલો પડીને રાગી ન થાય, તે 'ઓજ' નું સ્વરૂપ બતાવે છે, તેમાં દ્રવ્યઓજ તે એક પરમાણુ છે, અને ભાવથી ઓજ તે રાગદ્વેષ રહીત એકલો છે. હવે તે સ્ત્રીઓમાં રાગ કરવાથી આ લોકમાંજ હવે બતાવાતી નીતિ પ્રમાણે જુદી જુદી વિડંબનાઓ થાય છે. અને તે સંબંધી કર્મબંધ થાય છે. અને તે ઉદયમાં આવતાં પરલોકમાં નારકી વિગેરેમાં જે તીવ્ર વેદનાઓ થાય છે, તે પ્રમાણે સમજી

વિચારીને ભાવઓજ તે રાગદ્વેષરહિત એકલો નિર્મળ આત્માવાળો બની તે અનર્થની ખાણો જેવી સ્ત્રીઓનો રાગી ન થાય, કદાચ કોઈ કારણે મોહના ઉદયથી કુવાસના થાય, તોપણ આલોક પરલોકના અપાયોને વિચારીને શીઘ્ર તેનાથી દૂર હટે, તેનો સાર આ છે, કે ચિત્તમાં કુવાસના અશુભકર્મના ઉદયથી થાય, તોપણ હેય ઉપાદેયના પર્યાલોચન (વિચાર)થી જ્ઞાન અંકુશવડે તેને દૂર કરે, તથા તપવડે શ્રમ સેવે, માટે શ્રમણ તે સાધુ છે, તેથી હે સાધુઓ તમે સાંભળો! તેનો સાર આ છે, કે ગૃહસ્થોને પણ આ ભોગો વિડંબના જેવાજ છે, તો યતિ સાધુઓને તો ભોગો તો વિડંબના રૂપજ છે. તો પછી ભોગવવાથી તો દુર્દશામાં શું વિડંબના ન થાય! તેજ કહ્યું છે. આગળ કહી ગયા પ્રમાણે માથું મુંડાવેલું ગંધાતું શરીર વિગેરે પૃ. ૯૯માં કહ્યું છે. તે વિચારતાં જે કોઇ વેષવિડંબક ધર્મરહિત સાધુઓ વિડંબના પ્રાયે ભોગોને ભોગવે છે, તેજ ઉદ્દેશાના એક સૂત્રથીજ હવે પછી ખુલાસાથી બતાવશે. અને અન્ય પુરૂષોએ પણ તેજ કહ્યું છે, તે બતાવે છે.

कृशः काणः खंज श्रवणरहितः पुच्छविकलः,
क्षुधाक्षामो जीर्णः पिठरककपालार्दितगलः॥
व्रणैः पूयक्लिन्नैः कृमिकुलशतैराविलतनुः,
सुनीमन्वेतिश्वा हतमपि च हन्त्येव मदनः॥ १॥

દુબળો કાણો ખંજ કાન રહિતકાપેલા પુંછડાવાળો ભૂખથી થાકેલો બૂઢો અને હાંડલામાં ખાવા મોઢું ઘાલતાં તેનો કાંઠલો ગળામાં રહેલો છે, શરીરમાં પાચ નીકળતાં ચાંઠાં પડેલાં છે અને શરીરમાં હજારો કીડાથી પીડા પામે છે, આટલું દુઃખ છતાં પણ કૂતરી આવતી જાણીને તે તેની પાસે દોડે છે! તેથી ભતૃહરી મહાત્મા કહે છે કે અહો! કામદેવ! તું કેવો દુષ્ટ છે, કે આવા દુઃખે હણાયેલાને પણ તું કામપીડિત કરીને હણે છે! હવે ભોગીઓની વિડંબના બતાવે છે. (અથ શબ્દ પછીના અર્થમાં છે, તુ વિશેષણના અર્થમાં છે,) સ્ત્રીના સંસ્તવ પછી તે સાધુ સ્ત્રીમાં ગૃદ્ધ બનેલો છે, તેજ વધારે સૂચવે છે.

ઇચ્છામદનરૂપ કામમાં જેની બુદ્ધિ અથવા મનની વૃત્તિ છે તે કામ મતિવર્ત છે, અર્થાત્ વિષયાભિલાષી છે, તેને આવો કામી જાણીને ધોળામાં કાળું સ્વીકારનાર છે, તેમ તે મારે વશ થયો છે, એમ સ્ત્રી જાણે છે. અથવા તે સ્ત્રી તેના મનમાં મલિન થએલો જાણીને પોતાનું તથા તેનું કરેલું કહી બતાવે છે. તે કહે છે.

अह तं तु भेदमावन्नं, मुच्छितं भिक्खु काममतिवट्टं ॥
पलिभिंदिया णं तो पच्छा, पादुद्धट्टु मुद्धिपहणंति ॥सू. २॥

હે સાધુ! જો તારૂં માથું મુંડાવેલું છે. પરસેવાના મેલથી દુર્ગંધ નીકળે છે, તથા નિંદનીય બગલ છાતી તથા

ગુપ્તભાગ છે તેવાને પણ મેં કુલશીળ મર્યાદા લાજ ધર્મ વિગેરેને છોડીને શરીર અર્પણ કર્યું, અને તું તો અકિંચિત્કર (ગણુતરી વિનાનો) છે! આ પ્રમાણે કોપાયમાન થએલી સ્ત્રી તેને ધમકાવે છે, અને રીસાય છે, ત્યારે આ વિષયમાં મૂર્છિત થએલો તેને સંતોષવા ખાતરી આપવા તેના પગમાં પડે છે.

व्याभिन्नकेसरबृहच्छिरसश्च सिंहा,
नागाश्च दानमदराजिकृशैः कपोलैः ॥
मेधाविनश्च पुरुषाः समरे च शूराः,
स्त्रीसन्निधौ परमका रुषा भवन्ति ॥ १ ॥

કેસરા ફુલાવીને મોટા માથાવાળા બનેલા સિંહો તથા દાન મદના પાણીથી જેના કપોલ (ગાલ) ઉપર પાતળી રેખાઓ પડેલી છે, તેવા હાથીઓ તથા બુદ્ધિવાન પુરૂષો તથા યુદ્ધમાં શૂર પુરૂષો છે તેવા પણ સ્ત્રીના સહવાસમાં વધારે કાયર બને છે! તેથી વિષયમાં એકાંત ગૃદ્ધ પુરૂષને જાણીને તે સ્ત્રી તે ચારિત્રભ્રષ્ટ સાધુને પોતાના ડાબા પગને ઉંચકીને તેના માથામાં લાત મારે છે! આ પ્રમાણે વિડંબના પામે છે.

जइ केसियाणं मए भिक्खू, णो विहरे सह णमित्थीए।
केसाणविह लुंचिस्सं, नन्नत्थ मए चरिज्जासि ॥ सू. ३ ॥

(હવે સાધુ જો ન લોભાતો હોય તો તે સ્ત્રી ફસાવા કહે છે) હે સાધુ! તું જો મારા વાળથી ગભરાતો હોય તો હું કઢાવી નાંખું, અર્થાત્ તું મુંડેલા માથાવાળો અને હું ચોટલાવાળી છું તેથી તું ભોગવતાં શરમાય છે, તેથી તારા સંગને વાંછનારી ચોટલાને પણ કઢાવીશ! પછી બીજા દાગીનાનું તો પૂછવું શું? વળી આ દુઃખ સહેવાની સાથે જે કંઇ દુષ્કર પગે વિહાર વિગેરે છે, તેપણ તારી સાથે હું કરીશ, પણ તું મને છોડીને એકલો ન વિચરીશ! અર્થાત્ તમારે મને છોડીને એક ક્ષણપણ એકલા ન રહેવું! એજ તમને મારી પ્રાર્થના છે! અને હું પણ તમે જે જે ફરમાવશો તે કરીશ! ॥ ૩ ॥

**अह णं से होई उवलद्धो, तो पेसंति तहाभूएहिं ॥**
**अलाउच्छेदं पेहेहि, वग्गुफलाइं आहराहित्ति ॥ सू० ४ ॥**

આ પ્રમાણે અતિ મનોહર વિશ્વાસજનક દેખીતાં અલ્પકાળ માટે સુંદર વચનોવડે વિશ્વાસ પમાડીને પછી તે સ્ત્રી શું કરે છે, તે કહે છે.

વિશ્વાસનાં વચનો કહેવાથી મારે વશ થયો છે, એવું ચેષ્ટાલક્ષણવડે સ્ત્રીઓ જાણી લેછે, પછી તે કપટ નાટકની નાયિકા સ્ત્રીઓ જાણીને પછી અનુચિત કર્મવ્યાપારમાં તે સાધુને યોજે છે, અથવા તેવા સાધુના વેષમાંજ તેની પાસે તેવાં કામ કરાવે છે, તે બતાવે છે. અલાઉ તે તુંબડું

છે, તેને છેદનારૂં શસ્ત્ર છરી લઈ આવ! એટલે તુંબડાને મોઢું વિગેરે બનાવીએ! તથા સુંદર નાળીયેર વિગેરેનાં ફળો કે તુંબડાં લઈ આવ! અથવા વાક્ફળ તે ધર્મકથારૂપ વ્યાખ્યાન અથવા વ્યાકરણ વિગેરેનું વાચાનું ફળ લાવ, અર્થાત્ આપણે વાપરવા વસ્ત્ર વિગેરે જોઇશે, તે ઉપદેશ આપીને કે ભણાવવાનો ધંધો કરીને લઇ આવ! ॥ ૪ ॥

दारुणि सागपागाए, पज्जोओ वा भविस्सती राओ ॥
पाताणि य मे रयावेहि, एहि ता मे पिट्ठओमद्दे ॥ सू. ५ ॥

તે પ્રમાણે જંગલમાંથી લાકડાં મગાવે કે શાક તે ટક્ક વસ્તુલ વિગેરે પાંદડાનું રાંધવામાં ખપ લાગે, કોઈ પ્રતિમાં અન્નપાક શબ્દ છે, તે ભાત વિગેરે રાંધવા, અથવા રાત્રે અજવાળું કરવા કામ લાગશે, તથા પાતરાં વિગેરે રંગ, કે જેથી હું તારા જેવો સાધ્વીનો વેષ પહેરીને ગોચરી લઇ આવું, અથવા મારા પગ અળતા વિગેરેથી રંગ, અથવા જલદી આવ, બીજું કામ છોડીને મારો વાંસો ચોળ, મારૂં અંગ દુઃખે છે, તેથી દાબ, પછી બીજું કાર્ય કરજે. ॥૫॥

वत्थाणि य मे पडिलेहेहि, अन्नं पाणं च आहराहित्ति ॥
गंधं च रओहरणं च, कासवगं च मे समणुजाणाहि ॥सू.६॥

તથા મારાં કપડાં જીર્ણ થયાં છે, તે દેખીને બીજાં નવાં લાવી આપ, અથવા મારાં મેલાં લુગડાં ધોબીને આપ, અથવા મારાં વસ્ત્રો વિગેરે ઉંદરો વિગેરે કરડી ખાય છે,

માટે તેના ઉપર દૃષ્ટિ કર, તથા અન્ન પાણી લઇ આવ, તથા કોષ્ઠપુટ સુગંધીની પડીઓ અથવા હિરણ્ય (સોનું ચાંદી) તથા શોભન રજોહરણ (ઓઘો) લાવ, તથા હું લોચ કરાવવા અશક્ત છું તેથી હજામને મારૂં માથું બોડવા તું લાવ! હે શ્રમણ! જેનાથી હું મારા વધેલા વાળને કઢાવી નાંખું, ॥ ૬ ॥

**अदु अंजणिं, अलंकारं, कुक्कययं मे पयच्छाहि ॥**
**लोद्धं च लोद्धकुसुमं च, वेणुपलासियं च गुलियं च ॥सू.७॥**

અથ અવ્યય અધિક અંતર પ્રદર્શન (દેખાડવા) માટે છે, ઉપરની ગાથામાં બતાવ્યું તે વેષ બદલી સાધ્વી થએલી હોય તેને માટે છે, હવે તે સાધુ એ વેષ મુકી દીધો હોય, અને સ્રી ગૃહસ્થવેષમાં રહી હોય, તે આશ્રયી કહે છે. અંજણિ તે કાજળ રાખવાની નળી છે. તે મને લાવી આપ, તથા પગમાં પહેરવા ઝાંઝર હાથમાં પહેરવા કડાં ચૂડીઓ, તથા બાજુબંધ વિગેરે દાગીના લાવ, ખુંખણુક લાવ, કે જેથી હું સર્વ અલંકારથી વિભૂષિત થઇને વીણાના વિનોદ વડે તમને પ્રસન્ન કરૂં. તથા લોધર લોધરનાં ફૂલ, કોમળ છાલવાળી વાંસની વાંસળી લાવ, જે દાંતે અથવા ડાબા હાથે પકડીને જમણા હાથે વીણા માફક વગાડાય છે. તથા એવું ઔષધ કે ગોળીઓ લાવ ' ખાઇને હું નવયૌવનવાળી કાયમ રહું.

**कुट्ठं तगरं च अगरुं, संपिट्ठं सम्मं उसिरेणं ॥**
**तेल्लं मुहभिजाए, वेणुफलाइं सन्निधानाए ॥ सू. ८ ॥**

તથા કમળનો કુષ્ઠ, અગર તગર લાવ, આ બંને સુગંધી દ્રવ્ય છે. આ કુષ્ઠ વિગેરે ( ઉશીર તે ) વીરણીનાં મૂળીયાં સાથે વાટવાથી જેમ સુગંધી થાય તેમ કર, તથા લોધર કેસર વિગેરેથી સુગંધવાળું તેલ બનાવ, તે મારે માથામાં લગાવવા કામ લાગે, તથા મોઢાઉપર લગાડવા તથા ચોળવા માટે તેલ તૈયાર કર, અને તે બજારમાંથી લઈ આવ ! કે જે લગાડવાથી મારૂં મોઢું કાંતિવાળું થાય, તથા વેણુ રાખવા માટે કરંડીયો કે પેટી લાવ, તથા મારાં વસ્ત્રો વિગેરે રાખવા સંનિધાન તે પટારો કે કબાટ કે ટૂંક લાવ.

**नंदीचुण्णगाइं पाहराहि, छत्तोवाणहं च जाणाहि ॥**
**सत्थं च सूवच्छेज्जाए, आणीलं च वत्थयं रयावेहि ॥सू.९॥**

ઘણાં દ્રવ્ય ઔષધિઓ ભેગી કરવાથી ઓઠ (હોઠ)ને લગાડવાનું સુગંધી ચૂર્ણ તૈયાર થાય તે નંદીચૂર્ણ કહેવાય છે, તે કોઇપણ પ્રકારે લઈ આવ, તથા તડકો કે વરસાદના રક્ષણ માટે છતરી તથા પગરખાંની મને આજ્ઞા આપ, તેના વિના મને ચાલતું નથી, માટે લાવી આપ, તથા શાખ વિગેરે તૈયાર કરવા છરી કે દાતરડું લાવ, તથા પહેરવા માટે ગળી વિગેરેથી વસ્ત્ર રંગી આપ, કે જેથી થોડું ઘણું કાળું થાય, અથવા રાતું કે બીજા રંગનું બની શકે.

**सुफणिं च सागपागाए, आमलगाइं दगाहरणं च ॥**
**तिलगकरणिमंजणसलागं, घिंसु मे विहूणयं विजाणेहि ॥१०॥**

તથા શાખ વિગેરે બરોબર રંધાય, તથા છાશની કઢી વિગેરે ઉકળે તેવી મુફણી હાંડલી કે તપેલી કડાઈ લાવ, તથા સ્નાન માટે અથવા પિત્તની શાંતિકરવા આંમળાં લાવ, તથા પાણી લાવવા માટલાં ઘડો વિગેરે લાવ; તેમજ ઘી તેલ ભરવા અથવા ઘરમાં જોઇતાં બધાં વાસણ સામાન વિગેરે લાવ, તથા ચાંદલો કરવા દાંતની કે સોનાની સળી લાવ, કે જેનાવડે ગોરૂંચંદન કે કંકુ વિગેરેથી તિલક કરૂં! અથવા ગોરોચનથી તિલક થાય તેથી તેનેજ તિલકકરણી કહે છે. અથવા જેનાવડે તલ પીસાય તે તિલક કરણીય છે, સૌવીરક વિગેરે અંજન તથા સળી લાવ કે જેનાવડે આંખો અંજાય, તથા ઉન્હાળામાં તાપ શાંત કરવા વીંજણો લાવી આપ! ॥ ૧૦ ॥

**संडासगं च फणिहं च, सीहलिपासगं च आणाहि ।**
**आदंसगं च पयच्छाहि, दंतपक्खालणं पवेसाहि ॥ सू. ११ ॥**

નાકમાંના વાળ ચુંટવા ચીપીઓ લાવ, તથા વાળ સરખા કરવા (ઓળવા) માટે કંકતક (કાંસકી) લાવ, તથા વોણાને સરખી કરવા ઉનનું કંકણ (સીહલી પાસગ) લાવ, મોઢું કે અંગ દેખવા આદર્શ (દર્પણ) લાવ તથા દાંત સાફ રાખવા દાતણ લાવ, મારી પાસે લાવીને મુક ॥૧૧॥

**पूयफलं तंबोलयं, सूईसुत्तगं च जाणाहि ॥**
**कोसं च मोयमेहाए, सुप्पुक्खलगं च खारगालणं च॥सू. ११॥**

સોપારી પાન ખાવા લાવ, સોયદોરો સાંધવા લાવ, તથા પેશાબ કરવાની કુંડી લાવ, કારણ કે રાત્રે હું બહાર જવા ભયથી અસમર્થ છું, (ડરૂંછું) માટે ઘરમાં રહી પેશાબ બહાર નંખાય, તેમ કર, આ બતાવ્યાથી એમ જાણવું કે બીજાં કાર્ય કરતાં આ અધમ કર્ત્તવ્ય છે, તેવી બીજી ચીજો પણ બતાવે છે તથા ચોખા દાળ ઝાટકવા સૂપડું લાવ, ખાંડણી ખાંડવા લાવ, તથા સાજીખાર વિગેરે ગાળવા વિગેરે જોઇતાં બધાં ઉપકરણ લાવ,

**चंदालगं च करगं च, वच्चघरं च आउसो! खणाहि ॥**
**सरपायं च जायाए, गोरहगं च सामणेराए ॥ सू. १३ ॥**

દેવતાની અર્ચનિકા તે તાંબાનું વાસણ મથુરામાં ચંદાલક તરીકે પ્રસિદ્ધ છે. તથા જળના આધારરૂપ કરક અથવા મદિરાનું વાસણ છે, તે લાવ, તથા મારે માટે તટ્ટી જવાનું તૈયાર કર! તથા હે આયુષ્મન! જેનાવડે તીર ફેંકાય તેવું ધનુષ્યનું રમકડું આપણા જન્મેલા છોકરા માટે લાવ, ત્રણ વરસનો ગોધલો બળદીયો લાવ કે તારા આ શ્રમણપુત્રને માટે ગાડી વિગેરેમાં જોડવા કામ લાગશે!

**घडिगं च सडिंडिमयं च, चेलगोलं कुमारभूयाए ॥**
**वासं समभिआवण्णं, आवसहं च जाण भत्तं च ॥ सू. १४ ॥**

તથા માટીની ફૂલડી (ઘટિકા) તથા ડિંડિમ તે નગારૂં કે તેવું બીજું વાજીંત્ર તથા છોકરાને રમવાનો કપડાનો કંદૂક (દડો)લઇ આવ, તથા ચોમાસું નજીક આવ્યું છે, માટે ઘર તૈયાર કરાવ તથા ખાવા માટે કમોદ વિગેરે અનાજ ભરી રાખો કે સુખેથી આવતા ચોમાસામાં રહીએ, જુઓ! તેજ શાસ્રકારે કહ્યું છે.

मासैरष्टभिरह्ना च पूर्वेण वयसाऽयुषा ॥
तत्कर्त्तव्यं मनुष्येण, यस्यान्ते सुखमेधते ॥ १ ॥

આઠ માસમાં ખુબ કમાઈ લેવું કે ચોમાસું સુખેથી નીકળે, તથા પહેલાંના દિવસમાં કે જુવાનીમાં કમાઇ લેવું કે મનુષ્ય સુખેથી અંતે રહી શકે ॥૧૪॥

आसंदियं च नवसुत्तं, पाउल्लाइ संकमट्ठाए ॥
अदु पुत्तदोहलट्ठाए, आणप्पा हवंति दासा वा ॥सू.१५॥

આસંદિય તે માંચી તે નવા સૂત્રની પાટીથી ભરેલી અથવા વાધરડાના ચામડાથી મઢેલી લાવ, તથા હાથનાં પગનાં મોજાં લાવ અથવા ચાલવાને માટે ચાખડીઓ લાવ કારણકે હું ખુલ્લા પગે જમીનઉપર પગલું પણ ચાલવા અસમર્થ છું, અથવા પુત્ર મારા ગર્ભમાં છે, તે વખતે તે ગર્ભના રક્ષણ પોષણ માટે સ્રીના મનના મનોરથો પુરવા માટે પુરૂષો સ્રીઓના કહેવા પ્રમાણે પૈસાથી લીધેલા ગુલામ જેવા દાસની માફક વર્ત્તનારા હોય છે. અર્થાત્ જેમ ગુલામો પાસે લાજ રાખ્યાવિના બધાં કાર્ય કરાવે છે, તેમ તે પુરૂષો

સ્નેહપાશથી બંધાયેલા વિષયવાંછકો રાંકડા બનેલાને સં-સારમાં અવતરવાને માટે વીથી જેવી સ્ત્રીઓ નિર્લજ થઇને ગમે તેવાં કાર્યો બતાવે છે, તે કરવાં પડે છે, તેથી તે આણુપ્પ અથવા દાસ જેવા છે. ॥ ૧૫ ॥

जाए फले समुपन्ने, गेण्हसु वा णं अहवा जहाहि ॥
अहं पुत्तपोसिणो एगे, भारवहा हवंतिउट्टा वा ॥सू. १६॥

વળી પુત્ર જન્મ્યો, તે ગૃહસ્થોને ગૃહસ્થાવાસનું ફળ છે, એટલે પુરૂષોનું ફળ કામભોગ છે, અને કામભોગોનું ફળ પ્રધાનકાર્ય પુત્રજન્મ છે. તેજ કહ્યું છે.

इदं तत्स्नेहसर्वस्वं, सममाढयदरिद्रयो ॥
अचन्दनमनौशीरं, हृदयस्यानु लेपनम् ॥ १ ॥

આ પુત્રપ્રેમ તે સ્નેહનું સર્વસ્વ છે, અને તે ગરીબ કે ધનવાનને સમાન છે, ચંદન અને ઔશીર (એક જાતનું સુગંધી દ્રવ્ય)ના વિના હૃદયમાં લેપ કરવાનું શીતળતા અને પ્રસન્નતા ઉપજાવવાનું સાધન છે, (વીતરાગ વિનાના સાધુને ચેલો સાધ્વીને ચેલી તથા ગૃહસ્થોને પુત્ર પુત્રી જન્મતાં હૃદયમાં જે ઉલ્લાસ થાય છે, તે સર્વને જાણીતું છે, પછી પરિણામ ગમે તે આવો, પણ એકવારતો અપૂર્વ આનંદ થાય છે જ.)

यत्तच्छपनिकेत्युक्तं, बालेना व्यक्तभाषिणा ॥
हित्वा सांख्यं च योगं च, तन्मेमनसि वर्त्तते ॥ २ ॥

જેથી તેને 'શપનિકા' (          ) એમ કહ્યું છે, એ બાળક ન સમજાય તેવું કાવલું બોલે છે, તે એટલું મનોહર લાગે છે, કે તે સમયે સાંખ્યમત કે યોગદર્શનનો સાધુ કે સંન્યાસી હોય તેવો પણ કહે છે કે તે ત્યાગીને હું તે બાળકનો પિતા થાઉં–કારણ કે મારા હૃદયમાં તે કોમળ વચનો અતિ પ્રિય લાગે છે! વળી કહે છે કે.

**लोके पुत्रसु(मु)ख नाम, द्वितीयं सु(मु)खमात्मनः**

આ લોકમાં પુત્રનું સુખ પહેલું છે. અને બીજું પોતાનું સુખ છે, (પુત્રવિના જીંદગી નકામી છે!) આ પ્રમાણે પુત્ર પુરૂષોને અભ્યુદયનું કારણ છે. તેથી તેના જન્મમાં પુરૂષોને વિડંબના થાય છે, તે કહે છે. આ બાળકને તું રમાડ, મારે ઘરનું કામ ઘણું હોવાથી ક્ષણની પણ ફુરસદ નથી માટે મને રમાડવાનો અવસર નથી, (જો છોકરો ઘણો રડે તો) સ્ત્રી ક્રોધાયમાન થઇને કહે કે જા! એને જંગલમાં મુકી આવ! હું એની વાત પણ પૂછવાની નથી! મેં એને નવ મહિના પેટમાં ઉપાડયો! અને તું હવે થોડીવાર ખોળામાં બેસાડવા પણ રાજી નથી! આ જગ્યાએ દાસની સમાનતા બરોબર આજ્ઞા કરવામાં મળી રહે છે! પણ આજ્ઞા પાળવામાં તો દાસ કરતાં પણ પુરૂષ ચડી જાય છે. કારણ કે દાસતો ભયનો માર્યો કાર્ય કરે છે, પણ આતો મારા ઉપર પૂર્ણ કૃપા થઇ એમ માનીને પુરૂષ ખુશી થઇને તેની આજ્ઞા પાળે છે! તે કહે છે.

यदेव रोचते मह्यं, तदेव कुरुते प्रिया ॥
इति वेत्ति न जानाति, तत्प्रियं यत्करोत्यसौ ॥ १ ॥

પુરૂષ એમ જાણે છે કે મને જે રૂચે છે, તે મારી સ્ત્રી મને કાર્ય બતાવે છે, પણ ખરી રીતે તે દાસ થએલો પુરૂષ જાણતો નથી, કે તેને પ્રિય હોય તે મારી પાસે કરાવે છે.

ददाति प्रार्थितः प्राणान्, मातरं हन्ति तत्कृते ॥
किं न दद्यात् न किं कुर्यात्स्त्रीभिरभ्यर्थितो नरः ॥ २ ॥

સ્ત્રીઓ પ્રાર્થના કરે તો પતિ પ્રાણો ત્યજીદે, સ્ત્રીને ખાતર માતાને મારે (કાઢી મુકે) સ્ત્રીનું માગેલું પુરૂષ શું ન આપે અને શું ન કરે? અર્થાત્ બધુંજ કરે છે.

ददाति शोचपानीयं, पादौ प्रक्षालयत्यपि ॥
श्लेषमाणमपि गृह्णाति, स्त्रीणां वशगतो नर ॥ १ ॥

મળ સાફ કરવા પાણી આપે, જરૂર પડેતો તેના પગ પણ ધોઈ આપે તેનો બળખો પણ ઝીલીલે, સ્ત્રીઓને વશ થએલો પુરૂષ બધું કરે છે! આ પ્રમાણે પતિત થએલા સાધુને સ્ત્રી પોતાના વશ થયા પછી પુત્ર નિમિત્તે અથવા બીજું કંઈ પણ નિમિત્ત કાઢીને દાસની માફક આજ્ઞા કરે છે, અને તે પુરૂષો પણ પુત્રોને પોષવાના સ્વભાવવાળા તે સ્ત્રીની સર્વ આજ્ઞાઓ પાળનારા કેટલાકો મોહોદય થતાં તેના તાબેદાર બની આ લોક પરલોકના અપાયોને વીસરી

જઇને પરવશ થએલા ઉંટની માફક તેના ભાર વહેનારા બને છે. ॥ ૧૬ ॥

राओवि उट्टिया संता, दारगं च संठवंति धाई वा ॥
सुहिरामणा वि ते संता, वत्थधोवा हवंति हंसा वा ॥सू.१७॥

રાતમાં પણ જાગે તો ધાવમાતા પેઠે રોતા બાળકને અનેક પ્રકારે ગાઇને સંતોષે છે.

सामिओसि णगरस्स, य णक्कउरस्स य हत्थकप्पगिरि ।
पट्टणसीहपुरस्स य, उण्णयस्स नन्नस्स य कुच्छिपुरस्स य
कण्णकुज्ज आयामुह सोरिय पुरस्स य"

હે દીકરા ! તું તો નક્રપુર હસ્તિ કલ્પગિરિ પાટણ સિંહપુર શૌરીપુર નગરનો રાજા છે ! આવાં સંબંધ વિનાનાં ક્રીડાનાં વચનોવડે સ્ત્રીના ચિત્તને પ્રસન્ન કરતાં પુરૂષો સર્વત્ર હાસ્ય પામે છે, અને સારી રીતે લજ્જામાં અંતઃકરણવાળા તે ( સુહિરામણા ) લજાળુ પુરૂષો હોય, તે પણ લજ્જાને છોડી નિર્લજ બનીને સર્વ જઘન્ય ( હલકાં ) કાર્યો પણ કરે છે ! તે કાર્યોજ સૂત્રકાર બતાવે છે. વસ્ત્ર ધોનારા હંસો ( ધોબીઓ ) જેવા બને છે. અને તે પ્રમાણે પાણી ભરવાનું કે બીજાં પણ મજુરીનાં કામ સ્ત્રીઓ બતાવે તે પુરૂષો કરે છે.

एवं बहुहिं कयपुव्वं, भोगत्थाए जेऽभियावन्ना ।
दासेमिइव पेसे वा, पसुभूतेव से णवा केई ॥ सू. १८ ॥

પ્ર૦—શું આવાં કાર્યો કોઈ પુરૂષો કરે છે કે તમે બતાવો છો ?

ઉ૦—હા ઘણા પુરૂષો આવાં કાર્યો કરે છે, તે બતાવે છે. ઉપર બતાવેલાં કાર્યો સ્ત્રીની આજ્ઞા પ્રમાણે પુત્રને પોષવો રમાડવો વસ્ત્ર ધોવાં વિગેરે કામ સંસારના સંગીઓએ પુર્વે કર્યાં છે, તથા બીજા વર્ત્તમાનમાં કરે છે, અને ભવિષ્યમાં પણ (મોહને વશ થએલા મૂઢા) કરશે, કે જેઓ કામ ભોગ માટે આ લોકપર લોકના અપાયો ભૂલીને ને ભોગ ભોગવવામાં રાચેલા છે તેઓ સાવદ્ય અનુષ્ટાન કરે છે. તથા જે રાગાંધ છે, તેને સ્ત્રીઓએ વશ કરેલો છે, તે દાસની માફક સ્ત્રીઓથી બીજાં પણ કાર્યો કરવામાં નિયોજાય છે. તથા જેમ ફાંસામાં ફસેલો મૃગપરવશ છે, તેમ આત્મ વશ તા ત્યજેલો પુરૂષ ભોજન વિગેરેનાં કાર્ય પણ કરી આપે છે. તેજ પ્રમાણે પ્રેષ્ય (દૂત) મજુર માફક કે ખરીદેલા ગુલામ કે દાસ માફક મળ સાફ કરવા વિગેરેના કાર્યો પણ કરે છે, તથા સ્ત્રીઓ કર્ત્તવ્ય અકર્ત્તવ્યના વિવેકથી રહિત પણે તથા હિત અહિત લેવું મુકવું, તેના શૂન્યપણાથી પશુભૂત (પશુ જેવો) પુરૂષને બનાવે છે, જેમ પશુને ફક્ત ખાવું, ભય રાખવો મૈથુન સેવવું, અને પરિગ્રહ કરવો એવી ચાર સંજ્ઞાઓ ફક્ત છે, પણ પરભવના હિત માટે કે આ લોકના દુઃખ માટે તેનો વિચાર નથી. તેવી રીતે આ પુરૂષ સારાં સંયમના અનુષ્ટાનથી રહિત બનેલો હોવાથી

પશુ જેવો છે, અથવા સ્ત્રીના વશ થએલો દાસ મૃગપ્રેષ્ય તથા પશુઓથી પણ અધમપણે હોવાથી તે કંઈ પણ નથી. અર્થાત્ તે સ્ત્રીના ગુલામની સરખામણી બધાથી અધમપણે હોવાથી કોઇની સાથે તેની ઉપમા ન થઈ શકે ! અથવા તે સાધુ માર્ગથીભ્રષ્ટ થયો, તેમ ન્યાતિએ પાછો દાખલ ન કરવાથી ઉભય ભ્રષ્ઠ હોવાથી કંઈ પણ ગણુતરીમાં નથી ! એટલે સંયમનાં સારાં અનુષ્ટાન ન કરવાથી સાધુ પણ નથી, તેમ પાન સોપારી વિગેરે શ્રેષ્ટ ખાનપાનના અભાવે લોચિકા (મુંડ માથું) માત્ર ધારી રાખવાથી બંનેથી ભ્રષ્ટ છે. એટલે સાધુનો વેષ રાખી અંદરથી કાળાં કુકર્મ કરે તો તેનાથી લોક લજ્જાના ભયથી ખાધામાં ગૃહસ્થ માફક ગમે તે ખવાય નહિ. અને કુકર્મ કરવાથી ચારિત્રનો લાભ ન થાય. અથવા ગૃહસ્થો પણ અવિવેક ત્યાગી મર્યાદામાં રહી પુણ્ય બાંધે છે, અને સાધુ ભગવંતો પરલોકના હિત માટે સંયમ અનુષ્ઠાન કરી નિર્જરા કરે છે, તે બંનેમાં કશી ગણુતરીમાં નથી. (તે વેષ વિડંબક પાપી બંનેથી ભ્રષ્ટ છે.) હવે ઉપસંહાર કરતાં સ્ત્રીસંગનો પરિહાર કહે છે.

**एवं खु तासु विन्नप्पं, संथवं संवासं च वज्जेज्जा।**
**तज्जातिआ इमे कामा, वज्जकरा य एवमक्खाए ॥सू.१९॥**

(ખુ શબ્દ વાકયની શોભા માટે છે.) હવે ઉપર જે સ્ત્રી સંબંધી શાસ્ત્રકારે બતાવ્યું, કે સ્ત્રી સાધુને ભોળવવા બોલે

કે તને શરમ લાગે તો માથું મુંડાવી તારા જેવી બનું! એ બધાં વચનોથી ન ભોળવાતાં તેવી સ્ત્રીઓ સાથે પરિચય છોડે, એક મકાનમાં નિવાસ પણ આત્મહિતમાં વર્ત્તનારો બનીને સર્વ અપાયોથી ડરીને ન કરે. કારણકે તે રમણીથી થતા કામો ભોગો અવદ્ય તે પાપ વજ્ર માફક ભારે છે, કારણ કે તે ભારથી જીવ–નીચે નરકમાં જાય છે. માટે કામ ભોગો અવદ્યકર વજ્રકર છે. તેવું તીર્થંકર ગણધરો બતાવે છે.॥ ૧૯ ॥ હવે બધું સમાપ્ત કરવા કહે છે.

एयं भयं ण सेयाय, इइ से अप्पगं निरुंभित्ता ॥
णो इत्थिं णो पसुं भिक्खू, णो सयं पाणिणा णिलिज्जेज्जा ॥
॥ सू. २० ॥

આ પ્રમાણે ભયનો હેતુ હોવાથી સ્ત્રીઓનાં મીઠાં વચનોથી તથા સંસ્તવ સંવાસ પણ ભયકારી છે, માટે સ્ત્રીઓ સાથે સંપર્ક કલ્યાણ માટે નથી? કારણ કે તેથી અસત્ અનુષ્ઠાન થાય છે, એવું જાણીને તે ઉત્તમસાધુ કામ ભોગના વિપાકનાં કડવાં ફળ જાણીને પોતાના આત્માને સ્ત્રીઓના સંસર્ગથી રોકીને સન્માર્ગમાં સ્થાપીને શું કરે, તે કહે છે. નરકવીથી જેવી સ્ત્રીઓ સાથે કે પશુ સાથે સહવાસ છોડે, કારણ કે શાસ્ત્રકારે કહ્યું છે કે સાધુએ તેવું મકાનજ શોધવું કે જેમાં સ્ત્રી પશુ અને નપુંસક વિશેષરીતે વર્જિત શય્યા (સુવાનું મકાન) હોય, તથા પોતાના પુરૂષચિન્હને પણ ન અડકે,

કારણ કે તે પણ ચારિત્રને મલિન કરે છે, અથવા સ્ત્રી પશુ વિગેરેને પણ પોતાના હાથથી ન અડકે! ॥ ૨૦ ॥

**सुविसुद्धलेसे मेहावी, परकिरिअं च वज्जए नाणी ॥**
**मणसा वयसा कायेणं, सव्वफाससहे अणगारे ॥ सू. २१ ॥**

સુષ્ઠુ તે વિશેષથી શુદ્ધ એવી સ્ત્રી સંપર્કના પરિહારરૂપ નિષ્કલંક લેશ્યાવાળો મેધાવી તે સાધુની મર્યાદામાં રહેલો પરક્રિયા તે સ્ત્રી વિગેરે પરપદાર્થો માટે ક્રિયા તે પરક્રિયા છે, એટલે વિષયભોગનું સેવન કરી પરને ઉપકાર કરવાનું માનવું, અથવા પર તે બીજા પાસે પગ દબાવવા વિગેરે ક્રિયા તે પરક્રિયા છે, તે વિદિતવેદ્ય (તત્ત્વજ્ઞાની) દૂરથી વર્જે, તેનો સાર આ છે, કે વિષયના ઉપભોગની ઉપાધિવડે ન બીજાનું કાર્ય કરવું, તેમ પોતાનું પણ કાર્ય પગ ધોવડાવવા વિગેરેનું સ્ત્રી પાસે ન કરાવવું. આ પરક્રિયાનું વર્જન મન વચન કાયાથી કરે, અર્થાત્ ઔદારિક કામ ભોગ માટે મનથી પણ ન જાય, ન બીજાને મોકલે, તેમ બીજો જતો હોય તેની અનુમોદના ન કરે, તે પ્રમાણે વચન કાયાથી પણ ત્યાગ કરે, આ પ્રમાણે ત્રણ કરણ ત્રણ યોગ ગણતાં ઔદારિક શરીરના નવ ભેદો ૩×૩=૯ થયા, તે પ્રમાણે દિવ્ય તે દેવતા સંબંધીના શરીરના નવ ભેદો થયા, આ પ્રમાણે અઢાર ભેદથી ભિન્ન બ્રહ્મચર્ય પાળે, આ પ્રમાણે જેમ સ્ત્રીપરિસહ સહેવો તેમ ઠંડ તાપ ડાંસ મચ્છર ઘાસ

વિગેરેના સ્પર્શ પણ સહેવા; આ પ્રમાણે સર્વ સ્પર્શોને સમભાવે સહેનારો સાધુ હોય છે. ॥ ૨૧ ॥

इच्चेवमाहु से वीरे, धुअरए धुअमोहे से भिक्खू ॥
तम्हा अज्झत्थविसुद्धे, सुविमुक्के आमोक्खाए परिवएज्जासि॥
॥ सू. २२ ॥

त्तिबेमि इति श्रीइत्थोपरिन्ना चतुर्थाध्ययनं समत्तं॥गाथा ग्रं.३०९

આ ઉપર કહેલું બધુંએ વચન કોણે કહ્યું? તે કહે છે. તે બધું શ્રી મહાવીર પ્રભુએ કેવળ જ્ઞાન ઉત્પન્ન થયા પછી પરહિતમાં રક્ત બનીને કહ્યું છે, જેથી દૂર કરી છે સ્રીસંપર્ક સંબંધી કર્મરજ જેણે એવા ધૂતરજ તથા રાગ દ્વેષરૂપ મોહ છોડવાથી ધૂતમોહવાળા મુનિ છે, અથવા પાઠાંતરમાં રાગ શબ્દ હોવાથી ધૂતરાગમાર્ગવાળો વિષય સ્રીસંસ્તવ વિગેરેના પરિહારરૂપ છે તેવો મુનિ તે બધું મહાવીર પ્રભુએ કહ્યું છે, માટે અધ્યાત્મ વિશુદ્ધ તે શુદ્ધઅતઃકરણવાળો મુનિએ રાગ દ્વેષરૂપ સ્રી સંપર્કથી પોતાને અશેષકર્મ ક્ષય થતાં સુધી મુક્ત રાખી સર્વે પ્રકારે સંયમ અનુષ્ઠાનમાં ઉદ્યોગવાળો બને, આ પ્રમાણે સુધર્માસ્વામી કહે છે. સ્રી પરિજ્ઞા નામનું ચોથું અધ્યયન સમાપ્ત થયું.

# નારકીના વર્ણનરૂપ પાંચમું અધ્યયન.

ચોથું અધ્યયન કહીને પાંચમું કહ્યું છે, તેનો આ પ્રમાણે સંબંધ છે.

પહેલા અધ્યયનમાં સ્વસમય પરસમયનું વર્ણન કર્યું, પછી બીજા અધ્યયનમાં સ્વસમયમાં બોધ પામવો, એવું કહ્યું, અને બોધ પામીને પ્રાતકૂળ કે અનુકૂળ ઉપસર્ગો આવે તે સમતાથી સહેવા, એ ત્રીજા અધ્યયનમાં કહ્યું, અને બોધ પામેલા સાધુએજ સ્રીપરિષહ સમ્યક પ્રકારે સહેવો, એ ચોથા અધ્યયનમાં બતાવ્યું, અને અહીં ઉપ-સર્ગથી ડરેલો સ્રીને વશ થતાં અવશ્યે નરકમાં જાય છે, ત્યાં જેવી વેદનાઓ થાય છે, તે આ અધ્યયનમાં બતાવશે, આ સંબંધે આવેલા આ અધ્યયનના ચાર અનુયોગદ્વાર ઉપક્રમ વિગેરે કહેવાં, તેમાં ઉપક્રમમાં રહેલો અર્થાધિકાર બે પ્રકારે છે, અધ્યયનનો તથા ઉદ્દેશાનો, તેમાં અધ્યયનનો અર્થા-ધિકાર નિર્યુક્તિકારે પૂર્વે કહ્યો છે. કે "उवसग्गभीरुणो थी-वसस्स नरएसु होज्ज उववाओ" ઉપસર્ગથી કંટાળી સ્રી સંગ કરે તો તે સાધુનો નરકમાં ઉપપાત થાય છે. અને ઉદ્દેશાનો અર્થાધિકાર નિર્યુક્તિકારે કહ્યો નથી, કારણકે અ-ધ્યયનના અર્થાધિકારમાં તેનો સમાવેશ થઈ ગયો છે. હવે નિક્ષેપો કહે છે, તે ત્રણ પ્રકારે છે. ઓઘનિષ્પન્ન નામનિષ્પન્ન સૂત્રાલાપકનિષ્પન્ન છે. તેમાં ઓઘમાં અધ્યયન શબ્દ છે,

નામમાં 'નરક વિભક્તિ છે, તે બે પદવાળું છે, તેથી નરક પદના નિક્ષેપા માટે નિર્યુક્તિકાર કહે છે.

णरए छक्कं दव्वं णिरया उ इहेव जे भवे असुभा ॥
खे त्तं णिरओगासो कालो णिरएसु चेव ठिती ॥ नि. ६४॥

નરક શબ્દના નામસ્થાપના દ્રવ્ય ક્ષેત્ર કાળ ભાવ એમ છ પ્રકારે નિક્ષેપા થાય છે, નામસ્થાપના સુગમ છે. દ્રવ્ય નરક આગમ નોઆગમથી છે, તેમાં આગમથી જ્ઞાતા પણ ઉપયોગ ન હોય, નોઆગમથી જ્ઞ શરીર ભવ્ય શરીર અને તે બેથી વ્યતિરિક્ત છે, તે વ્યતિરિક્તમાં આ મનુષ્યભવમાંજ કે તિર્યંચના ભવમાં જે કોઇ અશુભ કર્મના કરવાથી અશુભ જીવો કાળકસૌકરિક વિગેરે છે. અથવા જે કોઇ અશુભસ્થાનો કેદખાનાં વિગેરે છે. અને જે નરક જેવી માર વિગેરેની પીડાઓ છે, તે બધા દ્રવ્યનરકો છે, એમ કહેવાય છે, અથવા કર્મ દ્રવ્ય, નોકર્મ દ્રવ્ય, ભેદથી દ્રવ્ય નરક બે પ્રકારે છે, તેમાં નરકમાં વેદવાયોગ્ય જે કર્મો બાંધ્યાં, તે એક ભવિક, બાંધેલા આયુવાળો, અભિમુખ નામગોત્રવાળો, એમ ત્રણ ભેદવાળો દ્રવ્યનરક થાય છે, નોકર્મ દ્રવ્યનરક તો અહીંયાંજ જે અશુભ રૂપ રસ ગંધ વર્ણ સ્પર્શ છે.

ક્ષેત્રનરક તો નરકનો અવકાશ તે કાળ મહાકાળ રૌરવ મહારૌરવ અપ્રતિષ્ઠાન વિગેરે ૮૪ લાખની સંખ્યાવાળો વિશિષ્ટ ભૂભાગ છે, તે જાણવો.

કાળ નરકતો જેટલો કાળ નરકની વેદના સહે તે છે.

**भावे उ णिरयजीवा, कम्मुदओ चेव णिरयपाओगो ॥**
**सोउण णिरयदुक्खं तवचरणे होइ जइयव्वं ॥ नि. ६५ ॥**

અને ભાવનરક તો જે જીવો નરકનું આયુ ભોગવે છે. તથા નરકમાં ભોગવવાયોગ્ય કર્મનો ઉદય છે. તેનો સાર આ છે, કે નરકમાં રહેલા નારકીના આયુના ઉદયથી મેળવેલ અશાતા વેદનીય વિગેરે કર્મ ભોગવનાર જીવો છે. તે બીજું પણ ભાવનરક છે. (જીવ તથા કર્મોનો ઉદય એ બંને કોઈ અંશે ભિન્ન છે તેથી એ જુદા બતાવ્યા છે.) આ પ્રમાણે અસહ્ય દુઃખ તે પરમાધામીથી કરવતથી વહેરાવું, કુંભીપાક વિગેરે છે, તથા ત્યાંના નારકીના જીવો પરસ્પર દુઃખ આપે છે, તથા સ્વભાવિક ક્ષેત્રનું દુઃખ છે, તે બધું જાણીને તપ તથા ચરણના અનુષ્ઠાનમાં રક્ત રહેવું, તે તપ તથા ચરણ નરકનાં શત્રુ છે, તથા સ્વર્ગ અપવર્ગ નો એક સાચો હેતુ છે, તેથી આત્મહિતને ઈચ્છતા સાધુએ તે બંનેમાં બીજાં કાર્ય છોડીને પ્રયત્ન કરવો.

હવે વિભક્તિ પદના નિક્ષેપા કહે છે.

**णामंठवणादविए खेत्ते काले तहेव भावे य ॥**
**एसो उ विभत्तीए णिक्खेवो छव्विहो होइ ॥ नि. ६६ ॥**

વિભક્તિશબ્દના નામ સ્થાપના દ્રવ્ય ક્ષેત્ર કાળ અને ભાવ એમ છ પ્રકારે નિક્ષેપા છે. તેમાં નામવિભક્તિ કોઈ

સચિત્ત વિગેરે દ્રવ્યનું વિભક્તિ એવું નામ પાડ્યું હોય, જેમ સુઆદિ આઠ વિભક્તિઓ સંસ્કૃતમાં નામ સર્વનામ વિશેષણમાં લાગે છે. અને ક્રિયાપદમાં તિપ્ આદિ પ્રત્યયો છે. (ગુજરાતીમાં પણ તેનીજ સંબોધન સાથે આઠ વિભક્તિઓ છે. તેના પ્રત્યયોને, વડે માટે થીનો માં વિગેરે જાણીતા છે) તે નામવિભક્તિ છે, સ્થાપનાવિભક્તિ તો જ્યાં તે વિભક્તિઓ હરેક પદે કે ધાતુપર વડે સ્થપાય છે, અથવા પુસ્તક પાનામાં લખેલી કે છાપેલી છે. દ્રવ્યવિભક્તિ જીવ અજીવના ભેદથી બે પ્રકારે છે. તેમાં જીવ વિભક્તિ (વર્ણન) સંસારી અને મોક્ષના જીવો–એમ બે ભેદે છે. તેમાં પણ અસંસારી (સિદ્ધમોક્ષના) જીવો દ્રવ્યથી તીર્થ અતીર્થ સિદ્ધ વિગેરે ભેદથી પંદર પ્રકારે છે. અને કાળથી સિદ્ધના જીવો પ્રથમ સમયસિદ્ધ વિગેરે અનેક પ્રકારે છે.

સાંસારિક જીવોનું વર્ણન ઇંદ્રિય જાતિ ભવભેદથી ત્રણ પ્રકારે છે. તેમાં ઇંદ્રિય વિભક્તિ એકેંદ્રિય વિકલેંદ્રિય પંચેદ્રિય એમ પાંચે ઇંદ્રિયોના પાંચ ભેદો છે, જાતિવિભક્તિ તો પૃથ્વી પાણી અગ્નિ વાયુ વનસ્પતિ અને ત્રસ એમ (કાયની ગણુતરીએ) છ ભેદ છે. ભવવિભક્તિ તો નારક તિર્યંચ મનુષ્ય અને દેવ એમ ચારગતિ આશ્રયી ચાર ભેદે છે.

અજીવ દ્રવ્ય વિભક્તિ તો રૂપી અરૂપી એમ બે ભેદે છે. તેમાં રૂપીદ્રવ્ય તો સ્કંધ સ્કંધદેશ સ્કંધપ્રદેશ અને પરમાણુ પુદગળો એમ ચાર ભેદે છે.

અરૂપીદ્રવ્ય વિભક્તિ દશ પ્રકારે છે તે કહે છે.

ધર્માસ્તિકાય સ્કંધ, તેનો દેશ, તેનો પ્રદેશ એમ અધર્માસ્તિકાય અને આકાશાસ્તિકાયના દરેકના ત્રણ ત્રણ ગણતાં નવ ભેદ થયા, તથા અદ્ધા (કાળ) નો સમય છે, તે કુલ દશ ભેદ થયા.

ક્ષેત્ર વિભક્તિ ચાર પ્રકારે છે, સ્થાન દિશા દ્રવ્ય અને સ્વામીને આશ્રયી ચાર ભેદ થાય છે. સ્થાનના આશ્રયી ઉર્ધ્વ અધઃ અને તીરછો એમ ત્રણ ભેદે લોક વૈશાખસ્થાન તે કેડે હાથ દઇ પહોળા પગ કરીને ઉભા રહેલા પુરૂષ માફક જાણવો તેમાં પણ અધોલોકની વિભક્તિ રત્નપ્રભા વિગેરે સાત નારકીઓ છે, તેમાં પણ સીમંતક આદિ નરક ઇંદ્રક આવલિક પ્રવિષ્ટ પુષ્પાવકીર્ણક વૃત્ત ત્રિકોણ ચોખુણ આદિ નરકનું સ્વરૂપ કહેવું તિર્યક્ લોકનું વર્ણન જંબુદ્વીપ લવણ સમુદ્ર ધાતકીખંડ કાલોદધિ સમુદ્ર વિગેરે બમણા બમણા કરતાં દ્વીપો તથા સાગરો સ્વયંભૂરમણપર્યંત જાણવા.

ઉર્ધ્વ લોકનું વર્ણન સૌધર્મ વિગેરે ઉપર ઉપર રહેલા બાર દેવલોક નવ ગ્રૈવેયક પાંચ અનુત્તર વિગેરે મહા વિમાનો છે. તેમાં પણ વિમાનમાં ઇંદ્ર આશ્રયી તથા આવલિકા પ્રવિષ્ટ પુષ્પાવકીર્ણક વૃત્ત ત્રિકોણ ચોખુણ વિગેરે વિમાનોનું સ્વરૂપ કહેવું.

દિશાઓને આશ્રયી ક્ષેત્ર પૂર્વદિશામાં રહેલ ક્ષેત્રજ તે પશ્ચિમ દિશામાં રહેલ છે.

દ્રવ્ય આશ્રયી શાલી વિગેરેનાં ખેતર જાણવાં, અને સ્વામીના આશ્રયથી દેવદત્તનું કે યજ્ઞદત્તનું ક્ષેત્ર જાણવું.

અથવા ક્ષેત્રવિભક્તિ આર્ય અનાર્યના ભેદથી બે પ્રકારે છે. તેમાં પણ આર્યક્ષેત્ર ૨૫॥ દેશથી ઓળખાયેલ રાજગ્રહ મગધ વિગેરે છે. તે નીચે પ્રમાણે.

रायगिह मगह चंपा अंगा तह तामलित्ति वंगा य ॥
कंचणपुरं कलिंगा वाणारसी चेव कासीय ॥ १ ॥
साकेय कोसला गयपुरं च कुरु सोरियं कुसट्टा य ॥
कपिल्लं पंचाला अहिछत्ता जंगला चेव ॥ २ ॥
बारवई य सुरट्टा, मिहिल विदेहा य वच्छ कोसंबी ॥
नंदिपुरं संदिब्भा भद्दिलपुरमेव मलया य ॥ ३ ॥

રાજગૃહ નગર મગધદેશમાં છે, તે પ્રમાણે અંગદેશમાં ચંપાનગરી છે, બંગદેશમાં તામલિપ્તિ નગરી છે, કલિંગ-દેશમાં કંચનપુર અને કાશીદેશમાં બનારસી નગરી છે. કોશલદેશમાં સાકેત નગર છે. કુરૂદેશમાં ગજપુર (હસ્તિ-નાગપુર) છે. કુશાર્ત્ત દેશમાં સૌરીપુર કંપીલપુર પંચાળ દેશમાં અને જંગલાદેશમાં અહિછત્ર નગર છે. તથા સોરઠ દેશમાં દ્વારિકા નગરી છે. વિદેહદેશમાં મિથિલા નગરી છે, વત્સદેશમાં કૌસંબી નગર છે. સાંડિલ્યદેશમાં નંદીપુર છે. અને મલયદેશમાં ભદ્દિલપુર નગર છે.

वइराड मच्छ वरणा अच्छा तह मित्तियावइ दसण्णा॥
सुत्तीमई य चेदी, वीयभयं सिंधुसोवीरा ॥ ४ ॥
महुरा य सूरसेणा, पावा भंगी य मासपुरिवट्टा ॥
सावत्थी य कुणाला, कोडीवरिसं च लाढाय ॥ ५ ॥
सेयवियाविय णयरि केययअर्द्धं च आरियं भणियं ॥
जत्थुप्पत्ति जिणाणं चक्कीणं रामकिण्हाणं ॥ ६ ॥

વચ્છદેશમાં વૈરાટનગર છે, વરણદેશમાં અચ્છાનગરી છે, દશાર્ણદેશમાં મૃત્તિકાવતી નગરી તથા ચેદિકદેશમાં શુક્તિ મતી સિંધુ સૌવીર દેશમાં વીતભય નગર છે. શૂરસેનદેશમાં મથુરા પાપાદેશમાં ભંગનગર છે. પુરીદેશમાં માસા નગરી છે. કુણાલાદેશમાં સાવત્થી નગરી છે, અને લાટદેશમાં કોટીવર્ષ નગર છે.

કૈકેયીના અડધાભાગમાં શ્વેતાંબિકાનગરી છે. આ ઉપર બતાવેલા ૨૫॥ દેશ આર્યક્ષેત્ર છે, જ્યાં તીર્થંકર ચક્રવર્ત્તી બળદેવ વાસુદેવનો જન્મ થાય છે.

## અનાર્યદેશનું વર્ણન.

ધર્મસંજ્ઞાથી રહિત અનાર્યક્ષેત્ર અનેક પ્રકારે છે. તે આ પ્રમાણે છે.

सग जवण सबर बब्बर कायमुरुंडो दुगोणपक्कणया ॥
अक्खागहूण ोमस, पारसखसखासिया चेव ॥ १ ॥

શક યવન શબર બર્બર કાય મુરૂંડ દુર્દ્ર ગૌડ પક્કણિક આખ્યાક હુણ રોમ પારસ ખસ ખાસિકા.

दुबिलयलवोस बोक्कस भिल्लंद पुलिंद कोंच भमर रूया ॥
कोंबोय चीण चंचुय, मालय दमिला कुलक्खा य ॥ २ ॥

દ્વિબલ, ચલ ઓસ બુક્કસ ભિલ્લ અંધ્ર પુલિંદ્ર ક્રૌંચ ભ્રમર રૂક કંબોજ ચીન ચંચુક માલવ દ્રમિલ કુલાખ્યા છે,

केकय किराय हयमुह खरमुह गयतुरगमेढगमुहा य ।
हयकण्णा गयकण्णा अण्णे य अणारिया बहवे ॥ ३ ॥

કૈકેય કિરાત હયમુખ ખરમુખ ગજમુખ તુરગમુખ મેઢમુખ હયકર્ણ, ગજકર્ણ તેવા બીજા અનેક અનાર્યો છે.

पावा य चंडदंडा, अणारिया णिग्घिणा णिरणुकंपा ॥
धम्मोत्ति अक्खराइं जेसु ण णज्जंति सुविणेऽवि ॥ ४ ॥

તે દેશના લોકો પાપી ચંડદંડ (ભારે શિક્ષા) કરનારા, નિર્લજ તથા નિર્દય અનાર્યો છે, જેઓ ધર્મ એવા અક્ષરો સ્વપ્ને પણ જાણતા નથી.

## કાલવિભક્તિનું વર્ણન.

અતીત અનાગત વર્ત્તમાનકાળના ભેદથી ત્રણ ભેદ છે. અથવા એકાંત સુખમ આદિના ક્રમથી અવસર્પિણી ઉત્સર્પિણીના બાર આરાવાળો કાળચક્ર છે. અથવા–

समयावलियमुहुत्ता दिवसमहोरत्त पक्ख मासा य ॥
संवच्छरयुगपलिया सागर उसप्पि परियट्टे ॥ १ ॥

સમય આવલિકા મુહૂર્ત્ત દિવસ અહોરાત્ર પક્ષ માસ વરસ યુગ પલ્યોપમ સાગરોપમ ઉત્સર્પિણી અવસર્પિણી અને પુદ્ગલપરાવર્ત્ત છે. આ પ્રમાણે કાળવિભક્તિ છે.

## ભાવવિભક્તિનું વર્ણન.

જીવ અજીવના ભાવના ભેદથી બે પ્રકારે છે. તેમાં જીવભાવની વિભક્તિ તો ઔદયિક ઔપશમિક ક્ષાયિક ક્ષાયોપશમિક પારિણામિક અને સાંનિપાતિક એમ છ ભેદે છે. તેમાં ઔદયિક ગતિકષાય લિંગ મિથ્યાદર્શન અજ્ઞાન અસંયત અસિદ્ધ લેશ્યા છે તેના અનુક્રમે ૪-૪-૩-૧-૧-૧-૧ ૬ ભેદ મળી કુલ ૨૧ છે.

તથા ઔપશમિક સમ્યક્ત્વ અને ચારિત્ર આશ્રયી બે ભેદે છે. અને ક્ષાયિક તો સમ્યક્ત્વ, ચારિત્ર જ્ઞાન દર્શન તથા દાન લાભ ભોગ ઉપભોગ વીર્ય એમ નવ ભેદે છે.

તથા ક્ષાયોપશમિક જ્ઞાન[૪] અજ્ઞાન[૩] દર્શન[૩] દાનાદિ લબ્ધિઓ[૫] મળી પંદર ભેદે છે. તેજ પ્રમાણે સમ્યક્ત્વ[૧] ચારિત્ર[૧] સંયમ[૧] અસંયમ મળી કુલ અઢાર ભેદે છે.

પારિણામિક ભાવ જીવ ભવ્ય અભવ્યપણાના ભેદથી ત્રણ ભેદે છે.

સાંનિપાતિક તો બે વિગેરેના ભેદથી ૨૬ ભાંગાવાળો થાય છે. (તેનું વર્ણન ચોથા કર્મગ્રંથમાં છે ત્યાંથી જોવું)

પણ તેનો સંભવ તો છ પ્રકારનો છે અને ગતિ ભેદથી પંદર પ્રકારે છે.

અજીવ ભાવની વિભક્તિ તો મૂર્તપદાર્થોના વર્ણ ગંધ રસ સ્પર્શ સંસ્થાનનાં પરિણામરૂપે છે. તથા અમૂર્તોનો ગતિ સ્થિતિ અવગાહન વર્ત્તન વિગેરે ધર્માસ્તિકાય, અધર્મ આકાશ અને કાળઆશ્રયી છે. હવે આખું પદ નરકવિભક્તિ છે. તે નરકોનો વિભાગ તે વિભક્તિ છે. તેનું વર્ણન નિર્યુક્તિકાર કહે છે.

पुढवीफासं अण्णाणुवक्कम णिरयवालवहणं च ॥
तिसु वेदेंति अताणा अणुभागं चेव सेसासु ॥ नि० ६७ ॥

ઠંડ તાપનું તીવ્ર વેદનાનું દુઃખ આપનાર જ્યાં ખરાબ સ્પર્શ છે, ત્યાં નારકીની પૃથ્વીમાં જીવોને અતિ ઠંડ કે તાપ લાગે છે, તેનું વધારે વર્ણન આગળ કરશે, તથા અન્ય તે દેવતા વિગેરે આવીને ન સહાય તેવું અતિ કઠોર દુઃખ દે છે, તે અપરાચિકિત્સ્ય છે. તે દુઃખને પણ નારકીના જીવો અનુભવે છે, તે પ્રમાણે તેનો રૂપ રસ ગંધ સ્પર્શ શબ્દ પણ એકાંતથી અશુભ હોય છે તેને તે જીવો અનુભવે છે. તથા નરકપાલ તે પંદર પ્રકારના પરમાધામીઓએ કરેલાં દુઃખો મુદગરના માર તલવાર ભાલા કરવતી કુંભીપાક વિગેરેનાં વધ વહેરવું વિગેરે પ્રથમની રત્નપ્રભા શર્કરાપ્રભા વાલુકાપ્રભા એ ત્રણ નારકીમાં દુઃખો તે બિચારાએ પોતે પૂર્વે કરેલાં

પાપો ઉદય આવતાં અશરણ થઇને ઘણોકાળ ભોગવે છે.

બાકીની ચાર પંકપ્રભા ધૂમપ્રભા તમઃપ્રભા મહાતમઃ પ્રભા એ ચાર નારકીમાં સ્વભાવિકજ દુઃખો પરમાધામી વિના પોતાના પૂર્વે કરેલાં દુષ્કૃત્યોના ફળરૂપે અતિશે કડવો વિપાક વેદનારૂપે થાય છે, તે ભોગવે છે, તથા પરસ્પર એકબીજાઉપર ઇર્ષા કરીને દુઃખ દે છે. તેમાં પ્રથમની ત્રણ નારકીમાં પરમાધામીઓ દુઃખ દે છે, તે કહે છે.

अंबे अंबरिसी चेव, सामे य सबलेवि य ।
रोद्दोवरुद्द काले य, महाकालेत्तिआवरे ॥ नि. ६८ ॥

અંબ અંબરિષ સામ સબલ રૌદ્ર ઉપરૌદ્ર કાલ મહાકાલ છે.

असिपत्ते धणुं कुंभे, वालु वेयरणीवि य ॥
खरस्सरे महाघोसे, एवं पण्णरसाहिया ॥ नि. ६९ ॥

અસિપત્ર ધનુ કુંભ, વાલુ વૈતરણી ખરસ્વર તથા મહા- ઘોષ આ પ્રમાણે પંદર જાતિના પોતાના નામ પ્રમાણે દુઃખ દેનારા છે. તેઓ જે જે વેદનાઓ નારકીના જીવોને આપે છે, તે કહે છે.

धाडेंति य हाडेंति य हणंति विंधंति तह णिसुंभंति ।
मुंचंति अंबरतले अंबा खलु तत्थ णेरइया ॥ नि. ७०॥

તેમાં અંબનામના જે પરમાધામીઓ છે, તે પોતાના દેવલોકમાંથી નરકઆવાસમાં આવીને ક્રીડામાટેજ નારકી-

ના જીવોને અનાથ કુતરાની માફક શૂળ–વિગેરેના પ્રહારથી એક જગ્યાએથી બીજી જગ્યાએ કાઢે છે. તથા 'પહાંડંતિ' તે પોતાના ઇચ્છા પ્રમાણે તે રાંકજીવોને આમ તેમ ભમાવે છે. તથા આકાશમાં તે જીવોને ઉછાળીને નીચે પડતાં મુદ્દગર વિગેરેથી હણે છે, તથા શૂળ વિગેરેથી વિંધે છે. નિસુંભંતિકૂકાટિકામાં ગ્રહણ કરીને પાછા જમીન ઉપર નીચે મોઢું રાખીને પટકે છે, ત્યાંથી પાછા આકાશમાં ઉછાળીને પાછા નીચે ફેંકે છે, એમ વિડંબના પમાડીને ત્યાં નારકીમાં તે જીવોને પીડે છે. ॥ નિ. ૭૦ ॥

ओहयहये य तहियं, णिसन्ने कप्पणीहि कप्पंति ॥
विदुलगचडुलगछिन्ने, अंबरिसी तत्थ णेरइए ॥ नि.७१॥

વળી તે મુદ્દગર વિગેરેથી મારેલા તથા તલવાર વિગેરેથી હણેલા ઘણો માર ખાવાથી તે મૂર્છિત થતાં પાછા કર્પણીઓથી છેદી નાંખે છે. આમ તેમ ચીરે છે.

તે આ પ્રમાણે ચીરતાં મગની દાળ માફક કરે છે, અથવા કોળાના ફળ માફક આડાં દોઢાં ગમે તેમ ચીરે છે આ અંબષિ નામનો અસુરકુમાર પરમાધામીઓ દુઃખ દે છે.

साडणपाडणतोडण, बंधणरज्जुल्लयप्पहारेहिं ॥
सामा णेरइयाणं, पवत्तयंती अपुण्णाणं ॥ नि. ७२ ॥

તે પુણ્યહીન નારકીજીવોને શ્યામ નામના પરમા

ધામીઓ તીવ્રઅશાતા વેદનીયના ઉદયમાં અંગોપાંગથી છેદે, નિષ્કુટથી નીચે વજ્રભૂમિમાં ફેંકે, તથા શૂળ વિગેરેથી વીંધે, સોયો વિગેરેથી નાક વિગેરેમાં કાણાં પાડે, દોરડા વિગેરેથી ક્રૂરકર્મ કરનારા નારકીના જીવને બાંધે, અને તેવીજ રીતે લાતોના મારથી મારે, આ પ્રમાણે ભયંકર દુઃખ શાતન પાતન વેધન બંધન વિગેરેનું ઘણા પ્રકારે આપે છે.

**अंतगयफिप्फिसाणि य हिययं कालेज्ज फुप्फुसे वक्के ।**
**सबला णेरतियाणं कड्ढेंति तहिं अपुन्नाणं ॥ नि. ७३ ॥**

તથા સબળ નામના પરમાધામીઓ તેવા નારકીના પાપના ઉદયથી દુઃખ દેવામાં ક્રીડા માનીને આ પ્રમાણે પીડે છે.

આંતરડાંમાં તથા ફેફસાંમાં રહેલા માંસના લોચાને તથા હૃદયને ચીરે છે, તથા તેમાં રહેલા કાળજાના માંસને કાપે છે, તથા ફુફુસ તે આંતરડાંમાં રહેલા ભાગને ખેંચે છે તથા વલ્કલ તે વધ્રોને (વાધર) ખેંચે છે. આ પ્રમાણે જુદા જુદા ઉપાયોવડે નારકીના અનાથ જીવોને ઘોર વેદના આપે છે.

**असिसत्तिकोंततोमरसूल तिसूलेसु सूइचियगासु ॥**
**पोयंति रुद्दकम्मा उ णरगपाला तहिं रोद्दा ॥ नि. ७४ ॥**

તથા રૌદ્ર નામના નરકપાળો રૌદ્રકર્મ કરનારા તલવાર બરછી ભાલા વિગેરે ઝીણી ધારવાળા હથીઆર ઉપર અશુભ કર્મના ઉદયવાળા નાકીને પરોવે છે.

भंजंति अंगमंगाणि ऊरूबाहूसिराणि करचरणे ॥
कप्पेंति कप्पणीहिं उवरुद्दा पावकम्मरया ॥ नि. ७५ ॥

ઉપરૂદ્ર નામના પરમાધામીઓ નારકીજીવોના શીર બાહુ ઉરૂ વિગેરે અંગોપાંગ તથા હાથપગોને મરડી નાંખે છે. તથા તે પાપીજીવોને કતરણીથી ચીરે છે. એવું કંઇ પણ દુઃખ નથી કે જે નારકીઓને ન આપે! અર્થાત્ બધે પ્રકારે પીડે છે.

मीरासु सुंठएसु य कंडूसु य पयंडएसु य पयंति ॥
कुंभीसु य लोहीएसु य पयंति काला उ णेरतिए॥नि.७६॥

કાળ નામના પરમાધામીઓ मोरा મોટા ચૂલા, તથા શુંઠક કંદુક પ્રચંડક વિગેરે તીવ્રતાપવાળા સ્થાનમાં નારકીના જીવોને રાંધે છે, તથા ઉંટણીના આકારની કુંભીઓમાં તથા લોહી તે આયસ્કવલ્લીઓમાં નારકીજીવોને માછલાં માફક સેકે છે.

कप्पंति कागिणीमंसगाणि छिंदंति सीहपुच्छाणि ॥
खावंति य णेरइए महाकाला पावकम्मरए ॥ नि. ७७ ॥

તથા પાપકાર્યમાં રક્ત મહાકાળ નામના પરમાધામી નીચે પ્રમાણે નારકીના જીવોને પીડે છે.

કાકિણી જેવડા ઝીણા માંસના ટુકડાવાળા નારકીના જીવોને બનાવે છે. અને પાછળની પીઠમાંથી તેમના ચામડાને

છેદન કરે છે. તથા જેમણે આગલા ભવમાં માંસનો સ્વાદ કર્યો હોય, તેમને તેમનું માંસ કાપીને ખવડાવે છે.

हत्थे पाए ऊरू बाहुसिरापायअंगमंगाणि ॥
छिंदंति पगामं तू असि णेरइए नि यपाला ॥नि. ७८॥

અસિ નામના પરમાધામી આ પ્રમાણે અશુભકર્મ વાળા નારકીના જીવોને પીડે છે.

હાથ પગ ઉરૂ બાહુ માથું પાસાં વિગેરે અંગ ઉપાંગ અતિશે ખંડખંડ કરે છે. તુ અવ્યયથી જાણવું કે બીજાં દુઃખ પણ પમાડે છે.

कण्णो णासकरचरणदस णट्ठणफुग्गऊरू बाहूणं ॥
छेयणभेयणसाडण असिपत्तधणूहि पाडंति ॥ नि. ७९ ॥

અસિપ્રધાન નામના પરમાધામી અસિપત્ર વનને બીભત્સ કરીને ત્યાં છાયા માટે આવેલા રાંકડા નારકીને તલવાર વિગેરેથા કાપે છે. તથા કાન હોઠ નાક હાથ પગ દાંત છાતી કેડ સાથળ બાહુને છેદી ભેદી શાતન વિગેરે પોતે પવન વિકુર્વી ઝાડ હલાવી તલવાર જેવાં પાંદડાં વિગેરેથી પીડે છે. તે કહ્યું છે.

छिन्नपादभुजस्कंधा श्छिन्नकर्णौष्ठनासिकाः ॥
भिन्नतालुशिरोमेण्ढ्रा, भिन्नाक्षिहृदयोदराः ॥ १ ॥

પગ ભુજા ખંધા કાન હોઠ નાક છેદી નાંખે છે, તથા

તાલવું માથું પુ-લિંગ આંખ હૃદય અને પેટ ભેદી નાખે છે.

कुंभीसु य पयणेसु य, लोहियसु य कंदुलोहि कुंभीसु ॥
कुंभी य णरयपाला, हणंति पाडं (यं)ति णरएसु ॥ ८० ॥

કુંભી નામના પરમાધામી આ પ્રમાણે નારકીજીવોને પીડે છે. ઉંટડીના આકારની કુંભીમાં કડિલ્લક આકારની કુંભીમાં તથા આયસ ભાજનમાં પકાવે છે.

तडतडतड स्स भज्जंति भज्जणे कलं वालुगापट्टे ॥
वालुगा णेरइया लोलंती अंबरतलंमि ॥ नि. ८१ ॥

વાલુકા નામના પરમાધામી અનાથ નારકીને તપેલી રેતીના ભરેલા વાસણમાં ચણાની માફક ભુંજે છે;

પ્ર૦—ક્યાં પચાવે?

ઉ૦—કદંબના પુલના આકાર જેવી વેળુરેતીમાં ઉપરના ભાગમાં પાડીને ખુલ્લા આકાશમાં શેકે છે!

पूयंरुहिरकेसट्ठिवाहिणी कलकलेंतजलसोया ॥
वेयरणिणिरयपाला, णेरइए ऊ पवाहंति ॥ नि. ८२ ॥

વૈતરણી નામના પરમાધામી દેવો વૈતરણી નદી વિકુર્વે છે, તે પરૂ લોહીવાળ હાડકાં વહેનારી મહાભયંકર કલ કલાયમાનનો અવાજવાળી છે. તેમાં ખારૂં ગરમ પાણી બીભત્સ દેખાવનું છે. તેમાં નારકીના જીવોને વહેવડાવે છે.

कप्पेंति करकएहिं, तच्छिंति परोप्परं परसुएहि ॥
सिंबलितरुमारुहंती खरस्सरा तत्थ णेरइए ॥ नि. ८३ ॥

ખરસ્વર નામના પરમાધામીઓ આ પ્રમાણે નારકીને પીડે છે. કરવતીઓ ઉંચેથી પાડીને પાટીયાં પાડે છે, તેમ દોરા દોરાના આંતરે તેમને ચીરે છે, પછી તેમને પરશુ (કોહાડા) વડે બધા શરીરના કકડાઓને છોલે છે, અને પાતળા કરે છે, તથા વજ્ર જેવી ભયંકર શૂળોવાળી શાલ્મલીના ઝાડઉપર ખરસ્વરે રોતા નારકીઓને ચડાવી પાછા નીચે ખેંચે છે.

भीए य पलायंते समंततो तत्थ ते णिरुंभंति ॥
पसुणो जहा पसुवहे महघोसा तत्थ णेरइए ॥नि.८४॥

મહાઘોષ નામના પરમાધામીઓ શિકારીની માફક પરને પીડા કરવામાં હર્ષ પામનારા ક્રીડાથી જુદી જુદી પીડાઓ વડે નારકીઓને પીડે છે. તે જેમ ડરીને ભાગેલા મૃગો ચારે બાજુથી પીડાના સ્થાનમાં તેને બાંધે છે, પછી જેમ બકરા વિગેરેનો હોમ કરતાં કે પાડા વિગેરેની કુરબાની કરતાં કે કસાઈઓ બાંધીને મારે છે. તે સમયે બીજા હર્ષનાદ કરે છે, તે પ્રમાણે પરમાધામીઓને નારકીના જીવોને દુઃખ દેતાં આનંદ આવે છે!

આ પ્રમાણે નામનિક્ષેપ પૂરો થયો, તેથી સૂત્રાનુગમમાં અસ્ખલિતાદિ ગુણયુક્ત સૂત્ર કહેવું. તે આ પ્રમાણે છે.

पुच्छिस्सऽहं केवलियं महेसिं, कहं भितावा णरगा पुरत्था ? ॥
अजाणओ मे मुणि बूहि जाणं, कहिं नु बाला नरयं उविंति ? ॥ सू० १ ॥

જંબુસ્વામીએ સુધર્માસ્વામીને પૂછયું કે હે ભગવાન ! નારકીના જીવો કેવા છે ? અથવા કેવાં કર્મોથી જીવોને ત્યાં જવું પડે છે ? અથવા ત્યાં કેવી રીતની વેદનાઓ છે ? આનો ઉત્તર સુધર્માસ્વામી આપે છે; કે મેં આ પ્રશ્નો કેવળી તે અતીત અનાગત વર્ત્તમાન એ ત્રણે કાળના સૂક્ષ્મ ન દેખાતા પદાર્થોને પણ બતાવનારા છે, તથા મહર્ષિ તે ઉગ્ર તપ કરી ચારિત્ર પાળનારા અને અનુકૂળ પ્રતિકૂળ ઉપસર્ગો સમભાવે સહેનારા છે, તેવા શ્રી મહાવીર પ્રભુને મેં પૂર્વે પૂછેલા છે, કે નારકીઓ કેવી પીડાએ તપાવેલા હોય છે, તે હું જાણતો નથી, તેથી આપ કેવળજ્ઞાને જાણો છો માટે કહો ! તથા આ પણ કહો કે બાળ અજ્ઞાન હિત અહિત લેવાં મુકવાનો વિવેક ન જાણનારા તેવી નારકીમાં કેવાં કેવાં કર્મો બાંધીને જાય છે, તથા કેવી વેદનાઓ પ્રકટ થાય છે ? આ પ્રમાણે મેં પૂર્વે પૂછયું હતું.

एवंमएपुट्ठे महाणुभावे, इणमोऽब्बवी कासवेआसुपन्ने ॥
पवेदइस्सं दुहमट्ठदुग्गं, आदीणियं दुक्कडियं पुरत्था ॥ २ ॥

આ પ્રમાણે મેં વિનયથી પૂછતાં ૩૪ અતિશયના મહાન્

અનુભાવરૂપ માહાત્મ્યવાળા પ્રભુએ પ્રશ્નોના ઉત્તરો કેવળ આલોક (પ્રકાશજ્ઞાન) વડે જાણીને કહ્યા છે.

પ્ર૦—કોણે.

ઉ૦—વીર વર્ધમાનસ્વામી આશુપ્રજ્ઞાવાળા સર્વત્ર સદા-ઉપયોગવાળા હોવાથી છે. તેઓ આ પ્રમાણે કહે છે. કે હે સુધર્મ, તમે પૂછો છો તેથી હું કહું છું. તે તમે ધ્યાન રાખીને સાંભળો.

દુઃખ તે દુઃખનો હેતુ હોવાથી નરક પોતેજ દુઃખ છે, અને તેનુ બીજ અસત્ અનુષ્ઠાન (પૂર્વજન્મમાં કરેલાં દુષ્કૃત્યો છે. અથવા નરકાવાસ તેજ દુઃખ આપે છે, માટે દુઃખ છે, અથવા અશાતાવેદનીયના ઉદયથી તીવ્ર પીડા રૂપ દુઃખ છે. અને તે પરમાર્થથી વિચારતાં દુર્ગ તે વિષમ (ગહન) છે. કારણ કે તે અસર્વજ્ઞ પુરૂષોથી દુઃખથી વિચારાય છે. એટલે તે દુઃખ પડે છે, એવું પ્રમાણ સમીપમાં દેખાતું નથી, અને નજરે દેખાયાવિના માનવામાં બાળ-જીવને ન આવે.

અથવા दुहमदुदुग्ग તે દુઃખ તેજ પદાર્થ છે, અથવા દુઃખનું નિમિત્ત અથવા દુઃખનું પ્રયોજન છે, તે દુઃખાર્થ પોતે નરકસ્થાન છે, તેજ દુર્ગ છે, કારણકે ત્યાંથી પાર નીકળવું મુશ્કેલ છે. તે હું કહું છું. હવે તે વાતનેજ પુષ્ટ કરે છે. જ્યાં સર્વપ્રકારે દીનપણું છે માટે આદીનિક છે.

કારણકે ત્યાં અત્યંત સાંકડા સત્ત્વ (જીવો) નો આશ્રય છે. તથા ત્યાં પૂર્વે કરેલાં દુષ્ટકૃત્યો અથવા પાપ કે તેનાં નારકના ભવમાં ભોગવાતાં ફળો અશાતાવેદનીયરૂપે વેદાય છે, તેથી તે 'દુષ્કૃતિક' છે. તે આગળ કહીશું, અથવા પાઠાંતરમાં (दुक्कडिणं) પાઠ છે. તેથી તે દુષ્કૃતિવાળા નારકીના જીવો છે, તે સંબંધી તેમનું ચરિત્ર હું પુરસ્તાત્ એટલે તેમના પૂર્વભવ સંબંધીનું કૃત્ય કહીશ. ॥ ૨ ॥ હવે તે કહે છે.

**जे केइ बाला इह जीवियट्ठी, पावाइं कम्माइं करंति रुद्दा॥**
**ते घोररूवे तमिसंधयारे, तिव्वाभितावे नरए पडंति ॥ ३ ॥**

જે કોઇ પાપી મનુષ્ય કે તિર્યંચ પંચેદ્રિય જીવો આ લોકમાં મહા આરંભપરિગ્રહમાં રક્ત બનીને પંચેંદ્રિય (પશુ કે માણસ)નો વધ કરીને માંસભક્ષણ વિગેરે પાપ કૃત્યોમાં તત્પર છે, તેવા રાગ દ્વેષથી ભરેલા અસંયમ જીવન ગુજારનારા પાપના ઉપાદાનરૂપ કૃત્યો તે જીવોને ભય પમાડી રૌદ્ર બનીને હિંસા જૂઠ ચોરી વિગેરે કરે છે, તે પાપીઓ તીવ્રપાપનો ઉદય થતાં અત્યંત ભયવાળી ઘોર તથા ઘણા અંધકારવાળી નરકમાં જાય છે, ત્યાં અંધારૂં એટલું છે કે આંખોથી પોતાને પણ ન જુએ, ફક્ત અવધિ કે વિભંગજ્ઞાનથી જરા જરા ઘુવડો જેમ દિવસે જુએ છે, તેમ તે નારકીના જીવો જુએ છે. તેજ શાસ્ત્રમાં કહ્યું છે. ગૌતમસ્વામી પૂછે છે કે ભગવન!

પ્ર૦—કૃષ્ણુલેશ્યાવાળો નારકીનો જીવ અવધિજ્ઞાનનો ઉપયોગ મુકીને ચારે દિશામાં કેટલું ક્ષેત્ર જાણે કે દેખે?

ઉ૦—ઘણું ક્ષેત્ર ન જાણે ન દેખે, પણ પોતાની આજુ-બાજુ થોડું ક્ષેત્ર જુએ (તેનું માપ બીજેથી આવશ્યક ભા. ૧. પ્ર. જાણી લેવું) તે પ્રમાણે દુઃસહ તે ખેરના અંગારાના મોટા ઢગલાના તાપથી અનંતગણા તાપવાળો સંતાપ જેમાં છે, તે તીવ્રતાપવાળા નરકમાં બહુ વેદનાવાળા સ્થાનમાં પૂર્વભવમાં વિષય અભિલાષ ન છોડવાથી પોતાનાં દુષ્ટકર્મના બોજાથી ભારે થએલા પડે છે. અને ત્યાં પડીને જુદી જુદી વેદનાઓ અનુભવે છે. તેજ કહ્યું છે. તે શાસ્ત્રમાં આ પ્રમાણે કહ્યું છે.

अच्छड्डियविसयसुहो पडइ अविज्झायसिहिसिहाणिवहे ॥
[illegible]वलया मुहंमि, दुक्खागरे निरए ॥ १ ॥

જે જીવે વિષયસુખ છોડયાં નથી, તે સંસારઉદધિના લયના મુખસમાન દુઃખના સમૂહવાળી નરકમાં પડે છે, ત્યાં નહીં બુઝાવેલા બળતા અગ્નિની જવાળાઓ નીકળી રહી છે, તેમાં બળે છે.

पायकं तोरत्थलमुहकुहरुच्छलिय रुहिरगंडूसे ॥
करवत्तुक्कत्तदुहा, विरिकविन्निईण्ण देहद्धे ॥ २ ॥

ત્યાં પરમાધામીની જબરી લાતોથી છાતીમાં ઘણો

માર પડતાં મોઢું ફાડી લોહી ઓકતો નારકીનો જીવ છે, તથા તે દુઃખીઆ જીવને નિર્દય પરમાધામીએ કરવતીથી વહેરીને બે ભાગમાં શરીર કરી નાંખે છે.

जंतंतरभिज्जंतु च्छलंतसंसद्द भरियदिसिविवरे ॥
डज्झंतुप्फिडिय, समुच्छलंत सीसट्ठि संघाए ॥ ३ ॥

પરમાધામીના યંત્રમાં ભેદાતો પીડાઇને તેણે પોક મુકવાથી દિશાઓ ગાજી ઉઠે છે. અને તાપથી બળતાં ફાટતાં માથાના હાડકાંનો સમૂહ ઉછળે છે.

मुक्कंद कडाहुक्कढंतदुक्कय कयंत कम्मंते ॥
सूलविभिन्नक्खित्तुद्धदेहणिट्ठंतपब्भारे ॥ ४ ॥

કડાયામાં દૂધની માફક કઢતાં પીડાઇને નારકીના જીવો આક્રંદ કરી રાડ મુકે છે, તે સમયે પૂર્વે કરેલાં દુષ્ટ કૃત્યોનું ફળ મરણાંતકષ્ટમાફક જણાય છે, તથા શૂળોથી ભેદાયેલ ઉંચે ફેંકેલ છે, ઉપરની કાયાં સમૂહ જેણે તેવી દુર્દશા ભોગવે છે.

सद्दंधयारदुग्गंधबंधणायारदुद्धरकिलेसे ॥
भिन्नकरचरण संकररुहिरवसादुग्गमप्पवहे ॥ ५ ॥

ભયંકર શબ્દ, અંધકાર, દુર્ગંધનું બંધનાગાર (કેદખાનું) છે જેમાં દુર્ધરક્લેશ છે, તથા ભેદેલા હાથ પગમાંથી નીકળતા લોહીવસાનો મોટો પ્રવાહ ચાલે છે.

गिद्धमुहणिद्दउक्खित्तबंधणोमुद्धकंविरकबंधे ॥
दढगहियतत्तसंडासयग्गविसमुक्खुडियजोहे ॥ ६ ॥

પરમાધામીઓ ગીધના જેવી ચાંચોવડે નિર્દયતાથી માથાનો ભાગ ઉખેડીને ફક્ત ગળા સુધીનો ભાગ રાખતાં આક્રંદ કરી રહેલ છે; તથા તપેલા ચીપીયા કે સાણસા વડે ખુબ મજબુત પકડીને જીભને ખેંચી કાઢે છે.

तिक्ख कुसग्गकड्ढियकंटयरुक्खग्ग जज्जरसरीरे ॥
निमिसंतरंपि दुल्लहसोक्खेऽवक्खेवदुक्खंमि ॥ ७ ॥

તીક્ષ્ણ અંકુશ અગ્રભાગથી ખેંચેલા કાંટાના ઝાડના અગ્ર જેવા જર્જર (નિર્બળ) શરીરવાળા નિમેષમાત્રપણ વખત સુખનો લેશ નથી, પણ દુઃખ તો સદા ચાલુ છે.

इयं भिसणंमि णिरए पडंति जे विविहसत्तव निरया ॥
सच्चभट्ठायनराजयंमिकयपावसघाया ॥ ८ ॥

આ પ્રમાણે ભયંકર નરકમાં જુદા જુદા પ્રાણીઓને મારવામાં તત્પર હોય તે તથા સત્યથી ભ્રષ્ટ થએલા મનુષ્યો પાપસમૂહ એકઠો કરેલો હોય, તેવા જીવો આ જગતમાં નરકમાં પડે છે. આ પ્રમાણે નારકીમાં પીડા ભોગવે છે.

तिव्वं तसे पाणिणो थावरे य, जे हिंसती आयसुहं पडुच्चा ॥
जे लूसए होइ अदत्तहारी, ण सिक्खती सेयवियस्सकिंचि ॥
सू. ४ ॥

તથા જે જીવો અતિ નિર્દયપણે રૌદ્ર પરિણામથી હિંસામાં પ્રવૃત્ત થયો છે, તે બેઇંદ્રિય વિગેરે ત્રાસ પામતા ત્રસજીવોને તથા સ્થિર રહેલા પૃથ્વીકાય વિગેરે સ્થાવરજીવોને મહામોહના ઉદયથી હણે છે, તથા જે જીવ પોતાનાં સુખને ખાતર જુદા જુદા ઉપાયોથી જીવોને ઉપદ્રવ કરનારો થાય છે, તથા અદત્તહારી (ચોરી કરનારો) છે, તથા આત્મહિતેષી પુરૂષે સંયમનાં અનુષ્ટાન જે સામાયિક પ્રતિક્રમણ પૌષધ વિગેરે કે દીક્ષા લેવા જોગ છે, તેમાંનું કશું કરતો નથી, અર્થાત્ પાપના ઉદયથી કાગડાનું માંસ ત્યાગવારૂપ પણ વિરતિ (ત્યાગવૃત્તિ )નો જરા પણ પરિણામ કરતો નથી, ( તે જીવ નરકમાં દુઃખ ભોગવે છે).

पागब्भि पाणे बहुणं तिवाति, अतिवते घातमुवेति बाले ॥
णिहो णिसं गच्छति अंतकाले, अहोसिरं कट्टु उवेइ दुग्गं ॥
सू. ५ ॥

પાપમાં ધૃષ્ટતા ધારણ કરે તે પ્રાગલ્ભી છે, ઘણાં પ્રાણીઓના પ્રાણનો અતિપાત કરે તે અતિપાતી છે, તેનો સાર આ છે, કે પ્રાણીનો ઘાત કરીને પણ ધૃષ્ટતાથી કહે છે કે વેદમાં કહેલો પ્રાણીવધ કરવાથી હિંસા થતી નથી, તથા રાજાઓનો આ ધર્મ છે કે તેમણે યજ્ઞ કરવો, વળી આખેટક (શિકાર)થી વિનોદક્રિયા માને છે, અથવા આમ બોલે કે,

**न मांसभक्षणे दोषो, न मद्ये न च मैथुने ॥**
**प्रवृत्तिरेषा भूतानां, निवृत्तिस्तु महाफला ॥ १ ॥**

માંસભક્ષણમાં દોષ નથી, તેમજ દારૂ કે મૈથુનમાં દોષ નથી, એતો અનાદિકાળની જીવોની પ્રવૃત્તિ છે, પણ જો તેની નિવૃત્તિ કરે તો મહાન્ફળ થાય છે. તેથી આ પ્રમાણે ક્રૂરસિંહ કે કાળાનાગની માફક સ્વભાવથીજ જીવોની હિંસાનું કામ કરીને કદાપિ હિંસાથી શાંત ન થતો ક્રોધાગ્નિથી બળતો રહે, અથવા શિકારી માછી વિગેરેના હિંસક ધંધામાં સદા રક્ત બનેલો પ્રાણીઓને હણે, તે પોતાના કર્મોદયમાં આવતાં નરકમાં જાય છે, (ઘાતનો અર્થ અહીં નરક કર્યો છે)

પ્ર૦–કોણ?

ઉ૦–જે બાળ અજ્ઞ રાગદ્વેષમાં વર્ત્તે છે, તે અંતકાળે (નિહ) નીચે (ણિ સ તે) અંધકારમાં જાય છે. તે પોતાનાં દુષ્ટકૃત્યોથી નીચું માથું કરીને વિષમદુર્ગ તે યાતના (પીડા)ના સ્થાનમાં જાય છે. એટલે માથું નીચું કરી નરકમાં પડે છે.

**हण छिंदह भिंदह णं दहेति सद्दे सुणिंता परहम्मियाणं ॥**
**ते नारगाओ भयभिन्न सन्ना कंखंति कन्नाम दिसं वयामो**
**॥ सू. ६ ॥**

હવે નારકીમાં ગયેલા જે દુઃખો ભોગવે છે, તે કહે છે. તિર્યંચ કે મનુષ્યભવથી જે જીવો નરકમાં ઉત્પન્ન થાય છે, તે નરકમાં ઉત્પન્ન થયા પછી અંતર્મુહૂર્તમાં પાંખો કાપી લીધેલા પક્ષીઓ માફક પડીને નવાં શરીર મેળવે છે, અને પર્યાપ્તિભાવ પ્રાપ્ત કરતાં પરમાધામીના કરેલા ભયંકર (સિંહનાદ જેવા) અવાજોને સાંભળે છે, તે આ પ્રમાણે— મુદગર વિગેરેથી એમને હણો, ખડગ વિગેરેથી છેદો, શૂલ વિગેરેથી ભેદો, અગ્નિના તણખા વિગેરેથી બાળો, (ણું વાકયની શોભા માટે છે) આ પ્રમાણે કાનમાં દુઃખના ભયંકર શબ્દો સાંભળીને ભયથી ભમતા (ચંચળ) લોચનવાળા ડરથી અંતઃકરણની વૃત્તિ નાશ પામેલા અમે શરણું લેવા કઇ દિશામાં જઇએ, એમ આકાંક્ષા કરતા રહે છે; ॥ ૬ ॥ હવે તે ભયથી દિશાઓમાં નાસતાં શું અનુભવે છે, તે કહે છે.

**इंगालरासिं जलियं सजोतिं, तत्तोवमं भूमिमणुक्कमंता ॥**
**ते डज्झमाणा कलुणं थणंति, अरहस्सरा तत्थ चिरट्ठितोया॥**
**सू० ७ ॥**

ખેરના અંગારાના ઢગલા જ્વાળાઓથી બળતી ભૂમિની ઉપમા છે, અથવા દાવાનળથી બળતા વનની ભૂમિ માફક તે જગ્યા ઓળંગતાં નરકના જીવો અતિશે બળતાં હીનસ્વરે આક્રંદ કરે છે ત્યાં આપણા જેવી અગ્નિ નથી

માટે તેવી ઉપમાવાળો જમીનનો સ્પર્શ છે એમ જાણવું, આ પ્રમાણે જાણવામાત્ર કહ્યું છે, કારણકે નારકીના તાપની ઉપમા અહિંના અગ્નિ સાથે ન થાય, કારણકે ત્યાં ઘણો તાપ છે. એવા મોટા નગરના દાહથી પણ ઘણા તાપથી બળતા (અરહ પ્રકટ સ્વરવાળા મહાશબ્દો કરી બરાડા પાડતા ઘણો કાળ ત્યાં દુઃખ ભોગવે છે. કારણ કે નરકનું ઉત્કૃષ્ટ આયુ ૩૩ સાગરોપમનું આયું છે, ઓછામાં ઓછું પણ દશહજાર વર્ષનું છે.

**जइ ते सुया वेयरणी भिदुग्गा, णिसिओ जहा खुर इव तिक्खसोया॥**
**तरंति ते वेयरणीं भिदुग्गां, उसुचोइया सत्तिसु हम्ममाणा ॥**

**सू. ८ ॥**

વળી સુધર્માસ્વામી જંબૂસ્વામીને આ કહે છે. કે ભગવાને આ પ્રમાણે કહ્યું છે, કે તમે સાંભળ્યું છે કે નરકમાં વૈતરણી નામની નદીમાં ખારૂં ઉનું પાણી લોહીના રંગવાળું છે, તે દુઃખને ઉત્પન્ન કરનાર છ. તે જેમ ધારવાળો તીખો અસ્ત્રો હોય તેની માફક તેનો પ્રવાહ શરીરના અવયવોને કાપનારો દુઃખદાયી છે, તે નદીમાં જમીનના તાપે તપેલા નહાવાની ઇચ્છાવાળા તે મુશ્કેલ નદીને તરે છ.

પ્ર૦—કેવા થએલા ?

ઉ૦—શરવડે કે પરોણાથી પ્રેરેલા માફક ભાલાથી હણાયેલો બચવા માટે તે ભયંકર નદીમાં પડે છે. (શક્તિ શસ્ત્રમાં ગાથામાં સાતમી વિભક્તિ છે, ત્યાં ત્રીજીનો અર્થ લેવો.)

कीलेहिं विज्झंति असाहुकम्मा, नावं उविंते सइविप्पहूणा॥
अन्ने तु सूलाहिं तिसूलियाहिं, दीहाइं विध्धूण अहेकरंति॥९॥

તે નારકીના જીવો વૈતરણી નદીના અત્યંત ગરમ ખારાપાણી તથા દુર્ગંધથી કંટાળીને લોઢાના ખીલાવાળી નાવે ચડવા જતાં પૂર્વે ચઢેલા પરમાધામીઓ ગળામાં તેમને વીંધે છે, તે વીંધાવાથી કલકલાયમાન કરતાં સર્વ સ્રોતવડે વહેલા વૈતરણી જળવડે સંજ્ઞા નષ્ટ થવા છતાં પણ પોતાના કર્તવ્યનો વિવેક ભૂલીને તે નદીમાં તણાતા દુઃખ પામે છે. અને બીજા પરમાધામીઓ ત્યાં નારકીજીવો સાથે ક્રીડા કરતાં તે નાસે ત્યારે ત્રિશૂલ શસ્ત્રવડે પહોળાઇમાંથી વીંધીને નીચે ભૂમિમાં લટકાવે છે.

केसिं च बंधित्तु गले सिलाओ, उदगंसि बोलंति महालयंसि॥
कलंबुयावालुय मुम्मुरे य, लोलंति पच्चंति अ तत्थ अन्ने॥सू.१०॥

વળી કેટલાક નારકી જીવોના ગળામાં પરમાધામીઓ મોટી પત્થરની શિલા બાંધીને ઊંડા પાણીમાં ડુબાવે છે. પાછા તેમને ઉપર લઇને વૈતરણી નદીમાં કલંબુકા વાલુકા-

માં તથા મુર્મુર અગ્નિમાં ઘણી તપેલી રેતીમાં ચણા માફક સેકે છે, તથા બીજા નરકાવાસમાં રહેલા પોતાનાં કર્મના ફાંસામાં ફસેલા જીવોને સુંઠક પરોવેલા માંસની પેશી માફક પકાવે છે.

**असूरियं नाम महाभितावं, अंधंतमं दुप्पतरं महंतं ॥**
**उड्ढं अहेअं तिरियं दिसासु, समाहिओ जत्थऽगणीझियाई॥सू.११**

જ્યાં સૂર્યનો પ્રકાશ નથી, તેવા અસૂર્ય ઘણા અંધકાર વાળી નરક કુંભિકાના આકારે છે, અથવા બધાજ નરકાવાસ અસૂર્ય નામે ઓળખાય છે. ત્યાં મહાતાપ છે, અંધતમસ છે, દુરૂત્તર છે, મહાંત છે, આવા નરકમાં મહાપાપના ઉદયથી ત્યાં જીવો જાય છે, તે નરકમાં ઉંચેનીચે તીરછો બધી દિશામાં સ્થાપેલો અગ્નિ બળે છે, અને તેજ કહે છે કે "समूसिओ जत्थऽगणीझियाई" પાઠ છે તેનો અર્થ આ છે કે જ્યાં નારકીમાં બરોબર ઉંચે રહેલો અગ્નિ બળે છે, ત્યાં ઉષ્ણ સ્પર્શમાં નારકીના રાંકડા જીવો જાય છે.

**जंसी गुहाए जलणेऽतिउट्टे, अविजाणओ डज्झइ लुत्तपण्णो ॥**
**सया य कलुणं पुण धम्मठाणं, गाढोवणीयं अतिदुक्खधम्मं॥सू. १२**

વળી જે નરકમાં નીચે ઉટણીના આકારવાળી ગુફામાં ગયેલો નારકજીવ અગ્નિમાં અતિ વેદનાએ પીડાતો પોતાનાં કરેલાં ખોટાં કામોને ન જાણવાથી લુપ્ત પ્રજ્ઞતે નષ્ટ થયો છે, અવધિજ્ઞાનનો વિવેક જેનો એવો બળી રહેલ છે, વળી

ત્યાં બધોકાળ કરૂણાપ્રાયે ઉષ્ણસ્થાન છે, તે સ્થાનમાં પાપ કરેલા નારકીઓને લઇ જાય છે, તેજ વિશેષ ખુલાસાથી કહે છે, કે જ્યાં અતિ દુઃખરૂપ ધર્મ (સ્વભાવ) છે, તેનો સાર આ છે કે ત્યાં આંખને ફરકવામાત્ર પણ કાળ દુઃખનો વિશ્રામ નથી, તેજ કહ્યું છે.

**अच्छिणिमोलणमेत्तं णत्थि सुहं दुक्खमेव पडिबद्धं ॥**
**णिरए णेरइयाणं अहोणिसं पच्चमाणाणं ॥ १ ॥**

આંખ ફરકવામાત્ર પણ કાળ સુખ નથી, પણ દુઃખ માત્રજ નારકીમાં નારકીના જીવોને રાતદિવસ પીડાતાં હોય છે. ॥ ૧૨ ॥

**चत्तारि अगणीओ समारभित्ता, जहिं कूरकम्माऽभितविंतिबालं ॥**
**ते तत्थ चिट्टंतऽभितप्पमाणा, मच्छा वजीवंतुवजोतिपत्ता ॥सू.१३**

ચારે દિશામાં અગ્નિ સળગાવીને જે નરકમાં ક્રૂર કર્મવાળા પરમાધામીઓ (ઠેઠાબાટી) શેકવા માફક તે અજ્ઞનારકને તપાવે છે. ત્યાં તે પાપ કરેલા નારકીઓ પોતાના કર્મની બેડીથી બંધાયેલા ઘણો કાળ મહા દુઃખથી આકુળ નરકમાં રહે છે. તેનું દૃષ્ટાંત કહે છે, કે જેમ માછલાં અગ્નિ ઉપર સેકાતાં તાપ સહન ન થાય તોપણ પરવશપણાથી બીજે જવા અસમર્થ છે, તેમ આ નારકીઓ પણ પરવશ પણે દુઃખ ભોગવે છે. માછલાનું દૃષ્ટાંત અત્યંત દુઃખની તુલના કરવા માટે લીધું છે.

संतच्छणं नाम महाहितावं, ते नारया जत्थ असाहुकम्मा ॥
हत्थेहि पाएहि य बंधिऊणं, फलगं व तच्छंति कुहाडहत्था॥सू.१४

વળી સાથેલગું છોલે, તે બધા જીવોને મહા દુઃખદાયી છે, (નામ શબ્દનો અર્થ સંભવ છે) એવો સંભવ છે, તે બતાવે છે, કે પરમાધામીઓ નરકાવાસમાં નારકીના જીવોને દુઃખદેનારા ભુવનપતિમાંથી આવીને ક્રૂરકર્મવાળા બનીને કોહાડા વાંસલા હાથમાં લઇને તે રાંકડા જીવોને હાથે પગે બાંધીને લાકડાના ટુકડા માફક છોલીને પાતળા કરે છે.

रुहिरे पुणो वच्चसमुस्सिअंगे, भिन्नुत्तमंगे वरिवत्तयंता ॥
पयंति णं णेरइए फुरंते, सजीवमच्छे व अयोकवल्ले ॥ १५ ॥

વળી તે પરમાધામીઓ નારકીના જીવોને તેમના લોહીમાં તપેલી કવળી (કડાઇ કે પેણી) માં પકાવે છે, વળી વર્ચસથી પ્રધાન એવાં આંતરડાં કે ઉપસેલા અંગના ભાગો જેના છે તેવા નારકીજીવોના માથાને ચૂરીને પકાવે છે.

પ્ર૦—કેવી રીતે ?

ઉ૦—ઉંચા મુખવાળા કે નીચા મુખવાળા કરીને આમ તેમ તરફડતા આત્માને જેમ જીવતા માછલાને પેણીમાં તળે, તેમ તેને તળે છે. ॥ ૧૫ ॥

नो चेव ते तत्थ मसीभवंति, ण मिज्जती तिव्वभिवेयणाए ॥
तमाणुभागं अणुवेदयंता, दुक्खंति दुक्खी इहदुक्कडेणं ॥ १६ ॥

આ પ્રમાણે નારકીના જીવોને ઘણુંએ તળે તોપણ નરકમાં તે કોયલા કે રાખરૂપે ન થાય, તેથી તીવ્રવેદનાની તુલના અગ્નિઉપર તળાતા માછલાની જોડે ન થાય, અર્થાત્ વાણીથી ન બોલાય તેવી તીવ્રવેદનાને તે નારકીઓ અનુભવે છે, અથવા તીવ્રવેદના ભોગવવા છતાં પણ બાકી રહેલાં કર્મ ભોગવવાનાં હોવાથી મરતા નથી; ઘણા કાળસુધી પણ ઉપર બતાવેલું સીત ઉષ્ણતાનું દુઃખ તથા દહન છેદન ભેદન તક્ષણ ત્રિશૂલ ઉપર ચડાવવું, કુંભીપાક તથા શાલ્મલી વૃક્ષ ઉપર ચડવું વિગેરેનું દુઃખ પરમાધામીનું કરેલું તથા એકબીજાને કરેલું તથા કર્મોના વિપાકથી આવેલું અનુભવતા પડી રહે છે. તેમજ પોતાનાં કરેલાં હિંસા વિગેરે અઢારે પાપસ્થાન કરેલાં, તેથી નિરંતર ઉદયમાં આવેલાં દુઃખોથી પીડાય છે. આંખના પલકારા જેટલો કાળ પણ દુઃખથી મુકાતા નથી. ॥ १६ ॥

**तहिं च ते लोलणसंपगाढे, गाढं सुतत्तं अगणिं वयंति ॥**
**न तत्थ सायं लहती भिदुग्गे, अरहियाभितावा तहवी तविंति**
**सू. १७ ॥**

તે મહાપીડાનું નરકસ્થાન નારકજીવોના લોલવાથી પૂરું ભર્યું છે, વળી તે નરકમાં અતિ ઠંડથી પીડાયેલા નારકજીવો ઘણા તપેલા અગ્નિતરફ જાય છે; ત્યાંપણ અગ્નિ ઘણા જોરમાં બળવાથી વધારે બળતા જરાપણ સુખને મે-

બળતા નથી. વળી અરહિત (નિરંતર) મહાદાહ હોવાથી તે અરહિત અભિતાપવાળા છે, છતાં તેમને પરમાધામીઓ અતિશે તપેલા તેલના અગ્નિમાફક બાળે છે.

**से सुच्चई नगरवहे व सद्दे, दुहोवणीयाणि पयाणितत्थ ॥**
**उदिण्णकम्माण उदिण्णकम्मा, पुणो पुणो ते सरहं दुहेंति ॥सू.१८**

વળી તે નારકીઓને પરમાધામીએ ઘણાં દુઃખ આપતાં તેઓએ કરેલો ભયાનક હાહાકારના આક્રંદનો શબ્દ નગરના વધની માફક સંભળાય છે. તેઓ દુઃખથી પોકાર કરે છે, કે હે મા! હે બાપ! મને મોટું દુઃખ છે, હું અહીં અનાથ છું, તારે શરણે આવ્યો છું, મને બચાવ! આવા શબ્દો ત્યાં સંભળાય છે, તથા તે નારકીને અશુભકર્મ ભોગવવાનાં ઉદય આવ્યાં છે, તથા પરમાધામીને બીજાને દુઃખ દેવાનાં મિથ્યાત્વ હાસ્ય રતિ વિગેરે કર્મ ઉદય આવ્યાં છે, તેથી વારંવાર ઉત્સાહ કરીને જુદા જુદા ઉપાયોવડે અત્યંત અસહ્ય દુઃખ આપે છે. ॥ સૂ. ૧૮ ॥

**पाणेहि णं पाव विओजयंति, तं भे पवक्खामि जहातहेणं ॥**
**दंडेहिं तत्था सरयंति बाला, सव्वेहिंदंडेहि पुराकएहिं ॥सू.१९॥**

વળી પાપી પરમાધામીઓ શરીર ઇંદ્રિયો વિગેરે પ્રાણોથી નારકીજીવોનું શરીર જુદું પાડે છે, એટલે વહેરીને કાપીને તેના અંગના અવયવો જુદા પાડે છે.

પ્ર૦—તેઓ આવું શામાટે કરે છે?

ઉ૦–તેનું કારણ હું તમને યથાર્થ કહુંછું. પીડા ઉત્પન્ન કરી દંડે માટે દંડ છે, તે બાળ જેવા નિર્વિવેકી પરમાધામીઓ તે નારકીજીવોના પૂર્વભવોનાં કૃત્યો યાદ કરાવે છે, કે તું જ્યારે તેં પ્રાણીઓના માંસને કાપી કાપીને ખાતાં હસતો હતો, તથા દારૂ પીતાં ખુશ થતો, પરસ્ત્રીઓમાં રક્ત હતો! હવે તેવાં પાપ કરીને અહીં તેનાં ફળ ભોગવતાં શામાટે આવા બરાડા પાડે છે! આ પ્રમાણે પૂર્વે કરેલાં બીજા જીવોને આપેલા દંડો તેમને પરમાધામીઓ યાદ કરાવે છે, અને તેવું દુઃખ પણ સાથે આપીને તેમને પીડે છે. ॥ ૧૯ ॥

ते हम्ममाणा णरगे पडंति, पुन्ने दुरूवस्स महाभितावे ॥
ते तत्थ चिट्ठंति दूरूवभक्खी, तुट्टंति कम्मोवगया किमीहिं॥सू.२०

વળી તે રાંકડા નરકજીવો પરમાધામીએ મારેલા ઘોરતર નરકમાં જાય છે.

પ્ર૦–કેવા ભાગમાં?

ઉ૦–જ્યાં દુષ્ટ દેખાવની વિષ્ટા લોહી માંસ વિગેરે મળથી ભરેલા અતિ સંતાપયુક્ત સ્થાનમાં તે નારકજીવો પોતાના કર્મપાશમાં બંધાયેલા દૂરૂપભક્ષી (અશુચિ વિગેરેના ભક્ષકો) ઘણો કાળ નરકમાં રહે છે, તથા નરકપાળો (પરમાધામી) એ વિકુર્વેલા કૃમિઓથી પીડાય છે, તથા પરસ્પર પીડા કરેલા તે નારકીજીવો પોતાના અશુભકૃત્યોથી પીડાય છે. તેજ આગમ કહે છે.

**छट्ठीसत्तमासु णं पुढवीसु नेरइया पहू महंताइ लोहिकुंथुरूवाई विउव्वित्ता अन्नमन्नस्स कायं समतुरंगेमाणा समतुरंगेमाणा अणुघायंमाणा अणुघायमाणा चिट्ठंति ॥ १ ॥**

છઠ્ઠી અને સાતમી નારકીમાં નારકીજીવો ઘણાં બારીક લાલકંથુઆ જેવાં ઝીણાં રૂપ ઘણાં કરીને એકબીજાના શરીરોને પીડા કરતા રહે છે. ॥ ૨૦ ॥

**सया कसिणं पुण घम्मठाणं, गाढोवणीयं अतिदुक्खधम्मं ॥**
**अंदूस पक्खिप्प विहत्तु देहं, वेहेण सीसं सेऽभितावयंति ॥२१॥**

વળી ત્યાં બધોકાળ સંપૂર્ણ ધર્મપ્રધાન એટલે ત્યાં નારકોના સ્થાનમાં અતિશે ગરમી છે. કારણકે આ મનુષ્ય લોકમાં છઠ્ઠા આરામાં કલ્પાંતકાળમાં પ્રલય વખતે અત્યંત ગરમી હોય છે, તેના કરતાં પણ વધારે ગરમી ઉની લૂ વાતી હોવાથી અગ્નિવડે ( ઉષ્ણપુદ્ગલો ) હોય છે, તેનું કારણ પૂર્વે તે નારકીજીવે નિધત્ત નિકાચિત અવસ્થાવાળાં ચીકણાં કર્મ બાંધવાથી તે ઉદયમાં આવેલાં છ, વળી તે વિશેષથી કહે છ. વળી અતિશે દુઃખવાળો સ્વભાવ જયાં છ,તેવા સ્થાનમાં રહેલા નારકીજીવને નિગડ (બેડી)માં પરમા ધામીઓ પૂરે પછી તેના માથામાં ખીલાથી કાણાં પાડીને દુઃખ આપે છે, અને બધાં અંગોને ચામડાંની માફક પહોળાં કરીને પીડે છે.

छिंदंति बालस्स खुरेण नक्कं, उट्ठेवि छिंदंति दुवेवि कण्णे ।
जिब्भं विणिक्कस्स विहत्थिमित्तं, तिक्खाहिं सूलाहिऽभि-
तावयंति ॥ २२ ॥

વળી તે પરમાધામીઓ તે નારકીના જીવોનાં પૂર્વનાં પાપો યાદ કરાવીને તે અજ્ઞાની નારકીજીવને પ્રાયે સર્વદા વેદના આપે છે તેને પકડીને તેનું નાક અસ્ત્રાથી કાપી નાંખે છે, તેમજ હોઠ તથા બે કાનો પણ છેદી નાંખે છે, અને દારૂ માંસના સ્વાદ કરનારા તથા જુઠું બોલનારાની જીભને વિતસ્તિ (          ) માં નાખીને તીક્ષ્ણ શૂળોવડે કાપી નાંખે છે. ॥ ૨૨ ॥

ते तिप्पमाणा तलसंपुडंव, राइंदियं तत्थ थणंति बाला ।
गलंति ते सोणिअपूयमंसं, पज्जोइया खारपइद्धियंगा ॥सू.२३॥

તે રાંકડાનાં નાક કાન હોઠ જીભ છેદવાથી લોહી ઝરતાં દુઃખ પામતા રાત દિવસ કાઢે છે, ત્યાં તે અજ્ઞાનજીવો પવનથી પ્રેરેલા સુકાં તાડનાં પાંદડાંના સંચય માફક હંમેશાં બરાડા પાડતા પડી રહે છે. તથા અગ્નિએ બાળેલા તથા તેના ઉપર ખાર છાંટતાં તેમનું લોહી માંસ પરૂ રાત દિવસ વહે છે. ॥ ૨૩ ॥

जइ ते सुना लोहितपूअपाई, बालागणी तेअगुणा परेणं ।
कुंभी महंताहियपोरसीया, समूसिता लोहियपूयपुण्णा ।सू.२४।

વળી સુધર્માસ્વામી જંબુસ્વામીને ઉદ્દેશીને વીર પ્રભુનાં વચનો પ્રકટ કરે છે; કે હે જંબુ! તમે સાંભળ્યું છે, કે ત્યાં લોહી તથા પાચ બંનેને પકવનારી કુંભી છે, ત્યાં બાળ તે નવો સળગાવેલો અગ્નિ છે, તેનો તાપ જેમાં છે, તેવી અતિશે તપેલી કુંભી છે, તે કુંભી વળી ઘણી મોટી છે, પુરૂષના પ્રમાણ જેટલી ઉંટડીના આકારવાળી ઉભી કરેલી છે, તે લોહી પાચે પૂર્ણ છે. તેથી અતિશે બળતી અને બીભત્સ દેખાવની છે. ॥૨૪॥ તેમાં શું કરે છે તે કહે છે.

**पक्खिप्प तासुं पययंति बाले, अट्टस्सरे ते कलुणं रसंते।**
**तण्हाइया ते तउतंबतत्तं, पज्जिज्जमाणाऽट्टतरं रसंति ॥सू.२५॥**

ઉપર કહેલ અતિશે અગ્નિથી બળતી તથા લોહી પાચ તથા કાપેલાં અંગોના ગંદા દેખાવથી પૂર્ણ દુર્ગંધવાળી કુંભીમાં તે અનાથબાળ જેવા પોકાર પાડતા નારકોને ફેંકે છે. પછી તાપથી બળતાં રોતા રોતા તરસને શાંત કરવા પાણી પીવા માગે છે, તેમને પરમાધામી કહે છે કે તને દારૂ બહુ વ્હાલો હતો, એમ યાદ કરાવી તપેલું તરવું પાય છે, તેથી તેઓ ઘણા રડે છે.

**अप्पेण अप्पं इह वंचइत्ता, भवाहमे पुव्वसते सहस्से ।**
**चिट्ठंति तत्था बहुकूरकम्मा, जहा कडं कम्म तहासि भारे**
**सू. २॥६॥**

समज्जिणित्ता कलुसं अणज्जा, इट्ठेहि कंतेहि य विप्पहूणा ।
ते दुब्भिगंधे कसिणे य फासे कम्मोवगा कुणिमे आवसंति
॥ सू. २७ ॥
त्तिबेमि ॥ इति निरयविभत्तिए पढमो उद्देसो समत्तो ॥
॥ गाथा ग्रं. ३३६ ॥

આ આખા ઉદ્દેશાનો ઉપસંહાર કરે છે. આ મનુષ્ય ભવમાં બીજાને ઠગવા જતાં ખરી રીતે પોતાના આત્માને ઠગીને પારકાને પીડા આપવામાં જરા સુખ માનીને આત્માને ઠગતાં ઘણા ભવોના મધ્યમાં અધમભવ તે માછીમાર પારધી કસાઈ વિગેરેના પૂર્વજન્મોમાં લાખો ભવોને અનુભવીને વિષયમાં રક્ત બનીને સુકૃતમાં વિમુખ બનીને ઉપર બતાવેલ પીડાવાળા મહા-ઘોર દારૂણ નરકાવાસને પામીને ત્યાં નારકીમાં પણ પૂર્વભ-વોના વૈરની સંજ્ઞાથી એક બીજાને દુઃખ પમાડતા ઘણો કાળ રહેછે. અહીં તેનું કારણ કહે છે.

પૂર્વભવમાં જેવા અધ્યવસાયે જઘન્ય જઘન્યતર વિગેરે ભાવે જેવાં જેવાં કૃત્યો કર્યાં હોય, તે પ્રમાણે તે નારકીને નારકીના ભવમાં તેવી વેદનાઓનો ભાર ભોગવવો પડેછે, ચાહે પરસ્પર ભોગવે, ચાહે પરમાધામી વિગેરેથી કે બંને પ્રકારે ભોગવે, તે કહે છે. માંસ ખાનારાને નરકમાં તેનાં માંસ કાપી તપાવીને ખવડાવે છે તથા બીજાનાં લોહી પીનારાઓને તેમનાં લોહી પાણી કાઢીને પાયછે, તથા માછીમાર શીકારીઓને તેજ પ્રમાણે છેદી

ભેદીને બુરાહાલે મારે છે, તથા જુઠું બોલનારને યાદ કરાવીને જીભ છેદી નાંખે છે. (ટીકાના શ્લોક ૪૦૦૦ થયા) તથા પૂર્વજન્મમાં પારકાનું દ્રવ્ય હરનારને અંગોપાંગ કાપી નાંખે છે, પરદારલંપટોના ગુપ્ત ભાગમાં અંડ કાપી નાંખે છે, તથા શાલ્મલીવૃક્ષ વિગેરેથી ઉપગૂહન (સંબંધ) વિગેરે કરાવે છે. તેજપ્રમાણે મહાપરિગ્રહ તથા આરંગમાં રક્તજીવોને તથા ક્રોધ માન માયા તથા લોભ કરનારાઓને તેમનાં પૂર્વ ભવનાં કૃત્યો યાદ કરાવીને તેવાં તેવાં દુઃખો પમાડે છે. એથી જ કહ્યું છે, કે જેવું તેમનું કૃત્ય તેવું તેમનું ફળરૂપ ભાર-ની વેદનાઓ છે ॥ ૨૬ ॥

વળી અનાર્યકૃત્યો કરવાથી અનાર્યો તે હિંસા જુઠ ચોરી વિગેરે આશ્રવદ્વારો સેવીને અશુભકર્મો ઉપાર્જન કરીને તે ક્રૂરકર્મ કરનારા દુરભિગંધવાળા નરકમાં આવીને વસેછે.

પ્ર૦—કેવા બનીને?

ઉ૦—શબ્દ વિગેરે ઇષ્ટવિષયોથી તથા કમનીય (મનોહર) સુખોથી અનેકપ્રકારે હીન (લાચાર) બની તે નરકમાં વસેછે. અથવા જેને માટે કાળાં કર્મ કરી પાપ બાંધે છે, તે માતા પિતા પુત્ર સ્ત્રી વિગેરેથી તથા મનોહર વિષયોથી મુકાઇને તેઓ એકલાજ મડદાં ગં-ધાતાં હોય તેવા નરકાવાસમાં અત્યંત અશુભ સ્પર્શમાં એકાંત દુઃખદાયી સ્થાનમાં અશુભ કર્મઉદયમાં આવતાં

માંસની પેશી રૂધિર પરૂ આંતરડાં ફિફિસ વિગેરેના કાદવથી વ્યાપ્ત બધી વિષ્ટાઓથો પણ અધમ બીભત્સ દેખાવના સ્થાનમાં જયાં હાહાકારના આક્રંદનું કષ્ટ છે, હવે બસ કરો ન મારો! ઈત્યાદિ પોકારથી આકાશ ગાજતાં કાન બેહરા થાય તેવા પરમ અધમ નરકાવાસમાં ચારે બાજુથી દુઃખવાળા ઉત્કૃષ્ટ ૩૩ સાગરોપમના આયુ ભોગવવા નરક પૃથ્વીમાં રહેછે, આવું હું કહુંછું. ॥૨૭॥ નરકવિભક્તિનો પહેલો ઉદ્દેશો સમાપ્ત થયો.

હવે પાંચમા અધ્યયનનો બીજો ઉદ્દેશો કહેછે. પહેલો કહીને બીજો ઉદ્દેશો કહેછે, તેનો આ પ્રમાણે સંબંધ છે, કે પૂર્વના ઉદ્દેશામાં જે કર્મોવડે જીવો નરકમાં ઉત્પન્ન થાયછે, અને જેવી અવસ્થા ભોગવે છે, તે બતાવ્યું. હવે તેનેજ અહીં વિશેષપ્રકારે બતાવશે. આ સંબંધે આવેલા આ ઉદ્દેશાનું સૂત્રાનુગમમાં અસ્ખલિતાદિ ગુણયુક્ત સૂત્ર આ પ્રમાણેછે.

**अहावरं सासयदुक्खधम्मं, तं भे पवक्खामि, जहातहेणं ।**
**बाला जहा दुक्कडकम्मकारी, वेदंति कम्माइं पुरेकडाइं ॥१॥**

પૂર્વે કહ્યા સિવાયનું હવે બીજું હું તમને કહુંછું. શાશ્વત જયાં સુધી નારકીનું આયુ હોય ત્યાં સુધી દરેક જીવને ભોગવવાનું છે, તેથી તે શાશ્વત (નિરંતર) છે. એવા સ્વભાવ (ધર્મ) વાળું નરક છે, પણ ત્યાં ક્ષણમાત્ર પણ સુખ નથી, એ હું તમને જેવું છે, તેવું કહુંછું, પણ અહીં ઉપચાર કે અર્થવાદ (બનાવટી કે તર્કવાદ) નથી, જે જીવો

મનુષ્ય ભવમાં પરમાર્થને ન જાણી વિષય સુખના લાલચુ બનીને વર્ત્તમાન સુખ દેખનારાઓએ જેવી રીતે દુષ્ટકૃત્યો કર્યાં છે, તે દુષ્કૃતવડે જ્ઞાન આવરણીય વિગેરે કર્મ એકઠાં કર્યાં, તે દુષ્કૃત કરનારા બાળ જીવોએ પૂર્વે કરેલાં પાપોનાં ફળ જેવાં નારકીમાં ભોગવે છે, તે જ હું કહું છું.

**हत्थेहि पाएहि य बंधिऊणं, उदरं विकत्तंति खुरासिएहिं।**
**गिण्हित्तु बालस्स विहत्तु देहं, वद्धं थिरं पिट्ठतो उद्धरंति॥सू.२॥**

કે પૂર્વે કરેલાં કર્મો ઉદયમાં આવતાં પરમાધામીઓ ક્રીડા કરવામાટેજ નારકીઓના હાથ પગ બાંધીને જુદા જુદા શસ્ત્રોવડે તેમનાં પેટ ચીરે છે, તથા કશી ગણતરીમાં નહીં એવા રાંક બાળ નારકીના જીવને લાકડી વિગેરેથી હણીને જર્જર થએલા દેહને ચામડાના ટુકડાવડે મજબુત બાંધીને પીઠમાંથી તથા આજુબાજુ પસવાડાંમાંથી કાપે છે.

**बाहू पकत्तंति य मूलतो से, थूलं वियासं मुहे आडहंति।**
**रहंसि जुत्तं सरयंति बालं, आरुस्स विज्झंति तुदेण पीट्ठे**
**॥ सू. ३ ॥**

ત્રણ નારકીમાં પરમાધામી તથા બીજા નારકીઓ તથા ચોથીથી સાતમી સુધી પરમાધામીવિના ફક્ત બીજા નારકી અરસપરસ ઈર્ષાથી એક બીજાના બાહુ મૂળમાંથી છેદી નાંખે છે, તથા પૂર્વે કહ્યાપ્રમાણે મોઢાં ફાડીને એક બીજાને બળ જબરીથી તપાવેલા મોટા લોઢાના ગોળા વિગેરે નાંખીને

બાળે છે. તથા પરમાધામી એકેક નારકીને તેના પૂર્વનું પાપ સંભળાવીને તેને તેવું દુઃખ આપે છ, તપેલું તરવું પાતાં કહે છે, કે તું દારૂ પીનારો હતો કે? તેનું માંસ ખવડાવતાં કહે છે કે તું માંસ ખાનારો હતો કે? આમ પાપ સંભારીને કદર્થના કરે છે. તથા વિનાકારણ પણ કોપ કરીને પરોણા વિગેરેથી તે પરવશ નારકીના વાંસામાં મારેછે. વીંધેછે.

**अयंव तत्तं जलियं सजोइ, तऊवमं भूमिमणुक्कमंता ॥**
**ते डज्झमाणा कलुणं थणंति, उसुचोइया तत्तजुगेसु जुत्ता॥सू.४॥**

વળી તપેલા લોઢાના ગોળા જેવી બળતી આગની જમીનઉપર ચાલતાં બળવાથી દીનસ્વરે તે રાંકજીવો આરડે છે, તથા તપાવેલી યુગ ( ઝુંસરા ) માં જોડેલા ગળર્તયા બળધીઆ જેવા ચાલી ન શકવાથી તીર કે પરોણા વિગેરેથી પીડા કરી દોડાવતાં તેઓ વધારે રડેછે. ॥ ૪ ॥

**बाला बला भूमिमणुक्कमंता, पविज्जलं लोहपहं च तत्तं ।**
**जंसोऽभिदुग्गंसि पवज्जमाणा, पेसेव दंडेहिं पुराकरंति॥सू.५॥**

તે નિર્વિવેકી નારકીઓ બળેલા લોઢાના જેવા માર્ગે રૂધિર પાચ વિગેરેથી ગંદાપણું જોઇને ચાલતા નથી, તેથી પ્રેરણા કરી ચલાવતાં તેઓ રૂદન કરે છે, તથા અભિદુર્ગ તે કુંભી શાલ્મલીવૃક્ષ વિગેરે તરફ ગયેલાને પરમાધામીએ પ્રેરણા કર્યા છતાં પણ કેટલાક ન જાય, તેમને પરમાધામી કોપ કરીને મજુર ગુલામ માફક અથવા બળદ માફક ગણીને

દંડથી હણીને કે પરોણો ઘોચીને આગળ દોડાવેછે, પણ તે રાંકડાઓ તેમની ઈચ્છામુજબ ચાલવા કે ઉભા રહેવા પણ પામતા નથી.

**ते संपगाढंसि पवज्जमाणा, सिलाहि हम्मंति निपातिणीहिं।**
**संतावणी नाम चिरंट्ठितीया, संतप्पती जत्थ असाहुकम्मा**
**॥ सू. ६ ॥**

તે અસહ્ય વેદનાવાળા માર્ગે ચાલતાં નરકમાં નારકીઓ ન ચાલી શકે ન ઉભા રહી શકે, તેથી તેમના ઉપર રોષ કરીને પરમાધામીઓ સામે પડેલી પત્થરની શિલાઓ સાથે અથડાવે છે તથા સંતાપનારી કુંભી જે ઘણા કાળની છે, તેમાં ગયેલો નારકીનો જીવ ઘણી વેદનાએ પીડાતો બેસે ત્યાં તે પૂર્વે અશુભકૃત્ય કરેલા નારકીઓ ઘણું પીડાય છે. ॥૬॥

**कंदूसु पक्खिप्प पयंति बालं, ततोवि दड्ढा पुण उप्पयंति ॥**
**ते उड्ढकाएहिं पखज्जमाणा,अवरेहिं खज्जंति सणप्फएहिं ॥७॥**

તે રાંકનારકીને કંદુ ( ભઠી ) માં નાંખીને પરમાધામીઓ પકાવે છે તેઓ ત્યાં ચણાની માફક ભુંજાતાં ભઠીમાંથી ઉંચે ઉછળીને પાછા નીચે પડે છે, અને ત્યાં ઉંચે ઉછળતાં કાકપક્ષી વિગેરેએ ખાતાં અન્યદિશામાં નાસતાં સિંહ વિગેરે તેમને ખાયછે, ( આ સિંહ કે પક્ષીઓ વિગેરે પરમાધામીઓ તેમને દુઃખ દેવા માટે બનાવી રાખેછે. ) ॥સૂ. ૭ ॥

समूसियं नाम विधूमठाणं, जं सोयतत्ता कलुणं थणंति ।
अहोसिरं कट्टु विगत्तिऊणं,अयंव सत्थेहिं समोसवेंति॥सू.८॥
समूसिया तत्थ विसूणियंगा, पक्खीहिं खज्जंति अओमुहेहिं ।
संजीवणी नाम चिरट्ठितीया,जंसि पया हम्मइ पावचेया॥सू.९॥

વળી ચિતિકાના આકારે નરકમાં પીડાનાં સ્થાન છે, ત્યાં વિધૂમ તે અગ્નિનું સ્થાન પામીને શોકથી તપેલા દીનસ્વરે રડેછે, વળી નારકીનું નીચું માથું કરીને છીણીથી લોઢાને છેદે, તેમ તેમના શરીરના ખંડ ખંડ કરી નાંખેછે ॥ ૮॥

તે નરકમાં થંભા વિગેરેથી ઉંચા બાહુ કરીને અથવા નીચે માથું કરીને જેમ ચંડાળો શૂળીએ લટકાવે તેમ તેમને લટકાવીને શરીર છેદીને ઉપરથી ચામડી છોલીને વજ્રની ચાંચવાળા પક્ષીઓ કાગડા ગીધ વિગેરેથી ચુંથાય છે. આ પ્રમાણે પરમાધામીથી કે પરસ્પર પીડાતાં છિન્ન ભિન્ન થયા છતાં દુઃખ પામીને પણ મરતા નથી; માટે નરક તે સંજીવની ભૂમિમાફક જીવિતદાન દેનારી ભૂમિ છે। કારણ કે ત્યાં ઝીણા ઝીણા ટુકડા કરવા છતાં આયુ નિકાચિત હોવાથી મરતા નથી, વળી તે ઉત્કૃષ્ટ આયુ ૩૩ સાગરોપમનું છે, અને તેટલો કાળ ત્યાં જન્મેલા ઉત્પન્ન થએલા નારકી પ્રાણીઓ પાપના ચિત્તવાળા મુદગર વિગેરેથી હણાય છે, તથા નરકના પ્રભાવથી મૂર્છા પામેલા ને વારંવાર પીસવા છતાં પણ મરતા નથી, પણ પારા માફક પાછા એકમેક થઈ જાય છે. ( અર્થાત્ તેનું શરીર પાછું જોડાઈ જાયછે. )

**तिक्खाहिं सूलाहि निवाययंति, वसोगयं सावययं व लद्धुं ।**
**ते सूलविद्धा कलुणं थणंति, एगंत दुक्खं दुहओ गिलाणा**
**॥ सू. १० ॥**

વળી પૂર્વે દુષ્ટ કૃત્ય કરનારા નારકીને લોઢાની શૂળોવડે મારેછે.

પ્ર૦—કોની પેઠે?

ઉ૦—શ્વાપદ તે વશમાં આવેલા હરણ કે ડુક્કર માફક પોતાના કબજે લઇને પરમાધામીઓ મારે છે, તે નારકીઓ શૂળ વિગેરેથી વિંધાયા છતાં મરતા નથી, પણ દીનસ્વરે બરાડા પાડે છે. પણ તેમને બચાવવા કોઇ સમર્થ નથી, તે બિચારાઓ એકાંતથી અંદર તથા બહારથી ગ્લાન બનેલા પ્રમોદ રહિત રોજ દુઃખો અનુભવેછે. ॥૧૦॥

**सया जलं नाम निहं महंतं, जंसी जलंतो अगणी अकट्ठो ॥**
**चिट्ठंति बद्धा बहूकूरकम्मा, अरहस्सरा केइ चिरट्ठितीया॥सू.११**

વળી હમેશાં તે નારકીનું સ્થાન ઉષ્ણરૂપપણાથી દેદીપ્યમાન બળતાવાળું છે. તથા જ્યાં નારકીઓ કર્મવશ થઇને હણાયછે, માટે નિહછે, અર્થાત્ આઘાતસ્થાન છે, તથા જ્યાં લાકડાંવિના અગ્નિના ભડકા હોવાથી મહાન્ છે, આવા અતીવ પીડાના સ્થાનમાં પૂર્વભવે બહુ ક્રૂરકર્મ કરેલાં હોવાથી તેનો વિપાક ઉદય આવતાં તે પાપે બંધાયલા ત્યાં રહેલાછે.

પ્ર૦—કેવા બનીને?

ઉ૦—અરહુ તે બરાડા પાડતા શબ્દોવાળા ઘણો કાળ ત્યાં રહેનારાછે. ॥ ११ ॥

चिया महंतीउ समारभित्ता, छुब्भंति ते तं कलुणं रसंतं ॥
आवट्टती तत्थ असाहुकम्मा, सप्पी जहा पडियं जोइमज्झे ॥१२

મોટી ચિતા સળગાવીને પરમાધામીઓ તે રડતા નારકીને તેમાં ફેંકે છે, તેમાં પૂર્વે પાપ કરેલો નારકીજીવ પીગળી જાય છે, જેમ અગ્નિમાં નાંખેલું ઘી પાણી જેવું થાયછે, તેમ નારકીજીવની દશા છે, તોપણ તે રાંક દુઃખમાંથી છૂટવા મરી જતો પણ નથી ! ॥ १२ ॥

વળી આ બીજો પીડાનો પ્રકાર છે.

सदा कसिणं पुण घम्मठाणं, गाढोवणीयं अइदुक्खधम्मं ॥
हत्थेहिं पाएहि य बंधिऊणं, सत्तुव्व डंडेहिं समारभंति॥सू.१३॥

વળી હમેશાં સંપૂર્ણ તપેલું ઉષ્ણુસ્થાન ચીકણાં કર્મ બાંધવાથી કર્મે આણ્યું હોય તેમ દુઃખરૂપ સ્વભાવવાળા પીડાના સ્થાનમાં તે અનાથનારકીજીવને હાથે પગે બાંધીને ફેંકે છે, અને નાંખ્યા પછી તેને શત્રુ માનીને દંડાથી મારે છે. ॥ १३ ॥

भंजंति बालस्स वहेण पुट्ठी, सीसंपि भिंदंति अओघणेहिं ॥
ते भिन्नदेहा फलगंव तच्छा, तत्ताहिं आराहिं णियोजयंति॥१४

વળી તે રાંકનારકીજીવને લાકડી વિગેરેથી પ્રહાર

કરીને તેની પીઠ ભાગી નાંખે છે, તથા લોખંડના ઘચણથી તેનું માથું છુંદી નાંખે છે, ( અપિ શબ્દથી જાણવું કે ) તેનાં બીજાં અંગો પણ ચૂર્ણ જેવાં કરી નાંખે છે. તે ચૂર્ણ થએલા અંગોપાંગવાળા નારકીના બે પસવાડાં પાટીયા માફક કકચ ( રંધા ) વિગેરેથી પાતળા કરી નાંખે છે, પછી તપેલા આ-શઓથી પીડીને ગરમ કરેલું તરવું પાવું, વિગેરે દુઃખ આપે જે. ॥ સૂ.–૧૪ ॥

**अभिभुंजिया रुद्द असाहुकम्मा, उसुचोइया हत्थिवहं वहंति ॥**
**एगं दुरूहित्तु दुवे ततो वा, आरुस्स विज्झंति ककाणओ से॥सू.१५**

વળી રૌદ્રકામ તે બીજા નારકીને હણવા વિગેરેમાં જોડે, અથવા પૂર્વભવે કરેલાં જીવહિંસા વિગેરેનાં કૃત્યયાદ કરા-વીને તે પૂર્વભવે કરેલા અશુભકર્મવાળા નારકીને ઇષુ ( તીર ) ના ઘા કરી પરમાધામી પ્રેરણા કરે, પછી હસ્તિ-વાહ ( મહાવત ) ની માફક ઉપર ચડીને દોડાવેછે, અથવા હસ્તી માફક ઘણો બોજો ઉપડાવે છે, એ પ્રમાણે ઉંટસ્વાર થઇને ઉંટ માફક દોડાવે છે.

પ્ર૦—કેવી રીતે દોડાવે ?

ઉ૦—નારકના ઉપર એક બે ત્રણ ચડીને તેને દોડાવે છે, ઘણો ભાર લાગવાથી તે રાંક ન ચાલી શકે તો ક્રોધ કરીને પરોણાવિગેરેથી મારે છે, અને તે નારકીને મર્મ (કોમળ) ભાગમાં વિંધે છે.

बाला बला भूमि मणुक्कमंता, पविज्जलं कंटइलं महंतं ॥
विवद्धतप्पेहिं विवण्णचित्ते, समीरिया कोट्टबलिं करिंति॥सू.१६

તે બાલક જેવા પરતંત્ર નારકીજીવો લોહી વિગેરેથી ખરડાયેલી ગંદી તથા કાંટાથી વ્યાપ્ત જમીન જોઇને ન ઓળંગે, ધીમે ચાલે, તેથી પરમાધામીઓ બળ જબરીથી પ્રેરણા કરે, વળી તે સમયે મારના ત્રાસથી મૂર્છિત થએલા તર્પક ( ) ના આકારે પડયા હોય, તેમને અનેકપ્રકારે બાંધીને પરમાધામીઓ નગરમાં જેમ બળિદાનમાં મારીને પશુ હોમે, તેમ તેમને આમ તેમ ફેંકે છે, અથવા કોટ્ટ બલિ કરે છે. ॥ ૧૬ ॥

वेतालिए नाम महाभितावे, एगायते पव्वयमंतलिक्खे ॥
हम्मंति तत्था बहुकूर कम्मा, परं सहस्साण मुहुत्तगाणं ॥सू.१७

વળી નરકમાં આવો પણ સંભવ છે, કે નારકીમાં પરમાધામીનો કરેલો મહા દુઃખના કાર્યવાળો શિલાનો બનાવેલો એક મોટો વૈયાલિય ( વૈક્રિય ) પર્વત છે, તે અંધકાર રૂપે હોવાથી એક હાથના સ્પર્શથી પણ ચડતાં નારકી જીવો પીડાય છે; વળી તે નારકી જીવોએ પૂર્વે ઘણાં અઘોર પાપ કર્યાં છે, તે હજારો મુહૂર્ત્ત ( ઘણા કાળ ) સુધી દુઃખ ભોગવે છે. ॥ ૧૭ ॥

संबाहिया दुक्कडिणो थणंति, अहो या राओ परितप्पमाणा ॥
एगंतकूडे नरए महंते, कूडेण तत्था विसमे हता उ ॥सू. १८॥

એક ભાવે પીડાયેલા તે સંબાધિત નારકીજીવો દુષ્ટ કૃત્યો કરનારા મહાપાપીઓ રાત દિવસ અતિ દુઃખથી પીડાયેલા કરૂણસ્વરે આક્રંદ કરે છે; તથા એકાંત દુઃખ દેનારા વિસ્તારવાળા નરકમાં પડેલા પ્રાણીઓ તે ગલયંત્રના ફાંસા વિગેરેથી અથવા પાષાણના સમૂહથી તે વિષમસ્થાનમાં હણેલા ફક્ત રડયાંજ કરેછે. ॥ ૧૮ ॥

**भंजंति णं पुव्वमरी सरोसं, समुग्गरे ते मुसले गहेतुं ॥**
**ते भिन्नदेहा रुहिरं वमंता, ओमुद्धगा धरणितले पडंति॥सू.१९**

તે પૂર્વભવના શત્રુ માફક પરમાધામીઓ અથવા પૂર્વભવના વૈરી નારકીઓ પરસ્પર એક બીજાનાં અંગોને ક્રોધ કરીને મૂસળ (સાંબેલાં) લઇને ગાઢપ્રહાર કરીને હણેછે, તેથી તે નારકીઓ અનાથ બનીને શસ્ત્રોના ઘાથી શરીરમાં ઘાયેલ થએલા રૂધિરને વમતા નીચાં મોઢાં કરીને પૃથ્વીઉપર પડેછે. ॥ ૧૯ ॥

**अणासिया नाम महासियाला, पागब्भिणो तत्थ सयायकोवा;**
**खज्जंति तत्था बहुकूरकम्मा, अदूरगा संकलियाहि बद्धा॥सू.२०**

વળી ત્યાં પરમાધામીએ બનાવેલા મહાદેહ પ્રમાણ તે મોટા (ડાઘાકૂતરા જેવા) શિયાળીઆઓ ભૂખ્યા હોય છે, તે અતિ ધૃષ્ટ બનેલા રૌદ્રરૂપે નિર્ભય થઇને નિત્ય કોપાયમાન થએલા હોય છે, તેઓ તે રાંકડા પરભવમાં પાપ કરનારા તથા લોઢાની સાંકળે જોડાજોડ બાંધેલાછે, તેવા નારકીને ટુકડે ટુકડા કરી ભક્ષણ કરેછે; ॥ સૂ. ૨૦ ॥

**सयाजला नाम नदी भिदुग्गा, पविज्जलं लोहविलीणतत्ता॥
जंसी भिदुग्गंसि पवज्जमाणा, एगायऽताणुक्कमणं करेंति॥२१॥**

વળી હમેશાં જળ ભરેલી સદાજળ નામની અભિદુર્ગ તે ઘણી ખરાબ જુદા જુદા ખારો પાચ લોહીથી ભરેલી નદી છે, અથવા તે રૂધિરથી ભરેલી હોવાથી પિચ્છિલ છે, અથવા વિસ્તીર્ણ ગંભીર ( ઉંડા પાણીવાળી મોટી ) નદીછે, અથવા ઉના બળતા પાણી જેવી છે, તે બતાવેછે, અગ્નિએ તપાવેલું લોઢું પીગળે તેવા લોઢાના રસ જેવી નદીછે, તેવી નદીમાં નારકીના જીવોને અનાથ બનીને ગમન તથા પ્લવન કરવું પડે છે; ( ત્યાં અનંતું દુઃખ ભોગવવું પડે છે.) ॥૨૧॥

આ પ્રમાણે ઉપસંહાર કરતાં નારકીનું વિશેષ દુઃખ બતાવેછે.

**एयाइं फासाइं फुसंति बालं, निरंतरं तत्थ चिरट्ठितीयं ॥
ण हम्ममाणस्स उ होइ ताणं,एगो सयं पच्चणुहोइ दुक्खं॥सू.२२**

આ પ્રમાણે બંન્ને ઉદ્દેશામાં બતાવેલા દુઃખના ફરસો પરમાધામીએ કરેલા તથા પરસ્પર વૈરથી કરેલા અથવા સ્વભાવિક ઉદયમાં આવેલા અતિશે કડવારૂપ રસ ગંધ સ્પર્શ તથા શબ્દોનાં દુઃખો અત્યંત દુઃસહ છે, તે દુઃખો અશરણુનારકીઓ ભોગવે છે. તે દુઃખ નિરંતર ક્ષણમાત્ર વિશ્રાંતિ નહિ તેમ ભોગવે છે, તથા લાંબી સ્થિતિ તે રત્નપ્રભા નામે પહેલી નારકીમાં ઉત્કૃષ્ટસ્થિતિ એક સાગરોપમ બીજી શર્કરપ્રભામાં ૩ સાગરોપમ ત્રીજી વાલુકામાં ૭ પંકપ્રભામાં

૧૦ ધૂમપ્રભામાં ૧૭ તમ પ્રભામાં ૨૨ અને મહાતમઃપ્રભામાં ૩૩ સાગરોપમની ઉત્કૃષ્ટસ્થિતિ છે, ત્યાં પોતાના પાપે ગયેલાને ઉત્કૃષ્ટ સ્થિતિ મળતાં દુઃખ પામતાં કોઈપણ રક્ષક થતું નથી, જો કે ત્યાં સીતેંદ્ર નામનો બારમાદેવલોકનો ઇંદ્ર લક્ષ્મણના પૂર્વભવનો ઉપકાર યાદ કરી અવધિજ્ઞાને જાણી તેને બચાવવા ગયેલ, પણ ત્યાં તેને દુઃખમાંથી બચાવવા સમર્થ ન થયો, એવું સંભળાય છે. તે પ્રમાણે દરેક નારકીનો જીવ પોતે એકલો જેના માટે પાપ કરેલાં તે બધાથી રહિત થઇને કર્મના વિપાકનાં ફળ દુઃખરૂપે નારકીમાં ભોગવે છે. પણ કોઈ તેના દુઃખમાં ભાગ લેતું નથી. તે જ કહ્યું છે.

मया परिजनस्यार्थे, कृतं कर्म सुदारुणम् ॥
एकाकी तेन दह्येऽहं, गतास्ते फलभोगिनः ॥ १ ॥

મેં પરિવાર માટે ઘણાં કાળાંકૃત્ય કર્યાં પણ તે ફળ ભોગવનારા જતા રહ્યા, અને તેનાવડે હું એકલોજ બળી રહ્યો છું ! ॥ સૂ. ૨૨ ॥

जं जारिसं पुव्वमकासि कम्मं, तमेव आगच्छति संपराए ।
एगंतदुक्खं भवमज्जणित्ता, वेदंति दुक्खी तमणंतदुक्खं ॥सू. २३॥

જેવું જેવા ભાવનું જેવી સ્થિતિનું કર્મ આ જીવે પૂર્વ જન્મમાં કર્યું હોય, તે પ્રમાણે જઘન્ય મધ્યમ ઉત્કૃષ્ટ સ્થિતિના અનુભાવના ભેદવાળું આ સંસારમાં તેજ પ્રકારે

અનુસરે છે, તેનો સાર આ છે કે—તીવ્ર મંદ કે મધ્યમ અધ્યવસાયના જેવાં સ્થાનોવડે બાંધ્યું હોય, તેજ પ્રમાણે વધતા ઓછા પ્રમાણમાં ઉદયમાં આવે છે. અને એકાંતથી સુખ રહિત દુઃખજ અવશ્યે નારકીના ભવમાં ઉદય આવે છે, તે નારકભવમાં ભોગવવાયોગ્ય કર્મો ઉપાર્જન કરીને એકાંત દુઃખી આ બનેલા નારકીજીવો અસાતાવેદનીયદુઃખ જે બીજાથી ઉપશમ ન થાય, અર્થાત્ તેનો કોઈ ઉપાય નથી, તેને ભોગવે છે.

**एताणि सोच्चा णरगाणि धीरे, न हिंसए किंचण सव्वलोए॥**
**एगंतदिट्ठी अपरिग्गहे उ, बुज्झिज्ज लोयस्स वसं न गच्छे॥सू.२४**

ઉપસંહાર કરતાં ફરીથી ઉપદેશ આપે છે, કે ઉપર બતાવેલાં નારકીનાં બધાં દુઃખો સાંભળીને બુદ્ધિવડે શોભતો ધીરપુરૂષ પ્રજ્ઞસાધુ આ પ્રમાણે કરે, કે ત્રસ સ્થાવરથી ભિન્નભેદવાળા પ્રાણીસમૂહ ઉપર દયા કરીને કોઈપણ જીવને પોતે ન હણે; તથા એકાંતથી જીવ આદિ તત્ત્વો ઉપર નિશ્ચળદૃષ્ટિ સમ્યગ્દર્શન જેને છે, તે એકાંતદૃષ્ટિ નિશ્ચળ સમ્યકત્વી બને, તથા પોતાના સુખને માટે ગ્રહણ કરાય તે પરિગ્રહ છે, તે ન રાખવાથી અપરિગ્રહવાળો બને, (તુ શબ્દથી જાણવું કે) તેમજ જૂઠ ચોરી મૈથુનનાં પાપો પણ છોડે, તેજ પ્રમાણે અશુભકૃત્ય કરનારા લોકને તથા તેનાં ફળ ભોગવનારાને જાણે અથવા કષાયથી ભરેલ આ

લોકને ખરાસ્વરૂપે જાણે પણ તેને વશ ન થાય, ( અર્થાત્ લોકોમાં થતાં પાપો પોતે ન કરે ) ॥ ૨૪ ॥

**एवं तिरिक्खे मणूयासु(म)रेसुं, चतुरन्तऽणंतं तयणुविवागं ॥**
**स सव्वमेयं इति वेदइत्ता, कंखेज्ज कालं धुयमायरेज्ज ॥ २५ ॥**
**त्तिबेमि इतिश्री नरयविभत्ती नाम पंचमाध्ययनं समत्तं ॥**
**गाथा ग्रं. २३१ ॥**

આ પ્રમાણે ઉપર બતાવેલાં દુઃખો કોઇ અંશે અશુભ કૃત્ય કરનારા જીવો તિર્યંચ મનુષ્ય દેવતામાં પણ છે, આ પ્રમાણે નરક તિર્યંચ મનુષ્ય દેવરૂપે ચારગતિમાં અનંતકાળ સુધી કરેલા કૃત્ય પ્રમાણે ફળ છે, તે બુદ્ધિમાન માણસે જાણીને ધ્રુવ સંયમને જીંદગીસુધી વાંછવો, તેનો પરમાર્થ આ છે કે ખરીરીતે જોતાં ચારેગતિમાં દુઃખ જાણીને ધ્રુવ તે મોક્ષ કે સંયમ જાણીને તેના અનુષ્ઠાનમાં જીંદગી સુધી રક્ત રહે. ॥ ૨૫ ॥

નરકવિભક્તિ નામનું પાંચમું અધ્યયન સમાપ્ત.



## વીર સ્તુતિ નામનું છઠ્ઠું અધ્યયન.

પાચમું કહીને છઠ્ઠું કહે છે, તેનો આ પ્રમાણે સંબંધ છે. ગયા અધ્યયનમાં નરકવિભક્તિ કહી છે, તે શ્રી મહાવીર વર્ધમાનસ્વામીએ કહેલ છે, તેમના ગુણોનું કીર્તન કરવું, એ દ્વારવડે તેમનું ચરિત કહે છે. કારણ કે શાસ્ત્રના ઉપદેશકનું મોટાપણું તેટલુંજ શાસ્ત્રનું મહત્વ છે. આ સંબંધે આવેલા આ અધ્યયનના ચાર ઉપક્રમ વિગેરે અનુયોગદ્વારો છે. તેમાં ઉપક્રમમાં રહેલો અર્થાધિકાર મહાવીરપ્રભુના ગુણોના ઉત્કીર્તનરૂપે છે.

નિક્ષેપ બે પ્રકારે, ઓઘનિષ્પન્ન અને નામનિષ્પન્ન છે, તેમાં ઓઘમાં અધ્યયન છે, અને નામનિષ્પન્નમાં મહાવીર સ્તવ છે. તેમાં મહત્‌શબ્દનો તથા વીરનો તથા સ્તવનો એ ત્રણે શબ્દોનો નિક્ષેપો કહેવો જોઇએ. અને જેમ ઉદ્દેશ તેમ નિર્દેશ કહેવો, તેથી પ્રથમ મહત્‌શબ્દ કહે છે. તેમાં પણ આ મહત્‌શબ્દ બહુપણે છે, જેમકે મહાજન. તથા મોટાપણામાં, જેમકે મહાઘોષ અતિના અર્થમાં, જેમકે મહાભય, પ્રાધાન્યના અર્થમાં છે, જેમકે મહાપુરૂષ, આ ચાર અર્થમાં છે, તેમાં પ્રાધાન્યના અર્થમાં મહાવીર શબ્દ લીધો છે, તે નિર્યુક્તિકાર બતાવે છે.

**पाहन्ने महसद्दो दव्वे खेत्ते य कालभावे य ॥**
**वीरस्स उ णिक्खेवो चउक्कओ होइ णायव्वो ॥नि.८३॥**

તેમાં 'મહાવીર સ્તવ'માં મહત્શબ્દ પ્રાધાન્યના અર્થમાં છે, અને તે નામસ્થાપના દ્રવ્ય ક્ષેત્ર કાળ અને ભાવ એમ છ ભેદે છે, તે પ્રાધાન્યના નામસ્થાપના સુગમને છોડી દ્રવ્યથી શરૂ કરે છે.

દ્રવ્ય પ્રાધાન્ય જ્ઞશરીર ભવ્યશરીર તે બેથી જુદું સચિત્ત અચિત્ત મિશ્ર એમ ત્રણ ભેદે છે. સચિત્ત પણ દ્વિપદ ચતુષ્પદ અને અપદ એમ ત્રણ ભેદે છે. તેમાં દ્વિપદમાં તીર્થંકર ચક્રવર્ત્તી વિગેરે છે, ચોપગોમાં હાથી ઘોડા વિગેરે છે, અને અપદ ( ઝાડો ) માં કલ્પવૃક્ષ વિગેરે છે. અથવા પ્રત્યક્ષ દેખાતા રૂપ રસ ગંધ સ્પર્શથી ઉત્કૃષ્ટ પુંડરીક કમળ વિગેરે પદાર્થો છે,

અચિત્તમાં પ્રાધાન્ય વૈડૂર્ય વિગેરે જુદી જુદી જાતિનાં મણિરત્નો છે. મિશ્રમાં વિભૂષિત તીર્થંકર છે.

ક્ષેત્રથી પ્રાધાન્ય સિદ્ધિક્ષેત્ર છે તથા ધર્મ ચારિત્રના આશ્રયથી મહાવિદેહક્ષેત્ર છે, અને સુંદર ભોગોની અપેક્ષાએ દેવકુરૂ વિગેરે યુગલિકક્ષેત્રો છે.

કાળથી પ્રાધાન્ય એકાંત સુખમ સુખમ આરો વિગેરે છે. અથવા ધર્મચરણના સ્વીકારને યોગ્ય જે કાળ છે, તે લેવો.

ભાવપ્રાધાન્ય તે ક્ષાયિકભાવ છે, અથવા તીર્થંકરપ્રભુના શરીરની અપેક્ષાએ ઔદયિક છે, અહીં તે બેની સાથે આપણો અધિકાર છે.

વીર શબ્દના નિક્ષેપા.

દ્રવ્ય ક્ષેત્ર કાળ ભાવ એમ ચાર ભેદે છે તેમાં જ્ઞ શરીર ભવ્યશરીર છોડી વ્યતિરિક્તમાં દ્રવ્યવીર તે દ્રવ્ય માટે સંગ્રામ વિગેરેમાં અદ્‌ભુતકર્મ કરવાથી શૂરપુરૂષ છે, અથવા જે કંઇ વીર્યવાળું દ્રવ્ય છે, તે દ્રવ્યવીરમાં ગણાય છે. જેમકે તીર્થંકર અનંત બળ વીર્યવાળા છે, તે લોકને ઉંચકીને દડામાફક અલોકમાં ફેંકવા સમર્થ છે. તથા મેરૂપર્વતનો દંડ કરીને રત્નપ્રભાપૃથ્વીને છત્રમાફક ધારણ કરે; તથા ચક્રવર્ત્તીનું પણ દોસોલા બત્તીસા વિગેરે નિર્યુક્તિની ગાથા ૭૨ માં આવશ્યક સૂત્ર ૧ લા ભાગમાં પૃષ્ટ ૧૩૭ માં બતાવેલ છે. તથા વિષ તથા નસાની વસ્તુનું સામર્થ્ય ઘેલા કરવું વિગેરે છે.

ક્ષેત્રવીર તો જે ક્ષેત્રમાં અદ્‌ભુતકર્મ કરનારો અથવા વીર તરીકે ગવાતો હોય તે જાણવો. એ પ્રમાણે કાળ આશ્રયી પણ જાણવું.

ભાવવીર તો તે છે કે જેનો આત્મા ક્રોધ માન માયા લોભ વિગેરે પરિસહોથી જીતાયો નથી, તેજ કહ્યું છે.

**कोहं माणं च मायं च, लोभं पंचेंदियाणि य।**
**दुज्जयं चेव अप्पाणं, सव्वमप्पे जिए जियं॥ १॥**

ક્રોધ માન માયા લોભ તથા પાંચ ઇંદ્રિયો આત્માને જીતવી મુશ્કેલ છે, તેમને આત્માએ જીતવાથી તેણે બધું જીત્યું જાણવું.

**जो सहस्सं सहस्साणं, संगामे दुज्जए जिणे ॥**
**एकं जिणेज्ज अप्पाणं, एस से परमो जओ ॥ २ ॥**

જે સુભટ સંગ્રામમાં હજારોના હજારો દુર્જય સુભટોને જીતે, તે કરતાં પણ જે પોતાના આત્માને વશ કરે, તે તેનો પરમ જય છે.

**एक्को परिभमउ जए, वियडं जिणकेसरो सलालाए।**
**कंदप्पदुट्ठदाढो, मयणो विड्डारिओ जेणं ॥ ३ ॥**

એક જિનકેસરી જગતમાં જયવંતો છે, કે જેણે કુચેષ્ટારૂપ કંદપની દુષ્ટદાઢોવાળા કામદેવને પોતાની લીલામાં જીતી લીધો છે ! કે જે કામદેવ જગતમાં વિકટ શત્રુરૂપે બધા જીવોને ભમાડે છે.

આ પ્રમાણે વર્ધમાનસ્વામીજ પોતે પરીસહ ઉપસર્ગો અનુકૂળ કે પ્રતિકૂળ આવ્યા છતાં તેનાથી કાયર ન થયા, તેથી ગુણનિષ્પન્નપણાથી અદ્ભુતકર્મ કરવાપણે ભાવથી મહાવીર ગણાય છે. અથવા દ્રવ્યવીર વ્યતિરિક્તમાં એક ભવવાળા વિગેરે છે.

ક્ષેત્રવીર તે જ્યાં તે બેસે, અથવા જ્યાં તેનું વર્ણન થાય તે ક્ષેત્રવીર છે, કાળથી પણ તેમજ જાણી લેવું, ભાવ વીરનો આગમથી નામગોત્રકર્મ ઉદયમાં આવતાં અનુભવે, તે શ્રી વીરવર્ધમાન સ્વામીજ છે.

સ્તવના નિક્ષેપા.

**थुइणिक्खेवो चउहा आगंतु अभूसगेहिं दव्वथुती ॥**
**भावे संताण गुणाण कित्तणा जे जहि भणिया ॥ नि. ८४ ॥**

સ્તવનાનામસ્થાપના વિગેરે ચાર પ્રકારે નિક્ષેપા છે, તેમાં નામસ્થાપના પૂર્વપેઠે જાણવા, દ્રવ્યસ્તવતો જ્ઞશરીર ભવ્યશરીરથી વ્યતિરિક્ત જે કટક કેયૂર ફુલનીમાળા, ચંદન વિગેરે સચિત્ત અચિત્ત પૂજનીક દ્રવ્યોથી જે સત્કાર થાય તે દ્રવ્યસ્તવ છે, અને ભાવસ્તવતો વિદ્યમાન ગુણો જ્યાં જે હોય, તેનું કીર્તન કરવું.

હવે પ્રથમ સૂત્રના સંસ્પર્શદ્વારવડે સંપૂર્ણ અધ્યયન સાથે સંબંધ ધરાવતી ગાથા ને નિર્યુક્તિકાર કહે છે.

**पुच्छि सु जंबुणामो अज्ज सुहम्मा तओ कहेसी य।**
**एव महप्पा वीरो जयमाह तहा जएज्जाहि ॥नि.८५॥**

જંબુસ્વામીએ આર્યસુધર્માસ્વામીને શ્રી મહાવીર પ્રભુના ગુણો પૂછ્યા, એથી તેમણે કહ્યું કે મહાવીરપ્રભુ આવા ગુણવાળા છે. અને એજ પ્રમાણે શ્રીમહાવીરે સંસારના જયનો ઉપાય કહ્યો છે, તેમ તેમણે જીત્યો છે, માટે તમે પણ ભગવાનની પેઠે સંસાર જીતવા પ્રયત્ન કરો.

હવે નિક્ષેપા પછી સૂત્રાનુગમમાં અસ્ખલિતાદિ ગુણયુક્ત સૂત્ર ઉચ્ચારવું, તે કહે છે.

**पुच्छिस्सुणं समणा माहणा य, अगारिणो या परतित्थिआ य**
**से केइ णेगंतहियं धम्ममाहु, अणेलिसं साहु समिक्खयाए ॥सू.१**

આ સૂત્રનો પૂર્વના સૂત્ર સાથે આ પ્રમાણે સંબંધ છે. તીર્થંકરે ઉપદેશેલા માર્ગે સંયમ પાળતો મૃત્યુકાળની ઉપેક્ષા કરે (જીંદગીસુધી સંયમ પાળે), તે જેમણે આ માર્ગ કહ્યો છે, તે તીર્થંકરપ્રભુ કેવા છે, એમ સાધુઓ વિગેરે પૂછે છે, અને પરસ્પર સૂત્રનો સંબંધ તો बुध्येत પૂર્વે કહેલું છે, અને તેજ પ્રમાણે આગળ પણ જે પ્રશ્નોત્તર થાય, તે પણ સમજે, આ પ્રમાણે આ સંબંધે આવેલા આ સૂત્રની સંહિતાદિના ક્રમવડે વ્યાખ્યા કહેવાય છે, તે આ પ્રમાણે છે. અનંતરસૂત્રમાં ઘણે પ્રકારે કહેલી નરકની વિભક્તિ સાંભળીને સાંભળનારનું મન સંસારથી વિરક્ત થતાં તે પૂછે કે કોણે આ કહી છે? એમ સુધર્માસ્વામીને સાધુઓ પૂછેછે. અથવા જંબૂસ્વામી સુધર્માસ્વામીને આ પ્રમાણે કહે છે. કે સંસારને પાર ઉતારવામાં સમર્થ એવો આ ધર્મ કોણે કહ્યો છે, એવું મને ઘણા માણસો પુછે છે. નિગ્રંથ વિગેરે શ્રમણો તથા બ્રહ્મચર્ય આદિ પાળનારા બ્રાહ્મણો તથા અગારિણો તે ક્ષત્રિય વિગેરે પુછે છે, અને પરતીર્થિક તે બૌદ્ધ વિગેરે છે તે બધા પુછે છે.

પ્ર૦—શું?

ઉ૦—તે કોણ છે? કે જેણે દુર્ગતિમાં પડતા જીવોને ધારનારો એકાંત હિત કારક અનુપમધર્મ બતાવ્યો છે! અને શ્રેષ્ટ સમીક્ષા તે યથાયોગ્યતત્ત્વના બોધવડે અથવા સાધુ સમીક્ષાવડે અર્થાત્ સમભાવ રાખીને કહ્યો છે? ॥૧॥

कहं च णाणं कह दंसणं से, सीलं कहं नायसुतस्स आसी ॥
जाणासिणं भिक्खु जहातहेणं, अहासुतं बूहि जहा णिसंतं॥सू.२

અને તેજ પ્રભુના જ્ઞાનાદિ ગુણો જાણવા માટે પ્રશ્ન પૂછયો, કે કેવીરીતે ભગવાને જ્ઞાન પ્રાપ્ત કર્યું, અથવા તે ભગવાનનું જ્ઞાન કેવા વિશેષબોધવાળું છે ? અને સામાન્ય અર્થનું પરિચ્છેદક કેવું દર્શન છે ? તથા તેના યમ નિયમ રૂપ શીલ કેવું છે ? જ્ઞાતનામના ક્ષત્રિયો છે. તે વંશના ભગવાન વર્ધમાન સ્વામી હતા, તેમનું ચરિત્ર મેં આપને પુછયું છે તે સુધર્માસ્વામી ! જેવું આપ જાણતા હો, તે બધું સાંભળ્યા પ્રમાણે અવધારીને કહો. ॥ ૨ ॥ આ પ્રમાણે પુછવાથી સુધર્માસ્વામી વીરપ્રભૂના ગુણો કહે છે.

खेयन्नए से कुसलासुपन्ने,(लेमहेसी) अणंतनाणी य अणंतदंसी॥
जसंसिणो चक्खुपहे ठियस्स, जाणाहि धम्मं च धिइं च पेहि॥३॥

તે શ્રી ભગવાન ચોત્રીશ અતિશયયુક્ત સંસારમાં રહેલા જીવોનાં દુઃખ ( ખેદ ) ને જાણે છે, માટે ખેદજ્ઞ છે, અથવા ક્ષેત્રજ્ઞ તે યથાવસ્થિત આત્મસ્વરૂપ જાણવાથી આત્મજ્ઞ છે. અથવા ક્ષેત્ર તે આકાશ છે તેને જાણે છે, અર્થાત્ લોક અલોકના સ્વરૂપને જાણે છે. તથા ભાવકુશ તે આઠ પ્રકારનાં કર્મ છે, તેને છેદે માટે કુશલ છે. અર્થાત શરણે આવેલા પ્રાણીઓના બોધવડે કર્મ છેદવામાં નિપુણ છે. તથા આશુપ્રજ્ઞાવાળા ( હાજર જવાબી ) છે, કારણ કે તેમને

કેવળજ્ઞાનથી સર્વત્ર સર્વકાલનું એકસમયે જ્ઞાન છે. અર્થાત્ છદ્મસ્ત માણુસની પેઠે તેમને વિચારીને ઉત્તર આપવાનો નથી; પાઠાંતરમાં મહર્ષિ પાઠ છે, તેથી જાણવું કે તે અત્યંત ઉગ્ર તપચરણને આદરે છે, તથા અતુલ ઉપસર્ગ પરિસહને સહેનાર છે. તેમજ તેઓ અવિનાશી અનંત પદાર્થના પરિચ્છેદક છે, અથવા વિશેષ ગ્રાહકજ્ઞાન ધરાવે છે, માટે અનતજ્ઞાની છે, એ પ્રમાણે સામાન્ય અવબોધને આશ્રયી તેઓ અનંતદર્શી છે. એવા ભગવાનનો અતુલ યશ મનુષ્ય સુર અસુરથી વિશેષ હોવાથી તેઓ યશસ્વી છે. તથા લોકના લોચનમાર્ગમાં ભવસ્થકેવળી અવસ્થામાં (દર્શનીય હોવાથી) સ્થિત છે. અથવા લોકોને ઝીણા તથા પડદામાં કે દૂર રહેલા ન દેખાતા પદાર્થોને પણ બતાવવાથી ચક્ષુભૂત છે. તેવા મહાવીર પ્રભુનો સંસારને ઉદ્ધરવાના સ્વભાવવાળો અથવા શ્રુત ચારિત્ર નામનો તેમનો કહેલો ધર્મ છે, તે જાણ. તથા તે પ્રભુને ઉપસર્ગ થયા છતાં પણ નિશ્ચલ ધીરજ ચારિત્રથી ભ્રષ્ટ ન થવારૂપે રહી, અથવા સંયમમાં રતિ અથવા તેમની બતાવેલી છે, તેને જાણ. અર્થાત્ સમ્યક કુશાગ્ર (ઝીણી) બુદ્ધિવડે વિચારો, અથવા તે મુનિસમુદાયેજ સુધર્માસ્વામીને પુછ્યું કે તે ભગવાન યશસ્વી ચક્ષુપથમાં રહેલા છે, તે પ્રભુના ધર્મ તથા ધૈર્યને જાણતાહો, તે અમને કહો! ॥૩॥

**उड्ढं अहेयं तिरियं दिसासु, तसा य जे थावर जे य पाणा ॥**
**से णिच्चणिच्चेहि समिक्ख पन्ने, दीवे व धम्मं समियं उदाहु॥सू४**

હવે સુધર્માસ્વામી તે પ્રભુના ગુણોને કહે છે. ઉંચે નીચે કે તીરછા એમ સર્વે દિશામાં ૧૪ રજ્જુપ્રમાણ લોકમાં જે ત્રાસ પામનારા ત્રસજીવો છે, જેના ભેદો અગ્નિ વાયુ તથા વિકલેંદ્રિય પંચેંદ્રિય છે, તથા સ્થિર રહેનારા પૃથ્વી પાણી વનસ્પતિ એમ ત્રણ ભેદ છે, તથા જેમને દશ પ્રાણોમાંથી કોઈ પણ પ્રાણો હોય તે પ્રાણી છે, આ કહેવાથી જે લોકો પૃથ્વી વિગેરે એકેંદ્રિયમાં જીવત્વ માનતા નથી, તેમના મતનું ખંડન કર્યું કે તેમનામાં પણ જીવત્વ છે, તે ભગવાન કેવળજ્ઞાની હોવાથી પ્રકર્ષથી જાણે માટે પ્રજ્ઞ છે, તેથીજ તે પ્રાજ્ઞ છે. તથા દ્રવ્યાર્થન્યાયને આશ્રયી નિત્ય અને પર્યાય અર્થને આશ્રયી અનિત્ય છે, એમ નિત્યાનિત્ય યુક્તપદાર્થોને કેવળજ્ઞાને જાણીને પ્રજ્ઞાપના યોગ્ય પદાર્થોને કહે છે, તેથી તેઓ પ્રાણીઓ આગળ પદાર્થોને પ્રકાશવાથી દીવામાફક છે. અથવા સંસારસમુદ્રમાં પડેલા જીવોને સારો ઉપદેશ આપવાથી આશ્વાસ લેવાયોગ્ય હોવાથી દ્વીપ જેવા છે, એવા ભગવાન્ સંસાર પાર ઉતારવાને સમર્થ છે, તેવા શ્રુતચારિત્રધર્મને કહે છે. તથા સમિત તે સદ્અનુષ્ઠાનથી અથવા રાગદ્વેષરહિત સમભાવે ઉપદેશ દેછે, **जहा पुण्णस्स कत्थइ तथा तुच्छस्स कत्थइ,** જેમ પુણ્યવાનને ઉપદેશ આપે, તેમ રંકને પણ ઉપદેશ

આપે, અથવા સમધર્મને પ્રાબલ્યથી કહ્યો, અર્થાત્ પ્રાણી-ઓના અનુગ્રહ માટે પ્રભુએ ધર્મ કહ્યો છે, પણ પૂજા સત્કાર માટે કહ્યો નથી. ॥ સૂ. ૪ ॥

**से सव्वदंसी अभिभूयनाणी, णिरामगंधे धिइमं ठितप्पा ॥**
**अणुत्तरे सव्वजगंसि विज्जं, गंथा अतीते अभए अणाऊ॥५॥**

તે ભગવાન આ ચરાચર જગત્‌માં સર્વ પદાર્થોને સામાન્યથી દેખે, માટે સર્વદર્શી છે, તથા મતિ વિગેરે ચાર જ્ઞાનોને છોડીને કેવળજ્ઞાનેયુક્ત છે તેથી અભિભૂતજ્ઞાની છે, આ વિશેષણથી બીજા તીર્થાધિપોથી અધિકપણું સુચવ્યું છે, (બીજા મત ચલાવનારા કેવળજ્ઞાની નથી, અને આ ભગવાન કેવળજ્ઞાની છે) વળી જ્ઞાન ક્રિયા બંને મળવાથી મોક્ષ થાય છે, માટે પ્રભુનું જ્ઞાન બતાવી હવે ક્રિયા બતાવે છે. નિરામગંધ તે દૂર થયો છે. આમ (અવિશોધિકોટી નામનો દોષ) તથા ગંધ (વિશોધિકોટિ નામનો દોષ) જેમનો એવા પ્રભુ છે, અર્થાત્ ગોચરીના ૪૨ દોષો પણ જેણે ત્યાગ્યા છે તેથી મૂળ ઉત્તરગુણના ભેદથી ભિન્ન એવી ચારિત્રની ક્રિયાને પ્રભુએ કરી. વળી અસહ્ય પરિસહ ઉપસર્ગમાં પણ ભગવાને અધીરતા ન કરી, પણ નિષ્પ્રકંપપણે ચારિત્રમાં ધૈર્ય રાખ્યું માટે ધૈર્યમાન છે, તથા અશેષકર્મ દૂર થવાથી આત્મસ્વરૂપમાં આત્મા સ્થિર હોવાથી સ્થિતાત્મા છે. આ બંને તે જ્ઞાનક્રિયાને સાધવાથી મળેલું ફળ

બતાવવા વિશેષણ છે. તથા આખા જગતમાં પણ જેનાથી ઉત્તર (શ્રેષ્ટ) બીજો નથી, એવા ભગવાન અનુત્તર છે. તથા હથેળીમાં આમળું દેખવાની પેઠે બધા પદાર્થોના સંપુર્ણ વેત્તા હોવાથી વિદ્વાન્ છે; તથા સચિત્ત વિગેરે બાહ્ય ગ્રંથ તથા કર્મરૂપ અભ્યંતર ગ્રંથથી અતિક્રાંત (દૂર) માટે ગ્રંથાતીત તે નિર્ગ્રંથ છે, તથા સાતે પ્રકારના ભયથો રહિત માટે અભય (સર્વભયથાં રહિત) છે. તથા ચારે પ્રકારનાં આયુ જેનાં દૂર થયાં છે, કારણકે કર્મ બીજને બાળી નાંખવાથી ફરી ઉત્પત્તિનો અભાવ છે તેથી પ્રભુ અનાયુ છે. ५

से भूइपण्णे अणिएअचारी, ओहंतरे धीरे अणंतचक्खु ॥
अणुत्तरं तप्पति सूरिए वा, वइरोयणिंदे व तमं पगासे ॥६॥

(ભૂતિ શબ્દના અર્થ વૃદ્ધિ, મંગળ તથા રક્ષા છે) અહીં પ્રભુ ભૂતિપ્રજ્ઞ તે પ્રવૃદ્ધ છે, અર્થાત્ પ્રભુની બુદ્ધિ (પ્રજ્ઞા) વધારે છે, તેથી તે કેવળજ્ઞાની છે, એમ જાણવું. વળી રક્ષા (રક્ષણ) કરવાની પ્રજ્ઞાવાળા છે, તથા સર્વ મંગળના કારણરૂપ પ્રજ્ઞાવાળા છે. વળી પ્રભુ અનિયત (અપ્રતિબદ્ધ) વિહારી છે, તેમને કોઈ જગ્યાએ મમત્વ નથી માટે અનિયતચારી છે, તથા ઓઘ તે સંસારસાગર છે તેને તરવાના સ્વભાવવાળા છે. તથા બુદ્ધિવડે રાજતા હોવાથી ધીર છે, અથવા પરિસહ ઉપસર્ગથી કંટાળે નહિ માટે ધીર છે. તથા અનંત પદાર્થો જાણવાયોગ્ય છે, તેને જાણવાથી અથવા નિત્ય સંપૂર્ણ જ્ઞાન રહેવાથી ચક્ષુ માફક ચક્ષુ હોવાથી

કેવળજ્ઞાન જેને અનંત છે, અથવા અનંતલોકના પદાર્થને પ્રકાશવામાં ચક્ષુજેવા હોવાથી તે અનંતચક્ષુવાળા પ્રભુ છે, તથા સૂર્ય બધાથી વધારે તપે છે, પણ તેનાથી કોઇ અધિક નથી, એમ આ પ્રભુ જ્ઞાનથી સર્વોત્તમ છે, તથા વૈરોચન તે અગ્નિ છે, તેમજ ઇંદ્ર માફક જાજવલ્યમાન છે, તથા અંધારૂં દૂર કરીને જેમ અગ્નિ (દીવો) પ્રકાશે, તેમ અજ્ઞાનઅંધકાર દૂર કરીને મહાવીર પ્રભુ યથાવસ્થિત પદાર્થને પ્રકાશે છે. ॥ ૬ ॥

**अणूत्तरं धम्ममिणं जिणाणं, णेया मुणी कासव आसुपन्ने ॥**
**इंदेव देवाण महाणुभावे, सहस्सणेता दिवि णं विसिट्ठे ॥सू. ७॥**

ઋષભદેવથી મહાવીરજિન સુધીના તીર્થંકરોનો ધર્મ અનુત્તર છે. વળી મુનિ શ્રી વર્ધમાનસ્વામી કાશ્યપગોત્રના છે, તેઓ આ શુ પ્રજ્ઞાવાળા અર્થાત્ કેવળજ્ઞાની છે, અને દિવ્યકેવળજ્ઞાન ઉત્પન્ન થએલું હોવાથી પ્રણેતા છે, (ધર્મોપદેશ દેવાનો તેમનો સ્વભાવ છે. માટે પાણિની વ્યાકરણના ૨-૩-૬૯ સૂત્ર પ્રમાણે ધર્મના નેતા એવી છઠ્ઠી વિભક્તિ ન લીધી, પણ બીજી ધમને બતાવનાર એવો અર્થ લીધો) જેમ ઇંદ્ર સ્વર્ગમાં હજારો દેવોનો ઉપરી છે, તેમ આ પ્રભૂ મહાં પ્રભાવવાળા છે. તથા રૂપ બળ લાવણ્ય વિગેરેથી હજારો અન્યધર્મનાયકોથી વિશિષ્ટ મહાવીર છે. જેમ હજારો દેવો તેજેથી પ્રકાશે, છતાં સ્વર્ગમાં ઇંદ્ર સૌથી સર્વોત્તમ છે, તેમ મહાવીરપ્રભુ સર્વોત્તમ છે.

**से पन्नया अक्खयसागरे वा, महोदही वावि अणंतपारे ॥**
**अणाइले वा अकसाइ मुक्के, सक्केव देवाहिवई जुईमं ॥ सू. ८॥**

જેનાવડે જણાય, તે પ્રજ્ઞા છે. તે પ્રજ્ઞાવડે જાણવા યોગ્ય પદાર્થોમાં બુદ્ધિ ન હણાય, માટે તે અક્ષય છે. કારણકે પ્રભુની બુદ્ધિ કેવળ જ્ઞાનરૂપે છે. કાળથી સાદિ અનંત છે અને તે દ્રવ્ય ક્ષેત્ર અને ભાવથી પણ અનંત છે. તેમના બધા ગુણોથી ભગવાન શ્રેષ્ટ હોવાથી દૃષ્ટાંતનો અભાવ છે. તેથી એક દેશથી કહે છે, કે તેઓ ગુણોથી સાગર જેવા છે. સાગર પણ સામાન્ય હોવાથી વિશેષણ કહે છે. જેમ સ્વયંભૂરમણ માફક અનંત પાર છે, તે મહોદધિ જેવો વિસ્તાર્ણ તથા અક્ષોભ્ય છે. અને ઉંડું પાણી છે, તેમજ ભગવાનની પ્રજ્ઞા વિશાળ છે, અનંતગુણોયુક્ત છે, અને તે પ્રભુ અક્ષોભ્ય છે. વળી તે સમુદ્રમાં અનાવિલ (નિર્મળ) જળ છે તેમ ભગવાન પણ અશુભકર્મના અંશના પણ અભાવથી નિર્મળ જ્ઞાનવાળા છે. તથા પ્રભુને કષાયો ન હોવાથી અકષાયી છે. તથા જ્ઞાન આવરણીય વિગેરે કર્મોના બંધનથી મુક્ત છે. કોઈ પ્રતિમાં ભિક્ષુપાઠ છે, તેનો આ અર્થ છે કે પોતે સંપૂર્ણ અંતરાયકર્મ ક્ષય થવાથી તેમને સર્વલોકમાં પૂજ્યપણું છે, તોપણ તે ભિક્ષામાત્રથી જીવન ગુજારે છે, માટે એ પ્રભુ ભિક્ષુજ છે. પણ પોતે અક્ષીણ મહાનસ વિગેરે લબ્ધિથી જીવન ગુજારતા નથી, તથા પ્રભુ શક્રઇંદ્ર માફક દ્યુતિવાળા છે. ॥ ૮ ॥

**से वीरिएणं पडिपुन्नवीरिए, सुदंसणे वा णग सव्वसेट्ठे ॥**
**सुरालए वासिमुदागरे से, विरायए णेगगुणोववेए ॥ सू. ९ ॥**

તે ભગવાન છાતીના બળવડે અને ધૈર્ય સંઘયણ વિગેરેથી પ્રતિપુર્ણ વીર્યવાળા છે, કારણકે તેમનું વીર્યાંતરાય કર્મ સંપૂર્ણ ક્ષય થયું છે, જેમ સુદર્શન (મેરૂ) પર્વત જંબુદ્વીપની નાભિસમાન સર્વે પર્વતોમાં શ્રેષ્ટ છે, તેમ મહાવીર પ્રભુ વીર્ય તથા અન્ય ગુણોથી શ્રેષ્ટ છે, વળી સુરાલય તે સ્વર્ગ છે, તે ત્યાંના રહેવાસી દેવોને મુદાકર (હર્ષજનક) છે, કારણકે તે પ્રશસ્ત વર્ણ ગંધ રસ સ્પર્શ અને પ્રભાવ વિગેરે ગુણોથી યુક્ત (સ્વર્ગ) શોભે છે, તેવી રીતે પ્રભુ પણ અનેક ગુણોથી શોભે છે, અથવા જેમ ત્રિદશ (દેવો)નું આલય (સ્થાન) મેરૂપર્વત અનેક ગુણોથી યુક્ત શોભે છે, તેમ પ્રભુ પણ મેરૂ માફક (અનેક ભવ્યાત્મા દેવપુરૂષ જેવાને) આનંદ આપનાર છે.

**सयं सहस्साण उ जोयणाणं, तिकंडगे पंडगवेजयंते ॥**
**से जोयणे णवणवते सहस्से, उध्धुस्सितो हेट्ठ सहस्समेगं ॥सू.१०**

વળી પણ પ્રભુને મેરૂ સાથે સરખાવે છે. મેરૂપર્વત ૧ લાખ યોજનનો છે, તેને ત્રણ કંડો હોવાથી ત્રણ કંડવાળો કહેવાય છે, તે આ પ્રમાણે. ભૂમિસંબંધી, (માટી વિગેરેનો) સોનાનો, તથા વૈડુર્યરત્નનો. વળી તેજ વિશેષ બતાવે છે. મથાળે પંડકવન વૈજયન્તી (ધજા) માફક હો-

વાથી પંડકવૈજયંત કહેવાય છે, તથા જમીન ઉપર ૯૯ હજાર યોજન ઉંચો તથા જમીનઅંદર એકહજાર યોજન કુલે એકલાખ યોજનનો છે. ॥ ૧૦ ॥

पुट्ठे णभे चिट्ठइ भूमिवट्ठिए, जं सूरिया अणूपरिवट्टयंति ॥
से हेमवन्ने बहुनंदणे य, जंसी रतिं वेदयती महिंदा ॥सू. ११॥

આકાશમાં ઉંચે લાગીને રહેલ છે, તથા નીચે ભૂમિ અવગાહીને રહ્યો છે, તેથી તે ઉર્ધ્વ અધઃ તથા તિરછાલોકને ફરશીને રહેલ છે. વળી જેને સુર્ય તથા જયોતિષ્કા ચંદ્ર તારા નક્ષત્રો વિગેરે પ્રદક્ષિણા કરી રહ્યા છે, તથા તે ખુબ તપાવેલા સોના જેવો ચળકે છે તથા બહુ ( ચાર ) નંદનવનોથી યુક્ત છે, માટે બહુ નંદનવનવાળો છે, તે કહે છે. નીચેની જમીનમાં ભદ્રશાલવન છે, ત્યાંથી પાંચશે જોજન ઉંચે મેખલા ઉપર નંદનવન છે, ત્યાંથી ૬૨ હજાર અને પાંચશો જોજન ઉંચે ચડતાં સૌમનસવન છે, ત્યાંથી ૩૬ હજાર યોજન ઉંચે શિખરઉપર પંડકવન છે, આ પ્રમાણે ચાર ભદ્રશાળ, નંદન, સૌમનસ અને પંડકવન હોવાથી વિચિત્ર ક્રીડાસ્થાનોથી યુક્ત છે, જેમાં મોટા ઇંદ્રો પણ આવીને દેવલોકથી પણ તે પર્વતના રમણીયતર ગુણો જોઇને રમણક્રીડા (આનંદ)ને અનુભવે છે. ॥ ૧૧ ॥

से पव्वए सद्दमहप्पगासे, विरायती कंचण मट्ठवन्ने ॥
अणूत्तरे गिरिसु य पव्वदुग्गे गिरोवरेसे जलिएव भोमे ॥सू.१२

ઉપર બતાવેલ ગુણોયુક્ત મેરૂપર્વત મંદર સુદર્શન સુરગિરિ એવા અનેક શબ્દો ( નામો ) વડે મહાન્પ્રકાશ ( પ્રસિદ્ધિ )માં છે, તેથી તે શબ્દ મહાપ્રકાશવાળો શોભે છે, વળી કંચનની માફક ચળકાટવાળો અથવા નિર્મળ વર્ણ હોવાથી કંચનમૃષ્ટ વર્ણવાળો છે, આવા ઉત્તમ ગુણો હોવાથી મેરૂપર્વતથી બીજો કોઈ શ્રેષ્ટ નથી, તેમજ પર્વ (મેખલા)ઓ વડે અથવા દાંતા કે દાઢાના આકારે બીજા પર્વતો તેને જોડાયેલા હોવાથી તે સામાન્ય જીવોને ચડતો દુર્ગ (વિષમ–કઠણ) છે, તેમજ તે પર્વત મણિરત્નોથી તથા ઔષધિઓથી દેદીપ્યમાનપણે પૃથ્વીનો એક ભાગ બળતો હોય તેમ પ્રકાશે છે. ॥ ૧૨ ॥

**महीइ मज्झंमि ठिते णगिंदे, पन्नायते सुरिय सुद्धलेसे ॥**
**एवं सिरीए उस भूरिवन्ने, मणोरमे जोयइ अच्चिमाली ॥सू.१३**

રત્નપ્રભા પૃથ્વીમાં મધ્યભાગમાં જંબુદ્વીપ છે, તેના પણ બરોબર મધ્યભાગમાં સૌમનસ, વિદ્યુત્પ્રભ, ગંધમાદન, માલ્યવંત એવા ચાર દંષ્ટ્રાપર્વતથી શોભિત સમભૂભાગમાં દશહજાર જોજનના વિસ્તારવાળો મથાળે એકહજાર યોજનના વિસ્તારવાળો નીચે પણ દશહજાર યોજનના વિસ્તારવાળો અને દર ૯૦ યોજને ૧ ૧/૧૧ યોજનના અગ્યારમે ભાગે ઓછો બાકીના ૧૦/૧૧ ભાગે વિસ્તારવાળો. ( અર્થાત્ જેમ ઉંચે ચડે તેમ ઓછો થતો જાય ) છે, વળી આ મેરૂપર્વતના

મથાળે ૪૦ યોજનની ઉંચી ચૂડા છે, તથા પર્વતમાં પ્રધાન મેરૂપર્વતને સૂર્યમાફક શુદ્ધ લેશ્યા અર્થાત્ આદિત્ય જેવો પ્રકાશતેજ છે, આ ઉપર બતાવેલી વિશિષ્ટતર શોભાવડે તે મેરૂ અનેક વર્ણના રત્નોથી યુક્ત હોવાથી અનેક રંગવાળો કહેવાય છે. તેમ ત્યાં જનારનું મન રમે છે તેથી મનોરમ છે, અને અર્ચિમાલી તે સુર્યમાફક હજારો કીરણોથી દશે દિશાઓને દીપાવે છે. ॥ ૧૩ ॥

**सुदंसणस्सेव जसो गिरिस्स, पवुच्चई महतो पव्वयस्स ॥**
**एतोवमे समणे नायपुत्ते जाती जसोदंसणमाणसीले ॥सू.१४**

હવે મેરૂપર્વતના કહેલા ગુણો પ્રભુમાં ઘટાવે છે. પ્રથમ બતાવેલ મેરૂપર્વતનુ કીર્ત્તન ( યશ ) ગવાય છે, તે પ્રમાણે ઉપમાઓ ઘટે છે.

પ્ર૦—કોને.

ઉ૦—શ્રમો સહે માટે શ્રમણ છે, તે તપથી તપેલી દેહવાળા છે અને જ્ઞાત નામના ક્ષત્રિઓ છે, તેમના પુત્ર મહાવીરપ્રભુને ઘટે છે, તે પ્રભુ જાતિએ બધી જાતિઓથી અને તમામ યશસ્વી પુરૂષોથી તથા દર્શનજ્ઞાને બીજા દર્શનજ્ઞાનવાળાઓથી તથા શીલવ્રતવડે તમામ શીલવ્રત ધારીઓથી શ્રેષ્ટ છે, (આમાં જાતિ વિગેરે ગુણોની અક્ષરઘટના વ્યાકરણના સમાસના નિયમ પ્રમાણે કરવી.) (આમાં આટલું વિશેષ છે કે દાગીનાથી સ્રી શોભે તેના કરતાં સ્રીના નિર્મળ શીલથી તેના દાગીનાને તે શોભાવે છે, તેવીજ રીતે મહાવીરપ્રભુના નિર્મળ

ચારિત્રથી કેવળજ્ઞાન પ્રાપ્ત થવાથી પુણ્યબળ અધિક પ્રમાણમાં થવાથી તેમની જાતિ કુળ વંશ વિગેરે વિશેષ દીપવા લાગ્યાં. એટલે સુવર્ણ માફક તેમની જાતિ હતી તેમાં પ્રભુના ચારિત્રજ્ઞાન વિગેરે અનંતગુણો રત્નોમાફક સંલગ્ન થવાથી વધારે દીપવા લાગી ) વળી દૃષ્ટાંતદ્વારા ભગવાનના ગુણોનું વર્ણન કરે છે.

**गिरीवरे वा निसहाऽऽययाणं, रुयए व सेट्ठे वलयायताण ॥**
**तओवमे से जगभूइ पन्ने, मुणीण मज्झे तमुदाहुपन्ने ॥सू.१५॥**

જેમ નિષધ નામનો પર્વત બીજા પર્વતોની લંબાઇ કરતાં વિશેષ હોવાથી જંબુદ્વીપમાં અથવા અન્યદ્વીપોમાં દીર્ઘતામાં શ્રેષ્ઠ ( પ્રધાન ) ગણાયછે. તથા વલયાકાર દ્વીપોમાં રૂચક નામનો પર્વત વલયાકારપણે પ્રધાન છે, કારણ કે તે રૂચકદ્વીપની અંદર રહેલ માનુષોત્તર પર્વતમાફક વૃત્ત આયત છે. અને તેનો પરિક્ષેપ સંખ્યેય યોજન છે એટલે જેમ નિષધ તથા રૂચકપર્વત આયતવૃત્તતામાં પ્રધાન છે, તેમ સંસારમાં મહાવીરપ્રભુ પણ ભૂતિપ્રજ્ઞ તે પ્રભૂત જ્ઞાનવાળા અર્થાત્ પ્રજ્ઞાએ કરીને શ્રેષ્ઠ છે. તથા બીજા મુનિઓ કરતાં વિશેષ જાણે માટે પ્રજ્ઞ છે, એવું તેમનું સ્વરૂપ જાણનારા વિદ્વાનો કહે છે. ॥ સૂ–૧૫ ॥

**अणुत्तरं धम्ममुईरइत्ता, अणुत्तरं झाणवरं झियाइं ॥**
**सुसुक्कसुक्कं अपगंडसुक्कं, संखिंदुएगंतवदातसुक्कं ॥ १६ ॥**

વળી જેનાથી બીજો કોઇ પ્રધાન ધર્મ નથી, તેવા સર્વોત્તમ ધર્મને વિશેષથી કહીને પોતે અનુત્તર ધ્યાનને ધ્યાય છે; જેમકે કેવળજ્ઞાન થયા પછી પ્રભુ યોગના નિરોધ સમયે (ચઉદમે ગુણસ્થાને) સૂક્ષ્મ પણ કાયયોગને રૂધતાં શુકલ ધ્યાનનો ત્રીજો ભેદ જે અપ્રતિપાત સૂક્ષ્મ ક્રિયાવાળો ધ્યાય છે, તથા નિરૂદ્ધ યોગ નામનો શુકલ ધ્યાનનો ચોથો ભેદ વ્યુપરત ક્રિયાવાળો અનિવૃત્ત નામનો ધ્યાય છે. તે બતાવે છે કે સુષ્ઠુ શુકલમાફક શુકલ (નિર્મળ સફેદ) ધ્યાન ધ્યાય છે, તથા દૂર થયો છે ગંડ (મલીનતા ગૂમડું) જેમાંથી તેવું નિર્મળ અર્જુન સુવર્ણમાફક શુકલધ્યાન ધ્યાય છે, અથવા તે ધ્યાન પાણીના ફેણ (અરીઠા કે સાબુના ફેણ અથવા વહાણ કે સ્ટીમર ચાલતાં પાણીમાં જે ફેણ દેખાય છે તેના) જેવા નિર્મળ તથા શંખ ચંદ્ર જેવું એકાંત નિર્મળ શુકલધ્યાનના છેવટના બે ભેદ વાળા ધ્યાનને ભગવાન ધ્યાય છે. ॥ ૧૬ ॥

**अणुत्तरगं परमं महेसी, असेसकम्मं स विसोहइत्ता ॥**
**सिद्धिं गते साइमणंतपत्ते, नाणेण य सीलेण दंसणेण॥ सू. १७॥**

તેમ આ ભગવાન શૈલેશી અવસ્થામાં શુકલધ્યાનનો ચોથો ભેદ પામ્યા પછી તુર્ત સાદિ અનંતકાળની સિદ્ધિ ગતિ નામની પાંચમી ગતિને પોતે પામ્યા છે. તે સિદ્ધિ ગતિને વિશેષ ઓળખાવે છે, તે સર્વોત્તમ હોવાથી અનુત્તર

છે, તથા લોકના અગ્રભાગે હોવાથી અગ્રયા (સૌથી મોખરે) છે, તેવી પરમ પ્રધાનગતિને આ મહર્ષિ પામ્યા છે, મહર્ષિ એટલા માટે કહ્યા કે તે પ્રભુએ ઉગ્રતપવડે દેહને તપાવી અશેષકર્મ તે જ્ઞાનાવરણ વિગેરે આઠે કર્મને દૂર કરી વિશિષ્ટજ્ઞાન દર્શન શીલને ક્ષાયિકભાવમાં મેળવી ઉપર બતાવેલ સિદ્ધિગતિ એ પહોંચ્યા છે. ॥ સૂ-૧૭ ॥
વળી દૃષ્ટાંતદ્વારા પ્રભુની સ્તુતિ કરે છે.

**रुक्खेसु णाते जह सामली वा, जस्सि रतिं वेययती सुवन्ना।**
**वणेसु वा णंदणमाहु सेट्ठं, नाणेण सोलेण य भूतिपन्ने ॥सू.१८॥**

વૃક્ષોમાં જેમ દેવકુરૂમાં રહેલ શાલ્મલીવૃક્ષ છે, તે ભુવનપતિ દેવોને ક્રીડાનું સ્થાન છે. જ્યાં આગળ આવીને સુપર્ણ જાતિના ભુવનપતિ દેવો રમવાનો આનંદ મેળવે છે. વળી વનોમાં જેમ નંદનવન દેવોને ક્રીડાનું સ્થાન છે, તેમ મહાવીર પ્રભુ સમસ્ત પદાર્થોનું પ્રકાશક કેવળજ્ઞાનવડે અને શીલ તે યથાખ્યાત ચારિત્ર વડે પ્રધાન છે, અને ભૂતિપ્રજ્ઞ તે પ્રવૃદ્ધજ્ઞાનવાળા છે. ॥ ૧૮ ॥

**थणियं व सद्दाण अणुत्तरे उ, चंदो व ताराण महाणुभावे।**
**गंधेसु वा चंदणमाहु सेट्ठं, एवं मुणीणं अपडिन्नमाहु ॥सू. १९॥**

જેમ શબ્દોમાં શ્રેષ્ટ અવાજ મેઘનું ગાજવું છે, તું વિશેષણ માટે કે સમુચ્ચયના માટે છે; જેમ તારા નક્ષત્રમાં

ચંદ્રમા મહાન અનુભાવવાળો તે બધા માણસોને નિવૃત્તિ આપનાર કાન્તિવડે મનોરમ લાગે છે, જેમ ઉત્તમ સુગંધી વાળી વસ્તુઓમાં ગોશીર્ષચંદન અથવા મલયદેશનું ચંદન તેને ઓળખનારા વિદ્વાનો શ્રેષ્ઠ કહે છે; તેમ મહર્ષિઓમાં પ્રભુને શ્રેષ્ઠ માનેછે. કારણ કે પ્રભુની પ્રતિજ્ઞા આ લોક પરલોકમાં સુખની વાંછનારી નહોતી, તેથી તેમને અપ્રતિજ્ઞ (નિરાકાંક્ષી) કહે છે. ॥ ૧૯ ॥

जहा सयंभू उदहोण सेट्ठे, नागेसु वा धरणिंद माहुसेट्ठे ॥
खोओदए वा रस वेजयंते, तवोवहाणे मुणिवेजयंते ॥ सू.२०॥

સ્વયં-(પોતાની મેળે) ઇચ્છિતરૂપ બનાવે તેથી તે સ્વયંભૂ કહેવાય તે દેવો છે, તેઓ જે સમુદ્રમાં ક્રીડા કરવા જાય છે તે સ્વયંભુરમણ સમુદ્ર છે. તે બધા સમુદ્રો તથા દ્વીપોથી છેડે પ્રધાન છે; તથા નાગકુમાર નામના ભુવનપતિ દેવોમાં ધરણેંદ્ર શ્રેષ્ઠ છે. તથા ઇક્ષુના રસ જેવા પાણીનો સમુદ્ર તે ઈક્ષુરસોદક છે, તે પોતાના રસના લીધે વૈજયંત (પ્રધાન) છે; એટલે પોતાના ગુણોને લીધે બીજા સમુદ્રોમાં પતાકાની માફક ઉપર રહેલ છે, તે પ્રમાણે તપઉપધાન તે વિશિષ્ટ તપવડે ત્રણ જગતની અવસ્થા માનનાર મુનિ મહાવીર પ્રભુ વૈજયંત (પ્રધાન) છે, અર્થાત્ મહા તપવડે બધા લોકના ઉપર ધ્વજા માફક ઉંચે રહેલા છે. ॥ ૨૦ ॥

हत्थीसु एरावणमाहु णाए, सीहो मिगाणं सलिलाण गंगा।
पक्खीसु वा गरुले वेणुदेवो, निव्वाण वादीणिह णायपुत्ते॥सू.२१॥

જેમ ઉત્તમ હાથીઓમાં શક્રેંદ્રનું વાહન ઐરાવણ હાથી પ્રસિદ્ધ દ્દષ્ટાંતભૂત છે. અથવા પ્રધાન તરીકે તેને જાણનારા કહે છે; જેમ મૃગોમધ્યે સિંહકેસરી પ્રધાન છે, તથા ભરતક્ષેત્રની અપેક્ષાએ ગંગા નદીનું પાણી બીજાં પાણી કરતાં શ્રેષ્ટ ગણાય છે. પક્ષીઓમાં ગરૂડ જેનું બીજું નામ વેણુદેવ છે, તે પ્રધાનપણે છે. એ પ્રમાણે સિદ્ધિક્ષેત્ર જે નિર્વાણ મોક્ષ અથવા બધાં કર્મો ક્ષય થવારૂપે છે, તેનું સ્વરૂપ બતાવનાર અથવા તે મેળવવાનો ઉપાય બતાવનારામાં મહાવીર પ્રભુ જ્ઞાત જાતિના ક્ષત્રિયોના પુત્ર મુખ્ય છે. કારણ કે યથાવસ્થિત નિર્વાણપદાર્થના બતાવનાર તેઓ છે. ॥ ૨૧ ॥

जोहेसु णाए जह वीससेणे, पुप्फेसु वा जह अरविंदमाहु।
खत्तीण सेट्ठे जह दंतवक्के, इसीण सेट्ठे तह वद्धमाणे ॥सू.२२॥

રણસંગ્રામમાં લડનાર યોદ્ધાઓમાં જેમ વિશ્વ (સંપૂર્ણ) સેન તે હાથી ઘોડા રથ પદાતિ ચતુરંગ બળયુત ચક્રવર્ત્તી છે, તે દ્દષ્ટાંતભૂત છે, તથા ફૂલોમાં જેમ અરવિંદ ( કમળ ) છે, તથા દુષ્ટોના મારથી બચાવનાર ક્ષત્રિયો છે તેમાં દાંત (ઉપશાંત ) થયા છે જેના વાકયવડે શત્રુઓ તે દાંતવાકય ચક્રવર્ત્તી છે, તે શ્રેષ્ટ છે. આ પ્રમાણે ઘણાં પ્રશસ્ત દ્દષ્ટાંતો

બતાવીને હવે પ્રભુને તેમના નામપૂર્વક પ્રશંસવા કહે છે, કે તેજ પ્રમાણે રૂષિઓ મધ્યે શ્રીમાન્ વર્ધમાનસ્વામી શ્રેષ્ટ છે.

**दाणाण सेट्ठं अभयप्पयाणं, सच्चेसु वा अणवज्जं वयंति ।**
**तवेसु वा उत्तम बंभचेरं, लोगुत्तमे समणे नायपुते ॥ सू.२३ ॥**

વળી પોતાના અને પારકાના અનુગ્રહ માટે યાચકોને (ખપવાળાને) જે અપાય તે દાન અનેક પ્રકારનું છે. તે બધામાં જીવિતના અર્થી જીવોમાં રક્ષણ આપનાર હોવાથી અભયદાન શ્રેષ્ટ છે. તેજ કહ્યું છે.

**दीयते म्रियमाणस्य, कोटिं जीवितमेव वा ।**
**धनकोटिं न गृहणीयात् सर्वो जीवितुमिच्छति ॥ १ ॥**

મરનાર મનુષ્યને કોઇ કરોડ રૂપિયા આપે, અને બીજો જીવિત આપે, તે વખતે મરનારો ક્રોડ રૂપિયા નહીં માગે, પણ જીવિત વાંછશે. આ વિષય ગોવાળીયા આ બાળકો સુધાં પણ સહેલાઈથી સમજે, માટે અભયદાનનું પ્રધાનપણું બતાવવા કથા કહે છે.

વસંતપુર નગરમાં અરિદમન નામનો રાજા હતો, તે કોઇ વખતે વાતાયન ( ઝરૂખા ) માં ચારે સ્રીઓ સાથે ક્રીડા કરી રહેલો છે. કોઈ વખતે જેને રાતા કણવીર (કણેર) ની ફૂલની માળાઓ માથાઉપર લટકાવી છે, રાતા ચંદનવડે શરીર ઉપર લેપ કર્યો છે. મોઢા

આગળ મારવાના કારણની ડાંટી પીટાતા ને લઈ જવાના રાજમાર્ગે લઈ જવાય છે, તેવા ચોરને રાણીઓ સહિત રાજાએ દેખ્યો, તે દેખતાં રાણીઓએ પૂછયું કે આ ચોરે શું અપરાધ કર્યો છે ? તેમની આગળ એક રાજપુરૂષે કહ્યું કે એણે કોઈની ચોરી કરી એ રાજવિરૂદ્ધ કૃત્ય કર્યું છે, તેથી એક રાણીએ રાજાને કહ્યું, પૂર્વે આપે મને વર આપ્યો છે, તે મને આજ આપો, કે જેથી હું તેને કાંઇ ઉપકાર કરૂં, રાજાએ હા પાડી, પછી રાજાની આજ્ઞા લઈને તે રાણીએ તે પુરૂષને સ્નાન વિગેરે કરાવી દાગીના પહેરાવી હજાર સુવર્ણ મોહરોના ખર્ચે પાંચે પ્રકારના સુંદર શબ્દ વિગેરેના વિષયોથી એક દિવસસુધી આનંદ પમાડયો. બીજે દિવસે તેજ પ્રમાણે બીજી રાણીએ એક લાખ સુવર્ણ મોહરોના ખર્ચે આનંદ પમાડયો, ત્રીજે દિવસે ત્રીજી રાણીએ કરોડ સુવર્ણ મોહરોથી સત્કાર કર્યો, ચોથી રાણીએ રાજાની આજ્ઞા લઈ અભયદાન આપીને મરણથી બચાવ્યો. તેથી ત્રણ રાણીઓએ ચોથીને હસીને કહ્યું કે તેં કંઇ પણ આપ્યું નથી ! આ પ્રમાણે માંહોમાંહે એક બીજીએ પોતાના મોટા ઉપકારની વાતો કહી ને વિવાદ કર્યો, તેથી ઝગડો પતાવવા રાજાએ ચોરને બોલાવી પૂછયું કે તને કોણે વધારે ઉપકાર કર્યો ? તેણે કહ્યું ! હે મહારાજ ! મરણના મહા-ભયને લીધે મેં ડરેલાએ તે સમયે સ્નાન વિગેરેનું કશું સુખ જાણ્યું નહોતું; પણ અભયદાન સાંભળતાં નવો જન્મ મને

મળ્યો છે, એમ આત્મામાં આનંદ માનું છું. આથી સિદ્ધ થયું કે સર્વ દાનોમાં અભયદાન શ્રેષ્ઠ છે. તથા સત્ય વાક્યોમાં પરને પીડા ન આપે તેવું નિર્દોષવચન શ્રેષ્ટ છે. પણ પરને પીડા કરે તે સત્યવચન નથી, કારણકે સત્પુરૂષોનું હિત કરે તે સત્ય છે. તેજ કહ્યું છે.

लोकेऽपि श्रुतये वादो, यथा सत्येन कौशिकः ॥
पतितो वधयुक्तेन, नरके तीव्रवेदने ॥ १ ॥

લૌકિકમાં પણ સંભળાય છે કે કૌશિક નામનો કોઈ ( અનુચિતરીતે ) સત્ય બોલવા જતાં આલોકમાં બુરા હાલે મરણ પામી નરકમાં ગયો છે. વળી સૂત્રમાં પણ કહ્યું છે.

तहेव काणं काणत्ति, पंडगं पंडगत्ति वा ।
वाहियं वावि रोगित्ति, तेणं चोरोत्ति नो वदे ॥ १ ॥

કાણા ને કાણો ન કહેવો, પંડકને પંડક ન કહેવો, રોગીને રોગીયો ન કહેવો, ચોરને ચોર ન કહેવો, કારણ કે તેથી તેને અપ્રીતિ થાય છે, ( જરૂર પડતાં વિવેકથી પૂછવું અથવા રાજાના અધિકારીને યોગ્યકારણે કહેવું પડે તો પણ વિવેકથી બોલવું ) તેથી નિર્દોષ સત્ય તેજ શ્રેષ્ટ છે. વળી તપમાં ઉત્તમ નવવિધ ગુપ્તિસહિત બ્રહ્મચર્ય છે. તેવીજ રીતે સર્વ લોકોથી ઉત્તમ રૂપ સંપદા અને સર્વ અતિશયયુક્ત શક્તિ અને ક્ષાયિક જ્ઞાન દર્શન તથા શીલ વડે ભગવાન મહાવીર સાધુઓમાં શ્રેષ્ટ છે. ॥ ૨૩ ॥

**ठिईण सेट्ठा लवसत्तमा वा, सभा सुहम्मा व सभाणसेट्ठा ।**
**निव्वाणसेट्ठा जह सव्वधम्मा, ण णायपुत्ता परमत्थि नाणी ।सू.२४।**

સર્વ સ્થિતિઓમાં જેમ લવસત્તમ છે, એટલે તે પાંચમા અનુત્તર સર્વાર્થસિદ્ધ વિમાનવાસી દેવો સર્વેથી વધારે સ્થિતિવાળા પ્રધાન છે, જો તેમને મનુષ્યજન્મમાં ધર્મ આરાધતાં સાત લવ જેટલો કાળ વધારે આયુ હોત, તો તેઓ કેવળજ્ઞાન પામી મોક્ષમાં જાત, તેથી તેઓ લવસત્તમ કહેવાય છે. વળી પર્ષદાઓમાં સૌધર્મઇંદ્રની પર્ષદા શ્રેષ્ઠ છે, કારણકે ત્યાં અનેક ક્રોડાનાં સ્થાનો છે. વળી સવ ધર્મો મોક્ષથી પ્રધાન છે, કારણ કે જૈનેતર પણ પોતાના દર્શન (મંતવ્ય) નું ફળ મોક્ષ બતાવે છે. તેવીજ રીતે શ્રી વર્ધમાનસ્વામીનું કેવળજ્ઞાન છે, તેનાથી બીજું કોઈ અન્યવિજ્ઞાન નથી, અર્થાત્ સર્વથાજ ભગવાન મહાવીર બીજા જ્ઞાનીઓથી અધિક જ્ઞાનવાળા છે ॥ ૨૪ ॥

**पुढोवमे धुणइ विगयगेही, न सण्णिहिं कुव्वति आसुपन्ने ।**
**तरिउं समुद्दं व महाभवोघं, अभयंकरे वीर अणंतचक्खू ।।२५।।**

વળી તે ભગવાન મહાવીર પૃથ્વી જેમ સર્વ સત્ત્વોના આધારરૂપે છે, તેમ તેઓશ્રી સર્વે જીવોને અભયદાન દેવાથી અથવા સદુપદેશ દેવાથી સત્ત્વાધાર છે. અથવા પૃથ્વી જેમ બધા ફરશોને સહે છે, તેમ પ્રભૂ પણ બધા પરિસહ ઉપસર્ગોને સમતાથી સહે છે, તથા આઠે પ્રકારના

કર્મોને ધુએ છે. ( કર્મ શબ્દ અધ્યાહાર છે ) તે પ્રમાણે ભગવાનને બાહ્ય અભ્યંતર ગૃદ્ધપણું ન હોવાથી વિગયગેહી ( વિગતગૃદ્ધિ ) છે, તેજ પ્રમાણે પાસે રાખવું તે સંનિધિ છે, તેમાં દ્રવ્યસંનિધિધન ધાન્ય હિરણ્ય બેપગાં ચોપગાંરૂપ પરિગ્રહ છે, અને ભાવસંનિધિ તે માયા અથવા ક્રોધ વિગેરે કષાયો છે, તે બંનેનો પણ પ્રભુએ સંનિધિ (સંગ્રહ) રાખ્યો નથી; તથા પ્રભુ હંમેશાં ઉપયોગ રાખતા હોવાથી આશુપ્રજ્ઞ છે, પણ છદ્મસ્થ માફક વિચારીને બોલતા નથી, એવા ઉત્તમ પ્રભુ સમુદ્ર તરવા માફક અપાર ચાર ગતિ રૂપ મહાભવ-ઓઘ જે બહુ વ્યસનોથી ભરેલ છે, તેને તરીને સર્વોત્તમ નિર્વાણને પામ્યા છે. ફરી વિશેષથી કહે છે, કે ભગવાન પોતે તથા બીજાને ઉપદેશ આપાંને પ્રાણીઓના રક્ષારૂપ અભયદાન આપે તેથી અભયંકર છે. તથા આઠે પ્રકારના કર્મોને વિશેષથી પ્રેરે માટે વીર છે. તથા જ્ઞેયપદાર્થો અનંત હોવાથી તથા જ્ઞાન નિત્ય રહેવાથી અનંત છે, તેવું ચક્ષુ માફક કેવળજ્ઞાન ધરાવતા હોવાથી અનંતચક્ષુ છે. ॥ ૨૫ ॥

**कोहं च माणं च तहेव मायं, लोभं चउत्थं अज्झत्थदोसा ।**
**एआणि वंता अरहा महेसी, ण कुवई पाव ण कारवेइ ॥२६॥**

નિદાનના ઉચ્છેદથી નિદાનીનો ઉચ્છેદ થાય છે, અન્યાયે સંસારસ્થિતિનું મૂળ ક્રોધાદિ કષાયો છે. એથી અધ્યાત્મ ( અંદર રહેલા ) ક્રોધાદિ ચારે કષાયોને સર્વથા છોડીને

તે પ્રભુ તીર્થંકર થયા, તથા મહર્ષિ થયા, કારણ કે અધ્યાત્મદોષો જેના દૂર થાય, તેજ ખરીરીતે મહર્ષિ છે, પણ બીજી રીતે નથી; તથા પોતે સ્વયં પાપ કરતા નથી, તેમ બીજા જીવો પાસે પણ કરાવતા નથી. ॥ સૂ.-૨૬ ॥

**किरियाकिरियं वेणइयाणुवायं, अण्णाणियाणं पडियच्चठाणं । से सव्ववायं इति वेयइत्ता, उवट्ठिए संजमदीहरायं ॥ सू. २७ ॥**

તે ભગવાન મહાવીરે ક્રિયાવાદી અક્રિયાવાદી વૈનયિક અને અજ્ઞાનીઓના પક્ષ ( મંતવ્ય ) ને બતાવ્યો છે, અથવા જેમાં સ્થિરતા થાય તે દુર્ગતિમાં ગમન વિગેરે ચાર ગતિરૂપ સ્થાન છે, તેને સમ્યક્પ્રકારે જાણીને બતાવેલ છે, જેનું સ્વરૂપ આગળ જતાં ટુંકાણમાં કહીશું, અહીં થોડામાં બતાવીએ છીએ.

## ક્રિયાવાદી વિગેરેનું વર્ણન.

પરલોકના હિત માટે ક્રિયાજ પ્રધાન છે, એવું જે માને તે ક્રિયાવાદી છે. કારણકે તેઓનો આ મત છે કે દીક્ષાથીજ એટલે દીક્ષાની ક્રિયા કરવાથી મોક્ષ થાય છે. અને અક્રિયાવાદી તો જ્ઞાનવાદી છે. એટલે તેઓનું કહેવું આ છે કે યથાવસ્થિત વસ્તુનું પરિજ્ઞાન થવાથીજ મોક્ષ છે. તેજ તેઓ કહે છે.

पंचविंशतितत्त्वज्ञो यत्र तत्राश्रमे रतः ॥
शिखी मुंडी जटी वापि, सिद्ध्यते नात्र संशयः ॥ १ ॥

૨૫ તત્ત્વો શાસ્ત્રકારે બતાવ્યાં છે, તેને જાણનારો ગમે તે આશ્રમમાં રહ્યો હોય, પછી તે ચોટી રાખનારો હોય, માથું મુંડાવનારો કે જટા ધારનારો હોય, તોપણ તે જરૂર મોક્ષમાં જશે.

તથા વિનયથીજ મોક્ષ માનનારા તે ગોશાળાના મતને માનનારા વિનયથી વિચરે માટે વૈનયિક છે. તથા કેટલાક વાદીઓ આલોક પરલોકના હિત માટે અજ્ઞાનજ સારૂં છે, એમ માનનારા અજ્ઞાનિક છે. આ પ્રમાણે તેમનું મંતવ્ય પોતાના નિર્મળ બોધવડે જાણીને વીરવર્ધમાન સ્વામીએ બીજા પણ અન્યમતાવલંબી બૌદ્ધાદિકને તથા જે કંઇ સંસારમાં વાદ છે, તેને જાણીને બીજા સત્ત્વોને યથાવસ્થિત તત્ત્વ ઉપદેશવડે બોધ આપીને પોતે પણ સંયમનાં અનુષ્ઠાન સારીરીતે પાળ્યાં છે. પણ બીજા બોલે, છતાં પાળવામાં તૈયાર થતા નથી, તેજ કહે છે.

**यथा परेषां कथका विदग्धाः, शास्त्राणि कृत्वा लघुतामुपेताः।**
**शिष्यैरनुज्ञामलिनोपचारैर्वक्तृत्वदोषास्त्वयि ते नसंति ॥ १ ॥**

વીતરાગની સ્તુતિ કરતાં જૈનાચાર્ય કહે છે. હે પ્રભો ! તમારામાં તે બોલવાના દોષો નથી કે જે અન્યમાં છે, કે તેઓ અન્યપુરૂષોને ઉપદેશ દેવામાં બહુ કુશળ છે. તેથી શાસ્ત્રો રચીને લઘુતા પામ્યા છે. કારણકે તેઓ અનુજ્ઞાનામલિન ઉપચારવાળા શિષ્યોથી યુક્ત છે. અર્થાત્ તેઓ જે

કંઇ બીજાને ઉપદેશ આપે છે, તેવું તે સમ્યગ્વર્ત્તન રાખતા નથી; પણ તમે તો ' દીર્ઘરાત્ર ' તે આખી જીંદગી સુધી સંયમસ્થાનવડે વિચર્યા છો. ॥ ૨૭ ॥

**से वारिया इत्थी सराइभत्तं, उवहाणवं दुक्खखयट्ठयाए ।**
**लोगं विदित्ता आरं परं च, सव्वं पभू वारिय सव्ववारं ॥२८॥**

વળી તે પ્રભૂએ સ્ત્રીપરિભોગ (મૈથુન) તથા રાત્રિભોજન પણ સાથે ત્યાગીને તથા ઉપલક્ષણથી બીજાં પણ પ્રાણાતિપાત વિગેરે પાપો ત્યાગીને ઉપધાન તે તપ છે, તેને પોતે આદર્યો, માટે ઉપધાનવાન છે. અર્થાત્ કાયાને તપવડે તપાવી છે.

પ્ર૦—શા માટે

ઉ૦—દુઃખવે માટે દુઃખ છે, તે આઠ પ્રકારનાં કર્મો છે, તેનો ક્ષય કરવા માટે.

વળી લોકને જાણીને તથા આલોક પરલોક અથવા આર તે મનુષ્યલોક, પાર તે નારક આદિ છે, તેનું સ્વરૂપ તથા તે કેવીરીતે મળે છે, તેના હેતુઓ જાણીને તેને નિવારવાના ઉપાયો ઘણીરીતે બતાવ્યા છે. તેનો સાર આ છે, કે અઢારે પાપસ્થાન પ્રાણાતિપાત વિગેરે છે, તેનો પોતે નિષેધ વિગેરે જાતે કરીને બીજાઓને પણ પાપથી અટકાવ્યા છે. કારણ કે પોતે જયાં સુધી ન અટકે, ત્યાં સુધી બીજાને પાપથી અટકાવવા સમર્થ ન થાય. તેજ કહ્યું છે.

ब्रुवाणोऽपि न्याय्यं स्ववचनविरुद्धं व्यवहरन्,
परान्नालं कश्चिद्दमयितुमदान्तः स्वयमिति ।
भवान्निश्चित्यैवं मनसि जगदाधाय सकलं,
स्वमात्मानं तावद्दमयितुंमदान्तं व्यवसितः ॥ १ ॥

ન્યાયનું વચન બોલવા છતાં પણ પોતાના બોલવાથી વિરૂદ્ધ વર્ત્તન કરતો પોતાની ઇંદ્રિયોને દમન ન કરવાથી પારકાને દમન કરવા સમર્થ થતો નથી; હે ભગવન ! એવો તમે મનમાં નિશ્ચય કરીને પોતાના અદાંત આત્માને સંપૂર્ણ રીતે દમન કરવા માટે ઉદ્યમ કરી રહ્યા હતા ! વળી

तित्थयरो चउनाणी, सुरमहिओ सिज्झियव्वयधूयंमि ।
अणिगूहियबलविरओ, सव्वत्थामेसु उज्जमइ ॥ १ ॥

તીર્થંકર દીક્ષા લેતી વખતે ચારજ્ઞાનવાળા થાય છે, દેવતાઓ પૂજે છે, જ્ઞાનથી જાણે છે કે નિશ્ચયથી મોક્ષમાં જવું છે, તોપણ પોતાનું બળ છુપાવ્યાવિના બધીરીતે તપ કરવામાં ઉદ્યમવાળા થાય છે. ॥ સૂ–૨૮ ॥

सोच्चा य धम्मं अरहंतभासियं, समाहितं अट्ठपदोवसुद्धं ।
तं सद्दहाणा य जणा अणाऊ, इंदाव देवाहिव आगमिस्संति
॥ सू. २९ ॥ त्तिबेमि ( गाथाग्रं. ३९० ) इति श्री वीरथुती नाम छट्टमअज्झयणं समत्तं ॥

આ પ્રમાણે સુધર્માસ્વામી વીરપ્રભુના ગુણો પોતાના શિષ્યોને કહીને કહે છે, કે આ પ્રમાણે દુર્ગતિને ધારવાથી

ધર્મ છે, તે તે શ્રુત ચારિત્ર એવા બે ભેદે અર્હંતોએ કહ્યો છે, તે ધર્મમાં સમ્યગ્રીતે પદાર્થ સ્વરૂપની યુક્તિઓ અથવા હેતુઓવડે ઉપશુદ્ધ (નિર્મળ) છે. યુક્તિ તથા હેતુઓથી સહિત છે. અથવા અભિધેયપદોવડે તથા વાચક શબ્દોવડે નિર્દોષ એવો અરિહંતપ્રભુનો ધર્મ સાંભળી તેમાં શ્રદ્ધા કરનારા તથા તે પ્રમાણે વર્ત્તનારા લોકો અનાયુ તે આયુકર્મ દૂર થવાથી સિદ્ધ થાય છે, અને તેમનો મહિમા કરવા આયુષ્ય તે આયુષ્યવાળા ઈંદ્ર વિગેરે દેવોના સ્વામીઓ આવે છે. આ પ્રમાણે પ્રભુ પાસે જે મેં સાંભળ્યું તે તમોને કહ્યું છે.

વીરસ્તવ નામનું છઠ્ઠું અધ્યયન સમાપ્ત થયું.

---

## કુશીલ પરિભાષા નામનું સાતમું અધ્યયન.

છઠ્ઠું અધ્યયન કહીને હવે સાતમું કહે છે. તેનો આ પ્રમાણે સંબંધ છે, કે ગયા અધ્યયનમાં મહાવીરપ્રભુના ગુણો પ્રશંસવાથી સુશીલની પરિભાષા (વર્ણન) કહી, અને હવે તેનાથી ઉલટા કુશીલોનું વર્ણન કરે છે, આ સંબંધે આવેલા આ અધ્યયનનાં ચાર અનુયોગદ્વારો કહેવાં, તેમાં ઉપક્રમમાં રહેલો અર્થાધિકાર આ પ્રમાણે છે. કુશીલ તે પરતીર્થિક અથવા પાર્શ્વસ્થા અને અશીલ તે ગૃહસ્થો છે, તેમનું વર્ણન કરીએ છીએ. એટલે તેમનાં સંસારી કૃત્યો

તથા તેનો વિપાક ભોગવતા દુર્ગતિમાં ગમન થાય છે, તે બતાવે છે. અને તેના વિપર્યયરૂપ કોઇ અંશે સુશીલનું પણ વર્ણન છે. નિક્ષેપ ત્રણ પ્રકારે છે. ઓઘ, નામ, સૂત્રાલાપક તેમાં ઓઘમાં અધ્યયન, નામનિષ્પન્નમાં કુશીલપરિભાષા, તેના અધિકારેજ નિર્યુક્તિકાર કહે છે.

सोले चउक्क दव्वे, पाउरणाभरणभोयणादोसु ।
भावे उ ओहसीलं अभिक्खमासेवणाचेव ॥ नि. ८६ ॥

પ્રથમ શીલના નિક્ષેપા કરે છે. તેનો ચાર પ્રકારે નિક્ષેપો છે. તેમાં નામસ્થાપના સુગમને છોડી દ્રવ્યશીલ પ્રાવરણ, આભરણ, તથા ભોજન વિગેરેમાં જાણવું. તેનો આ અર્થ છે, કે જે કોઇ ફળની અપેક્ષા રાખ્યાવિના તેના સ્વભાવથીજ ક્રિયામાં પ્રવર્ત્તે છે, તે તેનું શીલ છે. તેમાં અહીં પ્રાવરણશીલ, તે પ્રાવરણના પ્રયોજનના અભાવમાં પણ તેના શીલ ( આદત )થી પ્રાવરણ સ્વભાવવાળો ( અંગપર ચાદર વિગેરે ઓઢી રાખે ) છે, અથવા તેનું ધ્યાન વારંવાર પ્રાવરણમાંજ રહે તે, એ પ્રમાણે આભરણ ભોજન વિગેરેમાં પણ સમજી લેવું. અથવા જે ચેતન અચેતન વસ્તુનો જે સ્વભાવ તે દ્રવ્યશીલ છે, ( જેમકે મરચાનો સ્વભાવ તીખો, સાકરનો મીઠો, અને ગધેડાનો ભુંકવાનો, કુતરાનો ભસવાનો, એ દ્રવ્યશીલ જાણવું. )

## ભાવશીલનું વર્ણન.

તે બે ભેદે છે. ઓઘશીલ તથા આભીક્ષ્ણ્ય સેવનાશીલ છે, તેમાં પ્રથમ ઓઘશીલનું વિવરણ કરે છે.

**ओहे सीलं विरतो विरयाविरई य अविरती असीलं।**
**धम्मे णाणतवादी अपसत्थ अहम्मकोवादी ॥ नि. ८७ ॥**

ઓઘ તે સામાન્ય અથવા સામાન્યથી સાવદ્યયોગથી વિરત થએલો ( સાધુ ) અથવા વિરત અવિરત ( વ્રતધારી શ્રાવક) શીલવાન કહેવાય છે. તેથી ઉલટો હોય તે અશીલવાન કહેવાય છે.

આભીક્ષ્ણ્યસેવા તે અનવરત ( વારંવાર ) સેવનામાં જેનું શીલ હોય છે, જેમકે ધર્મવિષયમાં પ્રશસ્તશીલ તે વારંવાર અપૂર્વજ્ઞાન મેળવવા કે વિશિષ્ટતપ કરવાની ઇચ્છા હોય છે. આદિ શબ્દથી જાણવું કે નવા નવા ( ઈંદ્રિય દમનના ) અભિગ્રહ વિગેરે કરે.

અપ્રશસ્ત ભાવશીલ તે અધર્મમાં બાહ્ય પ્રવૃત્તિ કરવી, અથવા અંતઃકરણમાં ક્રોધાદિની પ્રવૃત્તિ કરવી. આદિ શબ્દથી જાણવું કે બીજા કષાયો તથા ચોરી ખોટું કલંક કલહ વિગેરે કરે.

હવે કુશીલપરિભાષા નામના અધ્યયનની ખરી વિચારણા ( અન્વર્થતા ) કહે છે.

परिभासिया कुसीला य, एत्थ जावंति अविरता केई ॥
सुत्ति पसंसा सुद्धो कुत्ति दुगुंछा अपरिसुद्धो ॥ नि. ८८ ॥

પરિ ( સર્વથા ) ભાષિતા ( બતાવ્યા ) કુત્સિત ( ખરાબ ) શીલવાળા તે કુશીલ પરતીર્થિંઓ છે, અને પાર્શ્વસ્થા વિગેરે છે.

ગાથામાં ચ શબ્દ છે તેથી જાણવું કે જે કોઈ અવિરત છે, તે બધાનું વર્ણન આ અધ્યયનમાં છે, તેથી તે કુશીલ પરિભાષા એવું નામ છે.

પ્ર૦—કુશીલ તે અશુદ્ધ કેવી રીતે ગણો છો?

ઉ૦—સુ-ઉપસર્ગ પ્રશંસા કે શુદ્ધના વિષયમાં છે, જેમ કે સુરાજ્ય સુધારો. તેમજ કુઉપસર્ગ પણ જુગુપ્સા કે અશુદ્ધના અર્થમાં વર્ત્તે છે, જેમકે કુતીર્થ કુગ્રામ કુધારો કુચાલ વિગેરે છે.

પ્ર૦—જો ખરાબ ચાલના તેજ કુશીલ કહેતા હોતો પરતીર્થિંક તથા પાર્શ્વસ્થા વિગેરે કેવી રીતે કુશીલ છે? ઉ૦—તે કહે છે.

अफासुयपडिसेविय, णामं भुज्जो य सीलवादी य ।
फासुं वयंति सीलं, अफासुया मो अभुंजंता ॥ नि. ८९ ॥

આ શીલ શબ્દ તેના સ્વભાવના અર્થમાં છે; જેમકે કોઈ ફળનિરપેક્ષ આભરણ વિગેરેની ક્રિયામાં પ્રવર્ત્તે છે, તે ઉપર દ્રવ્યશીલપણે બતાવેલ છે. તેમજ ઉપશમ પ્રધાન

ચારિત્રમાં પણ છે, તેજ કહે છે; તે ઉપશમગુણથી પ્રધાન આશીલવાન તપસ્વી છે. તેથી ઉલટો હોય તો કહે છે કે આ દુઃશીલ છે. આ બંને ભાવ શીલપણે લીધા છે. અને અહીં સાધુઓને ધ્યાન અધ્યયન વિગેરે કે ધર્મના આધારરૂપ શરીરને પાળવા ગોચરી લાવવી, તે સિવાય બીજો કોઇપણ વ્યાપાર તેને નથી, તે આશ્રયીનેજ અહીં સુશીલપણું કે દુઃશીલપણું ચિંતવીએ છીએ, તેમાં કુતીર્થિક પાર્શ્વસ્થ વિગેરે અપ્રાસુક (સચિત) વાપરનાર હોવાથી અપ્રાસુક પ્રતિસેવી છે, આવી રીતે કુશીલ હોવા છતાં પોતે ધૃષ્ટતાથી પોતાને શીલવાળો માની શીલવાદી કહેવરાવે છે. (તે ધૃષ્ટતા છે).

પ્ર૦—શા માટે?

ઉ૦–કારણ કે અચેતનશીલ છે. અર્થાત જે કોઈ પ્રાસુક તથા ઉદગમ આદિ દોષરહિત આહાર વાપરે તેને વિદ્વાનો શીલવંત કહે છે. જેમકે સાધુઓ પ્રાસુક ઉદગમ આદિ દોષી આહારને મળવા છતાં ત્યાગવાથી તે શીલવંત ગણાય છે. પણ તે સિવાયના નહિ. એમ નક્કી થયું. મો શબ્દ અવધારણના અર્થમાં છે. અપ્રાસુક ખાવું તે કુશીલપણું છે, તે દષ્ટાંત દ્વારા બતાવે છે.

**जह णाम गोयमा, चंडीदेवगा वारिभद्दगा चेव।**
**जे अग्गिहोत्तवादी, जलसों जे य इच्छंति ॥ नि.९० ॥**

જેમ ગૌતમ તે નાનો બળધીયો શીખવી રાખેલો હોય તેને લઇને ધાન્ય વિગેરેની યાચના. કરતા ઘેર ઘેર જે ભટકે છે, તે ગોવતિક કહેવાય છે. તથા ચંડીદેવગ તે ચક્ર ધર પ્રાયે છે, એ પ્રમાણે વારિભદ્રક તે અપ (પાણી) ભક્ષક છે, અથવા શૈવલ ખાનારા નિત્ય સ્નાન કરવું પગધોવા વિગેરેમાં રત હોય છે, તે તથા જે કોઈ બીજા અગ્નિહોત્ર વિગેરેથી સ્વર્ગ ગમન માને છે, તથા જે કોઇ ભાગવતમત વિગેરેના વારંવાર જળશૌચ (સ્નાન) ઇચ્છે છે, તે બધા અપ્રાસુક આહાર ખાવાથી કુશીલ છે, અને જે કોઈ જૈનમતના પાર્શ્વસ્થા વિગેરે ઉદગમ આદિ અશુદ્ધ આહાર વાપરે છે, તેપણ કુશીલ છે, એમ જાણવું.

આ પ્રમાણે નામનિક્ષેપો કહી બતાવ્યો, હવે સૂત્રાલાપક નિષ્પન્ન નિક્ષેપામાં અસ્ખલિતાદિ ગુણયુક્ત સૂત્ર ઉચ્ચારવું, તે કહે છે.

**पुढवी य आऊ अगणी य वाऊ, तण रुक्ख बीया य तसाय पाणा।**
**जेअंडयाजेयजराउपाणा, संसेययाजेरसयाभिहाणा ॥ सू. १ ॥**

પૃથ્વી તે પૃથ્વીકાયિક જીવો છે (ચ કારથી તેના અનેક ભેદો છે એમ જાણવું) તેના ભેદો બતાવે છે. પૃથ્વીકાય સૂક્ષ્મ બાદર બે ભેદે છે તે દરેક પર્યાપ્ત અપર્યાપ્ત એમ બે ભેદે છે. એ પ્રમાણે અપ્કાયિક ( પાણીના જીવો ) અગ્નિના જીવો તથા વાયુના જીવો પણ જાણવા. હવે વનસ્પતિકાયના ભેદો

બતાવે છે. તૃણ કે કુશ વિગેરેનું ઘાસ છે, ઝાડ તે પીપળો વિગેરે છે, બીજ તે કમોદ વિગેરે છે. એ પ્રમાણે વેલો ગુલ્મ વિગેરે પણ વનસ્પતિકાયના જીવોના ભેદો છે, તથા ત્રાસ પામનારા ત્રસજીવો બેઇંદ્રિય વિગેરે છે. તથા પ્રાણ તેને ધારનારા પ્રાણીઓ છે. અને જે ઇંડામાંથી જન્મે તે અંડજ છે, તે શકુનિ ( પક્ષી ) સાપ વિગેરે છે. અને જે જરાયુજ છે તે જંબાળ ( ) થી વીંટાયલા જન્મે છે, તે ગાય ભેંસ ઘેટાં બકરાં માણસ વિગેરે છે ( તેને જન્મતાં શરીરઉપર પાતળું પડ હોય છે તે જરાયુ કહેવાય છે ) તથા સંસ્વેદજ તે પરસેવા વિગેરેથી ઉત્પન્ન થનારાં જુ માંકણ કૃમિ વિગેરે છે. અને જે રસમાં તે દહી સૌવીરક વિગેરેમાં રૂની પાંખો જેવા ઝીણા જીવો ઉત્પન્ન થાય છે, તે સઘળા જીવો છે. આ પ્રમાણે જુદા જુદા ભેદોથી જીવોના સમૂહને બતાવી તેના ઉપઘાતમાં દોષ થાય તે બતાવેછે.

**एयाइं कायाइं पवेदिताइं, एतेसु जाणे पडिलेह सायं ।**
**एतेण काएण य आयदंडे, एतेसु या विप्परियासुविंति ॥सू.२॥**

આ પૃથ્વી વિગેરે બધા જીવો જિનેશ્વરે બતાવ્યા છે. ( માગધી ગાથા હોવાથી જીવ પુલિંગ છતાં નપુંસકમાં રૂપ લીધું છે ) આ બધા જીવોમાં સુખ જાણ, તેનો ભાવાર્થ આ છે કે સર્વેપણ જીવો સુખના વાંછક તથા દુઃખના દ્વેષી છે. આ પ્રમાણે જાણીને કુશાગ્ર ( તીક્ષ્ણ ) બુદ્ધિવડે

(વિચારી જો, કે જે કાયોના આરંભમાં જીવોને પીડા થાય તેથી આપણો આત્મા દંડાય છે. અર્થાત્ આવાં આરંભનાં કામ કરવાથી આત્મદંડ થાય છે ( આરંભ કરનારને પાપ લાગે છે ). અથવા આવાં કાયોવડે કાર્ય કરવાથી આયત (મોટા) દંડ થાય છે, તેનો સાર આછે કે ઉપર બતાવેલ કાયાને જે જીવો ઘણો કાળ પીડે છે, તેમને શું ફળ થાય છે, તે દર્શાવે છે, કે તે આરંભ કરનારા જીવો પોતેજ તે પૃથ્વી કાય વિગેરેમાં અનેકરીતે જાય છે, અર્થાત્ વારંવાર પોતે પૃથ્વીકાય વિગેરેમાં જન્મ લે છે, અને દુઃખો ભોગવે છે ) અથવા વિપર્યાસનો અર્થ વ્યત્યય છે, એટલે એમ સમજવું કે જે જીવો પોતાના સુખને સાટે પૃથ્વીકાય વિગેરેનો સમારંભ કરે છે, તે સમારંભથી દુઃખજ પામે છે, પણ સુખ પામતા નથી. અથવા જીવોના આરંભવડે કુતીર્થિઓ મોક્ષમાં જવા ક્રિયા કરે છે, તેથી મોક્ષને બદલે તેને સંસારજ વધે છે. ॥ ૨ ॥ હવે તે મોક્ષનો અર્થી આયત દંડવાળો બનીને તે તે કાયોનો આરંભ કરીને તેના વિપર્યયથી સંસાર મેળવે છે તે બતાવે છે.

**जाईपहं अणुपरिवट्टमाणे, तसथावरेहिं विणिघायमेति ।**
**से जाति जातिं बहूकूरकम्मे, जं कुव्वती मिज्जति तेण बाले ॥सू. ३॥**

એકેંદ્રિય વિગેરેનો પંથ તે જાતિપંથ છે, અથવા જાતિ તે જન્મ છે, અને વધ તે મરણ છે. તે જાતિ વધમાં વારંવાર વર્ત્તતો એટલે એકેંદ્રિય વિગેરે જાતિમાં ભટકતો વારંવાર

જન્મમરણને અનુભવતો ત્રસ તે તેઉકાય વાયુકાય કે બેઇંદ્રિય વિગેરેમાં તથા ફરીથી સ્થાવર તે પૃથ્વી પાણી વનસ્પતિ માં ઉત્પન્ન થઇને બીજી કાયોને દુઃખ દેવાથી બંધાયેલા કર્મવડે વારંવાર વિનાશ પામે છે. તેવો આયતદંડવાળો જીવ ફરી જન્મી જન્મીને દારૂણ અનુષ્ઠાન કરવાથી બહુ ક્રૂર કર્મવાળો બને છે, તે સારા માઠાના વિવેકરહિત હોવાથી બાળ જેવો છે, તે એકેંદ્રિયાદિક જાતિના જીવોના પ્રાણ હરનારાં દુષ્ટ કર્મ કરે છે, તેથી તે કર્મવડેજ ભરાય છે. અથવા મી ધાતુનો અર્થ હિંસા છે, તેથી તે હિંસા કરે છે. અથવા જે બહુ ક્રૂરકર્મવાળો હોય, તે આ ચોર છે, આ લંપટ છે, એમ તે પોતાનાં કુકર્મથી જાહેર થાય છે. (ચોર લંપટ ભ્રષ્ટ વિગેરે તેનાં નામ પડે છે) ॥ ૩ ॥

**अस्सिं च लोए अदुवा परत्था, सयग्गसो वा तह अन्नहावा ।**
**संसारमावन्न परं परं ते, बंधंति वेदंति य दुन्नियाणि ॥ सू. ४ ॥**

પ્ર૦—તે કઇ જગ્યાએ કર્મોવડે મપાય છે?
ઉ૦—તે કહેછે.

જે શીઘ્રફળ આપનારાં કર્મો છે, તેતો તેજ ભવમાં ફળ આપે છે. અથવા નરક વિગેરેના બીજા ભવમાં તેનાં ફળ કર્મ આપે છે. એટલે એકજ ભવમાં તીવ્રવિપાક ભોગવવા પડે છે, અથવા ઘણા ભવોમાં ફળ ભોગવવાં પડે છે; જેવા પ્રકારે અશુભકર્મને આચરે છે, તેવેજ પ્રકારે ફળ ઉદયમાં આવે છે. અથવા બીજી રીતે, એટલે

કોઈ કર્મતો તેજ ભવમાં ફળ આપી દે છે, અને કોઇ બીજા ભવોમાં—જેમ મૃગાપુત્ર લોઢીયાને દુઃખ આવ્યું તે. દુઃખવિપાક અધ્યયનમાં વિપાકસૂત્ર નામના ૧૧ મા અંગમાં શ્રુતસ્કંધમાં કહ્યું છે. ( આ કર્મ બીજા ભવમાં ઉદય આવ્યું છે ); પણ દીર્ઘકાળની સ્થિતિનું કર્મ હોય તે અપરજન્મોના આંતરે વેદાય છે, તેપણ એકવાર કે અનેકવાર ભોગવવું પડે છે. અથવા અન્ય પ્રકારે એકવાર અથવા હજારવાર શિરચ્છેદ વિગેરે અને હાથ પગનું કપાવું વિગેરે અનુભવે છે. આ પ્રમાણે તે કુશીલ પુરૂષો આયતદંડવાળા ચાર ગતિવાળા સંસારમાં કુવાના અરટની ઘેડાના ન્યાયે ભટકવાથી પ્રકૃષ્ટ પ્રકૃષ્ટ દુઃખ અનુભવે છે, એટલે પૂર્વભવે કરેલું આ ભવમાં દુઃખ ભોગવે, અને દુઃખ ભોગવતાં આર્ત્તધ્યાનમાં હણાઇ જવાથી બીજાં કર્મ બાંધે છે, અને વેદે છે. દુષ્ટતાએ લઈ જવાયાં ( કરાયાં ) તે દુષ્કૃત છે. આ દુષ્ટકૃત્યો કરાયલાં હોય તેનું ફળ ભોગવ્યાવિના છૂટે નહિ. તે જ કહ્યુંછે.

**मा होहि रे विसन्नो जीव, तुमं विमणदुम्मणो दीणो।**
**णहु चिंतिएण फिट्टइ तं दुक्खं जं पुरा रइयं ॥ १ ॥**

હે જીવ! તું ખેદ મત કર, તું આમણ દૂમણ દીન શા માટે થાય છે! કારણ કે ચિંતા કરવામાત્રથી પૂર્વે કરેલાં કર્મ ફીટી ( નાશ ) ન જાય.

**जइ पविससि पायालं, अडविं व दरिं गुहं समुद्दं वा ।**
**पुव्वकयाउ न चुक्कसि, अप्पाणं घायसे जइवि ॥ २ ॥**

જો દુઃખથી હારીને પાતાળમાં પેશીશ, જંગલમાં જઇશ, દરી કે ગુફામાં કે સમુદ્રમાં છૂપાઇશ તોપણ પૂર્વે કરેલાં તારાં કર્મો નાશ નહિ થાય. અને જો કર્મ ભોગવતાં હાય પીટ કરીશ તો વ્યર્થ તારા આત્માને ઘાત કરીશ (નવાં કર્મ બાંધીશ.) ॥ ૪ ॥

આ પ્રમાણે ઓઘથી કુશીલોનું વર્ણન કર્યું; હવે પાખંડીઓનો અધિકાર કહે છે.

**जे मायरं वा पियरं च हिच्चा, समणव्वए अगणिं समारभिज्जा।**
**अहाहु से लोए कुसीलधम्मे, भूताइं जे हिंसति आयसाते ॥सू५॥**

જે કોઇ પરમાર્થને ન જાણનારા દેખાદેખી ધર્મ કરવા ઉઠેલા માણસો માતા પિતાને ત્યાગીને (કારણ કે માતા પિતાનો મોહ ત્યાગવો મુશ્કેલ છે તે ત્યાગવાનું પ્રથમ બતાવ્યું તથા ઉપલક્ષણથી ભાઇ દીકરો વહુ વિગેરેને પણ તે ત્યાગે એમ જાણવું.) એમ જાણે કે હવે અમે સાધુ થયા; આમ સાધુવ્રત સ્વીકારીને અગ્નિકાયનો આરંભ કરે. અર્થાત્ રાંધે, રંધાવે, રસોઈ કરે કરાવે અથવા સાધુ માટે તૈયાર કરેલું વિગેરે ઔદ્દેશિક વિગેરે દોષિત આહાર લઇને અગ્નિકાયનો સમારંભ કરે; આવાં કૃત્ય કરનારાને તીર્થંકર ગણધર વિગેરે માનનીય પુરૂષો પાખંડી કહે છે. અને તે વેષ લેવા છતાં પણ અગ્નિકાયના આરંભમાં સામીલ થવાથી તે કુશીલીયો છે. અને તેનો ધર્મ પણ કુશીલ હોવાથી તે કુશીલ ધર્મવાળો છે.

પ્ર૦—તે કેવો છે ?

ઉ૦—તે બતાવે છે.

કે જે થયાં છે, થાય છે અને ભવિષ્યમાં થશે ( નવા જન્મો લેશે) માટે તે ભૂતો (જીવ સમૂહ) છે, તેને તે કુશીલધર્મી પીડે છે, મારે છે, તે બતાવે છે. કે પંચાગ્નિ તપ કરીને દેહને તપાવે, તથા અગ્નિહોત્ર વિગેરેની ક્રિયા કરીને પાખંડિકો સ્વર્ગપ્રાપ્તિને વાંછેછે, તેજ પ્રમાણે લૌકિક ધર્મવાળા પચન પાચન વિગેરેના પ્રકારથી અગ્નિકાયનો સમારંભ કરી સુખને વાંછે છે. ॥ ૫ ॥

उज्जालओ पाण निवातएज्जा, निव्वावओ अगणि निवायवेज्जा॥
तम्हा उ मेहावि समिक्ख धम्मं,ण पंडिए अगणि समारभिज्जा
सू. ।६।

અગ્નિકાયના સમારંભમાં જેવો પ્રાણાતિપાત ( જીવ હિંસા ) થાય છે, તે બતાવે છે. તાપવા માટે કે પ્રકાશ (દીવા) માટે લાકડું વિગેરે બાળીને જે પુરૂષ અગ્નિકાયનો સમારંભ કરે છે, તે અગ્નિકાયના જીવોને તથા પૃથ્વી વિગેરેને આ-શ્રયે રહેલા સ્થાવર તથા ત્રસજીવોને હણે છે. અથવા મન વચન કાયાના યોગથી અથવા આયુથી કે બળથી હીન બ-નાવે, મારી નાંખે, તથા અગ્નિકાયને પાણી વિગેરેથી બુઝાવા જતાં તે પાણીના જીવોને તથા તેમાં રહેલા અન્ય જીવોને મારી નાંખે. હવે તે આગ સળગાવનારો તથા બુઝાવનારો

બે આરંભક છે તેમાં સળગાવનારો વધારે પાપી છે, તે સૂત્ર બતાવે છે.

दो भंते पुरिसा अन्नमन्नेण सद्धिं अगणिकायं समारभंति, तत्थ णं एगे पुरिसे अगणिकायं उज्जालेइ, एगे णं पुरिसे अगणिकायं निव्ववेइ; तेसिं भंते! पुरिसाणं कयरे पुरिसे महाकम्मतराए कयरे वा पुरिसे अप्प कम्मतराए, ? गोयमा! तत्थ णं जे से पुरिसे अगणिकायं उज्जालेइ से णं पुरिसे बहुतरागं पुढविकायं समारभति, एवं आउकायं वायुकायं वणस्सइकायं तसकायं अप्पतरागं अगणिकायं समारभइ; तत्थ णं जे से पुरिसे अगणिकायं निव्वावेइ से णं पुरिसे अप्पतरागं पुढविकायं समारभइ जाव अप्पतरागं तसकायं, समारभइ; बहूतरागं अगणिकायं समारभइ; से एतेणं अट्ठेणं गोयम एवं वुच्चइ ॥

ગૌતમસ્વામી પૂછે છે.

હે ભગવન! બે પુરૂષો અગ્નિકાયનો સમારંભ કરે છે. એકતો તેને સળગાવે છે, બીજો બુઝાવે છે. તેમાં ઘણું કર્મ કોને લાગ્યું અને ઓછું કર્મ કોને લાગ્યું? મહાવીર પ્રભુ તેનો ઉત્તર આપે છે.

હે ગૌતમ! કે જે પુરૂષ અગ્નિકાયને સળગાવે છે, તે પૃથ્વીકાયનો અપકાય વાયુકાય તથા વનસ્પતિકાયનો તથા ત્રસકાયનો ઘણો આરંભ કરે છે, અને અગ્નિકાયનો ઓછો આરંભ કરે છે.

પણ જે અગ્નિકાયને બુઝાવે તે પૃથ્વીકાયનો પાણીનો વાયુનો વનસ્પતિનો તથા ત્રસકાયનો ઓછો આરંભ કરે છે, પણ અગ્નિકાયના જીવોનો વધારે સમારંભ કરે છે (સળગાવનારને ફક્ત અગ્નિકાયનો ઓછો આરંભ હિંસા છે, અને બુઝાવનારને ફકત અગ્નિકાયનો વધારે આરંભ છે ! માટે સળગાવનારને બધી રીતે વિચારતાં વધારે પાપ છે. માટે બને ત્યાંસુધી અગ્નિને ખાસ કારણવિના ગૃહસ્થે પણ ન સળગાવવો. તો સાધુને સળગાવવાની તો વાતજ શું છે ?) એટલા માટે હે ગૌતમ હું આવું કહું છું કે તેમાં જીવોનો આરંભ છે. વળી કહ્યું છેકે,

**भूयाणं एसमाघाओ, हव्ववाहोणसंसओ**

આ અગ્નિનો સમારંભ જીવોનો આધાત ( નાશક ) છે, તેમાં સંશય નથી.

આવું જાણીને મેધાવી તે સારા નરસાનો વિવેક જાણનારો પુરૂષ બુદ્ધિમાન હોય તેણે ધર્મને વિચારીને પાપથી દૂર રહેતે પંડિત પુરૂષ છે, એમ સમજીને અગ્નિકાયનો આરંભ ન કરવો. અર્થાત્ પરમાર્થથી વિચારતાં એ જ પંડિત છે કે જે કોઈ અગ્નિના સમારંભના પાપથી દૂર રહે છે. ॥ ૬ ॥ હવે અગ્નિકાયના સમારંભથી બીજી કાયાનો કેવી રીતે વધ થાય છે. તેની શંકા દૂર કરે છે.

**पुढवीवि जीवा आऊवि जीवा, पाणा य संपाइम संपयंति ॥**
**संसेयया कट्ठसमस्सिया य, एते दहे अगणि समारभंते ॥सू.७॥**

એટલે અગ્નિકાયના સમારંભથી બે ઇંદ્રિય વિગેરે તેના આશ્રયીજીવો મરે છે, એટલું નહિ પણ માટીરૂપ જે પૃથ્વી છે, તેપણ જીવોનો પિંડ છે. તથા પ્રવાહીરૂપ પાણી પોતે જીવોનો પિંડ છે. અને તેને આશ્રયી સંપાતિમ તે ઉડતાંજંતુ શલભ ( પતંગીયાં ) મચ્છર ડાંસ વિગેરે ઝપલાઇ મરે છે. તથા છાણાં વિગેરેમાં તથા બાજ્રાનાં લાકડાંમાં રહેલા સંસ્વેદજ તે ઘુણ કોડીઓ કૃમીઓ તથા મોટાં ઈમારતી લાકડાંમાં રહેલા જે કોઈ સ્થાવર જંગમ જીવો છે તે બધાને અગ્નિકાયનો સમારંભક માણસ બાળી નાંખે છે. તેથીજ કહ્યું છે કે અગ્નિકાયનો સમારંભ મહાદોષ માટે થાય છે. ॥ ૭ ॥

**हरियाणि भूताणि विलंबगाणि, आहार देहा य पुढोसियाईं॥**
**जे छिंदती आयसुहं पडुच्च, पागब्भि पाणे बहूणं तिवाती॥सू.८॥**

આ પ્રમાણે અગ્નિકાયના સમારંભક તાપસોનું તથા પાકથી અનિવૃત્ત શાક્ય વિગેરે સાધુઓનું સ્વરૂપ કહ્યું; અને હવે જે કોઈ વનસ્પતિના સમારંભથી અનિવૃત્ત છે, તેનું સ્વરૂપ ચિંતવે છે. 'હરિતાનિ' દૂર્વાના અંકુરા વિગેરે પણ યોગ્ય ખોરાક મળતાં વધતા દેખાય છે તેથી તે પણ જીવવાળા ( સચિત્ત ) છે. તથા 'વિલંબકાનિ' તે જીવના આકારે લટકે, ધારે છે, જેમકે કલલ, અર્બુદ માંસપેશી ગર્ભ પ્રસવ બાલકુમાર યુવક મધ્યમ સ્થવિરની અવસ્થાઓ

મનુષ્ય છે, એજ પ્રમાણે શાલિ વિગેરે વનસ્પતિ અનુક્રમે નવાં નવાં રૂપોને ધારણ કરી રસથી પોષાતાં યૌવનવાળી લીલીકલાર બનીને પછી પાકી પીળારંગ જેવી થઇને છેવટે જીર્ણ થઈ સુકાઇને મરે છે. તથા વૃક્ષો પણ અંકુરાઅવસ્થાથી ઉત્પન્ન થઇને મૂળસ્કંધ શાખા પ્રશાખા વિગેરે વિશેષરૂપો ધારણ કરીને વધતાં યુવાન થાય છે. તેને પોત ( ) કહે છે. એ પ્રમાણે ઘણું વધીને છેવટે ઠુંઠું રહી જાય છે, એ બધી અવસ્થાઓમાં ઉપર પ્રમાણે સમજી લેવું. આ પ્રમાણે હરિત વિગેરે પણ જીવાકારને ધારણ કરે છે. વળી એ ઝાડ વિગેરે મૂળ સ્કંધ શાખા પત્ર પુષ્પ વિગેરે સ્થાનોમાં દરેકમાં જુદા જુદા જીવો રહેલા છે, પણ એમ ન સમજવું કે આપણા શરીર માફક આખા ઝાડમાં મૂળથી પાંદડાં સુધી એકજ જીવ છે, પણ અનેક જીવો છે. વળી આ વનસ્પતિમાં સંખ્યેય અસંખ્યેય અનંત જીવો પણ રહેલા છે, તે બધા જીવોનો નાશ કરીને પોતાના દેહના રક્ષણ માટે આહાર કરવા શરીર પુષ્ટ કરવા કે ઘાયલ થયેલા દેહને રૂઝ લાવવા જે કોઇ પોતાના સુખ માટે છેદે છે, તે પુરૂષ ધૃષ્ટતાને ધારણ કરવાથી ઘણા જીવોનો ઘાતક થાય છે. આ જીવોની હિંસાથી તેના હૃદયમાં કોમળતા ન રહેવાથી તેને ચારિત્રધર્મનો લાભ થતો નથી, તેમ પરિણામે કડવાં દુઃખ ભોગવવાનાં હોવાથી આત્મસુખ પણ નથી. ॥ ૮ ॥

**जातिं च वुढ्ढिं च विणासयंते, बीयाइ अस्संजय आयदंडे ॥**
**अहाहु से लोए अणज्जधम्मे, बीयाइ जे हिंसति आयसाते॥सू.९**

વળી તેને અંકુરા પુટવાના તે તેનો જન્મ છે, અને અંકુરા થયાપછી પત્ર મૂળ સ્કંધ શાખા પ્રશાખાના ભેદવડે વૃદ્ધિ છે, તેને નાશ કરીને તથા બીજો તથા ફળોને નાશ કરનારો હરિત તે લીલી વનસ્પતિને છેદે છે, તે અ. સંયત ગૃહસ્થ હોય કે પ્રવ્રજિત હોય, તો તે બંને પણ સમાન કૃત્ય કરનારા હોવાથી ગૃહસ્થજ છે તે હરિતનો છેદ કરીને આત્માને દંડે માટે આત્મદંડવાળો છે. ખરી રીતે વિચારતાં તે વનસ્પતિનો ઘાત કરીને પોતાનાજ આત્માનું અહિત કરે છે, ( અથ શબ્દ વાકયાલંકારમાં છે ) તેવું જ્ઞાનીઓ કહે છે.

પ્ર૦—શું કહે છે.

ઉ૦—જે હરિત વિગેરેનો છેદક નિર્દય છે, તે આ લોકમાં અનાર્યધર્મવાળો ક્રૂરકર્મનો કરનારો છે.

પ્ર૦—તેવો કોણ છે કે જે ધર્મ ઉપદેશવડે અથવા આત્મસુખ માટે બીજ તથા લીલી વનસ્પતિને હણે છે ?

ઉ૦—જે કોઇ પાખંડીક લોક છે, તે અથવા અન્ય હોય તે અનાર્યધર્મવાળો જાણવો. ॥ ૯ ॥ હવે હરિત છેદવાના કડવાવિપાકને બતાવે છે.

**गब्भाइ मिज्जंति बुयाबुयाणा, णरा परे पंचसिहा कुमारा ॥**

**जुवाणगा मज्झिम थेरगा य, (पाठांतरे-पोरुसा य) चयंति ते आउखए पलीणा ॥सू. १०॥**

ઉપર બતાવેલ વનસ્પતિકાયને દુઃખ દેનારા ઘણા જન્મોસુધી ગર્ભ વિગેરેમાં કલલ અર્બુદ માંસની પેશીવાળી અવસ્થા ભોગવી મરે છે. કેટલાકતો જન્મ્યા પછી બોલવાનું શીખ્યા પછી અથવા બોલવાનું શીખ્યાવિના મરે છે, કેટલાક પુરૂષો તો પંચશિખાવાળા કુમારપણામાં જ મરે છે. કેટલાક યુવાવસ્થામાં કેટલાક મધ્યમ વયમાં કેટલાક બૂઢા થઈને મરે છે. કોઈપ્રતિમાં ' **मज्झिम पोरुसाय** ' પાઠ છે. તેનો અર્થ કહે છે. મધ્યમવયવાળા તથા ચરમ અવસ્થા પામેલા પુરૂષ થઇને અર્થાત અત્યંત વૃદ્ધ થએલા મરે છે. આ પ્રમાણે સર્વે અવસ્થામાં બીજ વિગેરે વનસ્પતિના ઘાતકો પોતાનું આયુ ક્ષય થતાં પ્રલીન બનેલા દેહને છોડે છે. ઉપર પ્રમાણેજ અન્ય સ્થાવરકાય કે ત્રસકાયને હણનારાઓનું અનિયત આયુ હોય છે, તેવું સમજી લેવું. ॥ ૧૦ ॥

**संबुज्झहा जंतवो माणुसत्तं, दट्ठुं भयं बालिसेणं अलंभो ॥**
**एगंतदुक्खे जरिए व लोए, सकम्मुणा विप्परियासुवेइ ॥११॥**

જિનેશ્વરદેવ ભવ્યાત્માઓને કહે છે; હે પ્રાણિઓ ! તમે બોધ પામો, કે કુશીલીયા કે પાખંડીલોક તમારા રક્ષણ માટે થવાના નથી. અને ધર્મને દુઃખે કરીને પમાય છે તેવું સમજો. તેજ કહ્યું છે.

माणुस्सखेत्तजाई, कुलरूवारोग्ग माउयं बुद्धी ॥
सवणोग्गहसद्धा संजमो य लोगंमि दुलहाइं ॥ १॥

મનુષ્યદેહ આર્યક્ષેત્ર ઉત્તમ જાતિ કુળ રૂપ આરોગ્ય દીર્ઘઆયુ નિર્મળબુદ્ધિ સાંભળવાનો જોગ વિચારવાની શકિત તેના ઉપર શ્રદ્ધા સંયમ લેઈને પાળવો—આ બધું સાથે મળવું દુર્લભ છે.

આ પ્રમાણે ધર્મ ન કરેલા જીવોને મનુષ્યપણું પણ મળવું ઘણું દુર્લભ છે. એમ જાણીને તથા તેમાં પણ જન્મ જરા મરણ રોગ શોક વિગેરેનાં દુઃખો છે, તથા નરક અને તિર્યંચયોનિમાં ઘણાં દુઃખોનો ભય જાણીને (ધર્મમાં પ્રમાદ ન કરવો) તથા આ દુઃખરૂપ સંસારમાં અજ્ઞાન પુરૂષે સદ્ અસદ્નો વિવેક ભૂલીને તે સંસાર મેળવ્યો છે, તેવું સમજીને તથા નિશ્ચય નયનામતે તો (સંસારી સુખ તે પણ એકાંત દુઃખરૂપ છે, તેથી) એકાંત દુઃખરૂપ તાવવાળાની માફક આ સંસારીપ્રાણીનો સમૂહ છે. તે જ કહ્યું છે.

जम्मं दुक्खं जरा दुक्खं, रोगा य मरणाणि य ।
अहोदुक्खो हु संसारो, जत्थ कीसंति पाणिणो ॥१॥

જન્મનું દુઃખ બૂઢાપાનું દુઃખ રોગો અને મરણ પણ દુઃખરૂપ છે, તેથી દુઃખરૂપ સંસાર છે, જેમાં પ્રાણી-

ઓ ક્લેશ પામે છે, તોપણ મોહ મુકતાં નથી, એ આશ્ચર્ય છે !

तण्हाइयस्स पाणं, कूरो छुहियस्स भुज्जए तित्ती ॥
दुक्खसयसंपउत्तं, जरियमिव जगं कलयलेइ ॥ २ ॥

તરસથી દુખીયાને પીણું મીઠું લાગે, ભૂખ્યાને કુર (ભાત) ખાતાં તૃપ્તિ થાય, આ પ્રમાણે આખા જગતૂના જીવો સેંકડો દુઃખોથી સહિત છે, અને તાવથી બકતા માફક કળકળાટ કરી મુકે છે આવા દુઃખવાળા લોકમાં પણ અનાર્યકર્મનો કરનારો પોતાના કર્મે સુખનો અર્થી બનીને પ્રાણીઓનો ઘાણ કાઢીને પરિણામે દુઃખજ પામે છે. અથવા મોક્ષાર્થી બનવા જીવહિંસા કરતાં સંસારમાંજ ભમે છે. ॥ ૧૧ ॥

इहेग मूढा पवयंति मोक्खं, आहारसंपज्जणवज्जणेणं ॥
एगे य सीओदगसेवणेणं, हुएण एगे पवयंति मोक्खं ॥सू.१२॥

કુશીલીયાનાં કડવાં દુઃખ બતાવ્યાં, હવે તેવા કોણ છે, તે બતાવે છે. આ મનુષ્યલોકમાં અથવા મોક્ષમાં જવાના અધિકારમાં કેટલાક અજ્ઞાનથી આચ્છાદિત મતિવાળા મૂઢો અન્યોથી મોહિત થએલા આવું પ્રતિપાદન કરે છે, કે મોક્ષ આ પ્રમાણે મળે છે.

પ્ર૦—તેઓ કેવી રીતે બતાવે છે ?

ઉ૦—તે કહે છે.

ખવાય તે આહાર છે, અને તેના પુષ્ટિ (સ્વાદ) લવણ (મીઠું) છે, તેને ફક્ત વર્જવાથી મોક્ષ મળવાનું બતાવે છે. અથવા પાઠાંતરમાં 'आहारसपंचयवज्जणेणं' આહાર સાથે લવણપંચક તે આહારસપંચક છે લવણપંચકનાં નામ—સિંધવ સુંચળ બિડ રોમ અને સમુદ્રના પાણીનું બનાવેલું છે. તે લવણથીજ બધા રસોનો સ્વાદ આવે છે. તેજ કહ્યું છે.

**लवणविहूणा य रसा, चक्खुविहूणा य इंदियग्गामा ॥**
**धम्मो दयाय रहिओ, सोक्खं संतोषरहियं नो ॥ १ ॥**

લવણથીરહિત રસો ચક્ષુવિના બીજી ઈંદ્રિયો દયા રહિત ધર્મ તથા સંતોષ રહિત સુખ નથી. તેમજ રસોમાં લવણ, ચીકણાશ (સ્નિગ્ધતા)માં તેલ, અને મેધ્ય (યજ્ઞ) માં ઘી વિના નકામું છે. આ પ્રમાણે લવણની રસોમાં પ્રધાનતા બતાવીને તેના વર્જનથી બધા રસોનો ત્યાગ બતાવે છે, અને તે લવણ ત્યાગવાથીજ કેટલાક મૂઢો મોક્ષ માને છે, અથવા પાઠાંતરમાં आहारओ पंचकवज्जणेणं એટલે આહારમાંથી પાંચ વસ્તુ ત્યાગે છે લસણ ડુંગળી સાંઢણીનું દૂધ ગામનું માંસ અને મદ્ય આ પાંચ વર્જવાથી મોક્ષ બતાવે છે. તથા કેટલાક વારિભદ્રક વિગેરે ભાગવતમતના શીતોદક (કાચુંપાણી) ના સેવન (વાપરવાથી) મોક્ષ બતાવે છે, અને આ પ્રમાણે તે યુક્તિ ઘટાવે છે. કે જેમ

પાણી બાહ્ય મલ તે શરીર તથા કપડાં ઉપરનો મેલ દૂર કરે છે, તેમજ તે પાણી અંદરનો હૃદયનો મેલ પણ દૂર કરે છે. તથા કેટલાક તાપસ બ્રાહ્મણો વિગેરે યજ્ઞ કરવાથી મોક્ષ માને છે. એટલે જેઓ સ્વર્ગ વિગેરેનું ફળ ન વાંછતાં સમિધનાં લાકડાં ઘી વિગેરેથી હોમ કરી અગ્નિને તૃપ્ત કરે છે, તે મોક્ષ માટે અગ્નિહોત્ર કરે છે, અને બાકીના પોતાના અભ્યુદય ( ચડતી ) માટે હોમ કરે છે, તેઓ આ પ્રમાણે યુક્તિ બતાવે છે, કે જેમ અગ્નિ સોના વિગેરેનો મેલ નાશ કરે છે, તેમ તે હોમ કરવાથી આત્માના અંદરના મેલ પણ બાળી નાંખે છે. ॥ ૧૨ ॥

**पाओसिणाणादिसु णत्थि मोक्खो, खारस्स लोणस्स अणासएणं॥**
**ते मज्जमंसं लसणं च भोच्चा, अन्नत्थ वासं परिकप्पयंति॥सू.१३**
**उदगेण जे सिद्धिमुदाहरंति, सायं च पायं उदगं फुसंता ॥**
**उदगस्स फासेण सिया य सिद्धि, सिज्झिसु पाणा बहवे दगंसि**
**॥ सू. १४ ॥**

હવે ઉપર બતાવેલા અસમંજસ બોલનારા વાદીઓના કુતર્કોનો ઉત્તર આપે છે. प्रातःस्नानादिषु नास्ति मोक्षः શીલભ્રષ્ટોને પ્રભાતના સ્નાન વિગેરેથી મોક્ષ મળતો નથી, તેમ હાથ પગ ધોવાથી પણ મોક્ષ થતો નથી; તેજ કહે છે. પાણીના પરિભોગથી તેના આશ્રિત જીવોનો નાશ થાય છે, અને જીવોના ઉપમર્દનથી મોક્ષપ્રાપ્તિ નથી. તેમ બાહ્ય

મેલ પણ પાણી એકાંતથી દૂર કરતું નથી (કારણ કે ચીકણા તેલ વિગેરેથી ગંદુકપડું પાણીએ ધોવા છતાં પણ સાબુ વિગેરેમાં ઉકાળ્યાવિના સાફ થતું નથી) કદાચ કોઇ અંશે સાફ થતું હોય તોપણ તે અંદરનો મેલ ધોતું નથી. કારણ કે ભાવશુદ્ધિથીજ અંતરનો મેલ સાફ થાય છે. અને એમ માનતા હો કે ભાવરહિત જીવોની પણ મળશુદ્ધિ થાય છે, તો માછીમાર વિગેરેની પણ જળના રાતદિવસના અભિષેકથી મોક્ષ થાય. (પણ તેતો તમે પણ માનતા નથી.) તેમ પાંચ પ્રકારનું લવણ છોડી દેવાથી મોક્ષ થતો નથી, કારણ કે લવણ ન ખાવાથી મોક્ષ થાય એ યુક્તિરહિત છે. તેમ એવું એકાંત નથી કે લવણ રસજ પુષ્ટિજનક છે. ક્ષીર સાકર વિગેરેમાં તે રસ છે, તેથી તમારૂં કહેવું દોષિત છે. વળી તે વાદીને આ પુછવું કે દ્રવ્યથી લવણ વર્જવાથી મોક્ષ છે કે ભાવથી મોક્ષ છે? જો કે દ્રવ્યથી, તો લવણવિનાના દેશના સર્વ જીવોનો મોક્ષ થઇ જાય, પણ એવું દેખ્યું નથી, તેમ માનવું ઇષ્ટ નથી, અને જો ભાવથી મોક્ષ છે, તો લવણ વર્જવાથી શું વિશેષ છે? વળી જે માણસો મૂઢ બનીને મદ્ય માંસ લસણ વિગેરે ખાઇને તથા તેવાં અનુષ્ઠાન (પાપારંભ) કરીને અને સમ્યગ્ દર્શન જ્ઞાન ચારિત્રને ન આદરવાથી મોક્ષથી અન્યત્ર સંસારમાં વાસ કરે છે. ॥ ૧૩ ॥

હવે વિશેષથી ત્યાગવાનું બતાવે છે.

તથા જે કોઇ મૂઢો ઠંડા પાણીથી પરલોક ( સિદ્ધિ ) ગમન માને છે, તથા સવારમાં મધ્યાન્હે કે સાંજરે એમ ત્રિકાળ સંધ્યામાં પાણીનો સ્પર્શ કરી સ્નાનાદિક ક્રિયાને જળવડે કરવાથી પ્રાણીઓની વિશિષ્ટ ગતિ માને છે. એ પણ અયુક્ત છે, કારણ કે જો ઉદકના સ્પર્શ માત્રથી પ્રાણીની સિદ્ધિ થતી હોય તો નિરંતર ઉદકમાં રહેલા માછીમારો વિગેરે ક્રૂરકર્મ કરનારા નિર્દય ઘણા મનુષ્યો તથા અન્ય પ્રાણીઓ છે, તે મોક્ષમાં જાય વળી બાહ્યમેળ કાઢનારૂં પાણી સાક્ષાત્ દેખાય છે, તે પણ વિચારવાથી યુક્ત નથી દેખાતું, કારણ કે જેમ બાહ્યમેલ કાઢવાને પાણીનું સામર્થ્ય છે, તેમ તમારૂં ઇચ્છિત અંગે લગાવેલું કેસર વિગેરે પણ દૂર કરી નાંખે છે. અને તેથી તો જેમ પાપ દૂર કરનારૂં માનો તેમ પુણ્યને પણ દૂર કરનારૂં ઇષ્ટ ફળને વિઘ્ન કરનારૂં સિદ્ધ થશે. વળી સાધુ બ્રહ્મચારીઓને ઉદક ( પાણી ) થી સ્નાન કરવું દોષને માટેજ થાય છે. તેજ કહ્યું છે.

स्नानं मददर्पकरं, कामांगं प्रथमं स्मृतम् ॥
तस्मात्कामं परित्यज्य, न ते स्नान्ति दमे रताः ॥ १ ॥

મદ અને કામદેવને ઉત્તેજન આપનાર સ્નાન છે, તે કામવિકારનું પહેલું અંગ છે, માટે કામને છોડીને ઇંદ્રિયો તથા મનને દમન કરવામાં રક્ત થએલા પુરૂષો સ્નાન કરતા નથી.

नोदकक्लिन्नगात्रो हि, स्नात इत्यभिधीयते ॥
सस्नातो यो व्रतस्नातः, स बाह्याभ्यंतरः शुचिः ॥२॥

પાણીથી શરીર ભીનું કરવાથી સ્નાત (પવિત્ર થએલો) કહેવાતો નથી. પણ ખરો સ્નાત તેજ છે કે જેણે વ્રત લેઇને તે પ્રમાણે પાળ્યાં, તેથી સ્નાત છે. અને તેજ બાહ્ય તથા અંદરની શુચિ ( પવિત્રતા ) છે. ॥ સૂત્ર ૧૪ ॥

मच्छा य कुम्मा य सिरीसिवा य, मग्गू य उट्टा(ट्टा)दगरक्खसा य।
अट्ठाणमेयं कुसला वयंति, उदगेण जे सिद्धिमुदाहरंति॥सू.१५॥

વળી જો જળસંપર્કથીજ મોક્ષ થતો હોય, તો જે જીવો સતત પાણીમાં અવગાહન કરીરહેલ એવાં માછલાં કાચબા જળમાં રહેલા સાપો તથા મદગવ ઉંટ ( આ ગાય તથા ઉંટના આકારનાં માછલાં ) તથા જળના મનુષ્યો જે ઉદકરાક્ષસ કહેવાય છે. તે જળચરોજ પ્રથમ સિદ્ધ થશે; તેવું થવું દેખાતું નથી, તેમ માનવું પણ ઇષ્ટ નથી. માટે જે પાણીથી મોક્ષ બતાવે છે, તે અયુક્ત છે, એવું મોક્ષ-માર્ગને જાણનારા નિપુણો કહે છે ॥ સૂ.-૧૫ ॥

उदयं जइ कम्ममलं हरेज्जा, एवं सुहं इच्छामित्तमेव ॥
अंधं व णेयारमणुस्सरित्ता, पाणाणि चेवं विणिहंति मंदा॥सू.१६॥

વળી જો પાણી કર્મમેળને હરે, તો શુભપુણ્યને પણ નાશ કરે, અને જો પુણ્ય નાશ ન કરે, તો પાપ પણ

નાશ ન કરે; માટે જેમ ઇચ્છામાં આવે તેમ બોલી હો, કે "જળ પાપનો નાશ કરે છે," તે ઠીક નથી. આ પ્રમાણે સિદ્ધ થવાથી જે ક્રિયા સ્નાન વિગેરેની સ્માર્તમાર્ગને અનુસરનારા કરે છે, તે જેમ એક જન્માંધ બીજા જાતિઅંધને નાયક બનાવી તેની પછવાડે જતાં કુપથના આશ્રયી બને છે પણ ઇચ્છિત સ્થાને પહોંચતા નથી તેમ સ્માર્તમાર્ગને અનુસરનારા જલશોચપરાયણમાં અજ્ઞાન બનેલા કર્ત્તવ્ય અકર્ત્તવ્યના વિવેકથી વિકલ થઇને પાણી તથા તેનો આશ્રય કરીને રહેલા પૂરા વિગેરે જળચર જીવોને હણે છે કારણ જલક્રિયાથી તેના જીવોને દુઃખ થવાનો સંભવ છેજ.॥૧૬॥

पावाइं कम्माइं पकुव्वतो हि, सिओदगं तू जइ तं हरिज्जा ॥
सिज्झिसु एगे दगसत्तघातो, मुसं वयंते जलसिद्धिमाहू ॥सू.१७॥

वળી પાપો તે પાપોના ઉપાદાનભૂત જે પ્રાણીઓને દુઃખ દેનારાં કૃત્યો છે, તે કરનારો જીવ જે કર્મવડે ઉપચિત (ભારે) થાય છે. તે પાપને જો પાણી દૂર કરતું હોય તો એમ સિદ્ધ થયું કે પ્રાણીના ઉપમર્દનથી જે કર્મ બંધાય તે જળના અવગાહનથી દૂર થઇ જાય છે. તો પછી ઉદકના જીવોના ઘાતકો પાપથી ઘણા ભારે થયા હોય તેપણ મોક્ષમાં ચાલ્યા જાય, પણ આવું દેખ્યું નથી, તેમ માનવું ઇષ્ટ નથી. માટે જે જળના અવગાહનથી મોક્ષ માને છે. તે જૂઠું બોલે છે.

**हूतेण जे सिद्धिमुदाहरंति, सायं च पायं अगणिंफुसंता ॥**
**एवं सिया सिद्धि हवेज्ज तम्हा, अगणिं फुसंताण कुकम्मिणंपि ॥**
**सू. १८ ॥**

વળી જેઓ અગ્નિહોત્રવડે સ્વર્ગની વાંછા કે મોક્ષની વાંછા કરે, તે વાક્યવડે જે કોઈ મૂઢપુરૂષો અગ્નિમાં હોમ કરીને સુગતિગમન વિગેરે સ્વર્ગ પ્રાપ્તિરૂપકૃત્ય બતાવે છે.

પ્ર૦—કેવા બનેલા ?

ઉ૦—સાંજના કે ત્રિકાળમાં પણ તથા પ્રભાતે અગ્નિમાં જે ઈષ્ટ હોય, તેવી વસ્તુ હોમીને અગ્નિને તૃપ્ત કરતા ઇચ્છિત ગતિની વાંછા રાખે છે, અને આ પ્રમાણે બોલે છે કે અગ્નિના આ કાર્યથીજ સિદ્ધિ મળશે. જો તેમના કહેવા પ્રમાણે અગ્નિના સ્પર્શથીજ સિદ્ધિ થતી હોય, તો અગ્નિનો સ્પર્શ કરનારા કુકર્મીઓ જે અંગારદાહક કુંભાર લૂહાર વિગેરે છે, તેની સિદ્ધિ થાત, જો તેઓ એમ કહે કે મંત્રોવડે પવિત્ર કરીને હોમીએ છીએ, તો તેપણ તેમના વગર અંતરના મિત્રોજ માનશે.

કારણ કે તે અગ્નિનો ધંધો કરનારાના પણ અગ્નિના કાર્યમાં પણ કોયલા લાકડાંની રાખ બને છે, અને અગ્નિ હોત્રિકના અગ્નિવડે પણ રાખજ બને છે, તેમાં કંઇ ભેદ પડતો નથી. તેથી કુકર્મીઓથી અગ્નિહોત્રી વિગેરેનું કંઈ વિશેષ નથી. વળી આ કહો છો કે અગ્નિ મુખવાળા દેવો

છે, એ પણ યુક્તિથી વિકલ હોવાથી કહેવામાત્રજ છે. અને અગ્નિ વિષ્ઠાદિનું પણ ભક્ષણ કરે છે. તેથી દેવતાઓને પણ વિષ્ઠા ભક્ષણ વિગેરેના બહુ દોષોની ઉત્પત્તિ થશે. ॥ ૧૮ ॥

આ પ્રમાણે કુશીલોનાં જુદાં દર્શનો (મતો) બતાવ્યાં, હવે તેઓને આ બીજો સામાન્ય ઉપાલંભ (ઠપકો) આપે છે.

**अपरिक्ख दिट्ठं ण हू एव सिद्धी, एहिंति ते घायमबुज्झमाणा।**
**भूएहिं जाणं पडिलेह सातं, विज्जं गहायं तसथावरेहिं ॥सू. १९॥**

જે મોક્ષાભિલાષીઓએ પાણીના સંપર્કવડે અથવા અગ્નિહોત્રવડે મોક્ષ બતાવ્યો છે. તે યુક્તિરહિત કહેલું છે.

પ્ર૦—શા માટે ?

ઉ૦—કારણ કે તે પ્રકારે જલઅવગાહન કે અગ્નિહોત્રવડે પ્રાણીઓને ઉપમર્દન કરવાથી સિદ્ધિ ન થાય. અને તે પરમાર્થને ન જાણનારા પ્રાણીના ઉપઘાતવડે પાપનેજ ધર્મબુદ્ધિએ કરીને જુદા જુદા પ્રકારોવડે જેમાં પ્રાણીઓને હણે છે, તે ઘાતજ સંસાર છે, તેને મેળવે છે. કારણ કે અપકાય તથા અગ્નિકાયના સમારંભથી ત્રસ થાવર પ્રાણીઓનો અવશ્ય નાશ થશે. તે પ્રાણીના વિનાશથી સંસારજ મળશે, પણ મોક્ષ નહિ મળે. એમ સમજવું. આવું છે, તેથી સદ્અસદનો વિવેક જાણનારા હે વિદ્વાન્

શિષ્ય! તું યથાવસ્થિત તત્ત્વ ગ્રહણ કરીને ત્રસ સ્થાવર જંતુ વડે (તેમને દુઃખ દઈને) તેઓ કેવી રીતે હમણાં સુખ મેળવશે, તે વિચારી જો! તેનો સાર આ છે કે—

સર્વે પ્રાણીઓ પણ સુખના અભિલાષી અને દુઃખના દ્વેષી છે. અને જે ત્રસ સ્થાવર સુખનાં અભિલાષી છે, તેમને દુઃખ ઉત્પન્ન કરવાથી દુઃખ દેનારને સુખની પ્રાપ્તિ ન થાય. અથવા 'विज्जंगहाय' એ પાઠ છે, તેનો અર્થ આ છે કે વિદ્યા (જ્ઞાન) મેળવીને વિવેક પ્રાપ્ત કરીને ત્રસ સ્થાવર જંતુઓવડે સાત (સુખ)ને જાણ; તેજ શાસ્ત્રમાં કહ્યું છે. કે—

**पढमं नाणं तयो दया, एवं चिट्ठइ सव्व संजए।**
**अन्नाणो किं काही, किंवा णाही छेयपावगं ॥ (द. सू. ४)**

પ્રથમ જ્ઞાન મેળવવું પછી દયા કરવા તૈયાર થવું, આ પ્રમાણે બધા સાધુએ વર્ત્તવું, કારણ કે જ્ઞાન મેળવ્યા વિના અજ્ઞાની સાધુ શું કરશે? અથવા પુણ્ય પાપ કેવી રીતે જાણશે? ॥ ૧૯ ॥

**थणंति लुप्पंति तसंति कम्मी, पुढो जगा परिसंखाय भिक्खू।**
**तम्हा विऊ विरतो आयगुत्ते, दट्ठुं तसे या पडिसंहरेज्जा ॥सू.२०**

ઉપરનું જ્ઞાન પ્રાપ્ત કરીને તેમનું રક્ષણ કરવું, પણ જેઓ તે પ્રાણીઓના ઉપમર્દનવડે સુખને વાંછે છે, તે અશીલ અને કુશીલ છે, તેઓ સંસારમાં આ પ્રમાણે અ-

વસ્થાઓ અનુભવે છે, તે કહે છે. અગ્નિકાયના જીવોનો સમારંભ કરનારા જીવોના સમારંભવડે સુખને વાંછતાં નરકાદિ ગતિને પામેલા છે. અને ત્યાં તીવ્ર દુઃખો વડે પીડાતા અસહ્ય પીડાથી ખેદિત મનવાળા અશરણ બનેલા રૂએ છે, ફક્ત દયાજનક આક્રંદ કરે છે, તથા ખડગ વિગેરેથી છેદાય છે, આ પ્રમાણે ત્યાં કદર્થના પામવાથી ત્રાસ પામીને તે શંકડા ભાગવા (નાસવા) જાય છે. તેઓ સકર્મી અર્થાત્ પાપીઓ છે. ( છતાં તે દુઃખથી બચી શકતા નથી. ) આવું જાણીને પુઢો ( પૃથક ) जगां ( જંતુઓ ) સર્વત્ર જુદા જુદા જીવો રહેલા છે, એવું સમજીને ભિક્ષાથી જીવન ગુજારનાર સાધુએ વિચારવું કે પ્રાણીઓને દુઃખ દેનારા સંસારમાં ભમીને પોતે દુઃખ પામે છે. માટે વિદ્વાને તેવાં પાપોથી વિરત બનીને પાપોના અનુષ્ઠાનથી જેણે આત્માનું રક્ષણ કર્યું તે આત્મ ગુપ્ત છે, અર્થાત્ મન વચન કાયા ત્રણેને વશમાં રાખે છે. તે ત્રસ તથા સ્થાવર જીવોને જાણીને તેવા જીવોને ઉપઘાત કરનારી ક્રિયાને ત્યાગે છે. ( નિર્મળ સંયમ પાળે છે ) ॥ ૨૦ ॥

**जे धम्मलद्धं विणिहाय भुंजे, वियडेण साहट्टु य जे सिणाई।**
**जे धोवतो लूसयतीव वत्थं, अहाहु से णागणियस्स दूरे ॥२१॥**

હવે પોતાના ( જૈન ) સાધુઓ કુશીલીઆ જે બોલે છે, તે કહે છે જે શીતલવિહારી ( પડવાઇ ) સાધુઓ સ્વભાવિક ગોચરી ઉદ્દેશક કે વેચાતી લીધેલી વિગરે દોષથી

રહિત નિર્દોષ મળે, તે ધર્મલબ્ધ કહેવાય, તેવાને રાખી મુકીને ( જમણુ વિગેરેના લાડુ વિગેરે પકવાન્નોનો સંગ્રહ કરે ) અને બીજે વખતે ખાય, તથા પ્રાસુક ( અચિત્ત ) પાણીવડે પણ અંગો સંકોચીને અચિત્ત જગ્યામાં પણ બેસીને થોડું અથવા ઘણું સ્નાન કરે છે, તથા જે કોઇ વસ્ત્રોને ધુવે છે. તથા શોભાને માટે લાંબું ફાડીને ટુંકું કરે, અથવા ટુંકું સાંધીને મોટું કરે છે. તે સ્વાર્થ માટે કે પરને માટે કરે, તેવો સાધુ 'णागणियस्स' તેનિર્ગ્રંથભાવના સંયમઅનુષ્ઠાનથી દૂર વર્ત્ત છે, પણ તેને સંયમ નથી, એવું તીર્થંકર ગણધરો વિગેરે કહે છે. ॥ ૨૧ ॥ આ પ્રમાણે કુશીલોનું વર્ણન કર્યું, અને હવે તેનાથી પ્રતિપક્ષરૂપ સુશીલોનું વર્ણન કરે છે.

**कम्मं परिन्नाय दगंसि धीरे, वियडेण जीविज्ज य आदिमोक्खं।**
**से बीयकंदाइ अभुंजमाणे, विरते सिणाणाइसु इत्थियासु ॥सू.२२**

ધીવડે રાજે માટે ધીર બુદ્ધિમાન સાધુ હોય તે ઉદકના સમારંભમાં કર્મબંધ ? ાય છે એવું સમજીને શું કરે ? તે કહે છે. પ્રાસુક ઉદકવડે સૌવીર વિગેરે અચિત્ત પાણીથી પ્રાણોને ધારે, તેમ ચ શબ્દથી જાણવું કે તે સાધુ અન્ય આહાર પણ પ્રાસુક લઇનેજ જીવન ગુજારે.

પ્ર૦—કયાંથી તે કયાં સુધી ?

ઉ૦—જ્યારથી દીક્ષા લીધી, તે આદિ સંસાર છે,

તેનો મોક્ષ થાય ત્યાં સુધી, તે આદિમોક્ષ છે, અથવા ધર્મકારણોનું આદિ ભૂત શરીર છે, તેની વિમુક્તિ સુધી, અર્થાત્ યાવજ્જીવતે જીંદગી પહોંચે ત્યાંસુધી અચિત્ત આહારપાણી વાપરે. વળી તે સાધુ બીજ કંદ ન વાપરે, આદિ શબ્દથી જાણવું કે મૂળપત્ર ફલ પણ ત્યાગે, એ મૂળ કંદ વિગેરે અપરિણતને ત્યાગી વિરત થાય છે.

પ્ર૦—કેવી રીતે ?

ઉ૦—તે કહે છે. નહાવું, ઉવટણ કરવું, વિગેરે ક્રિયાથી તથા શરીરનું મમત્વ મુકી જે હવા વિગેરેની ક્રિયાઓ છે, તેનાથી પણ દૂર રહે. તથા સ્ત્રીઓથી વિરત છે, તે બ્રહ્મચર્ય પાળે, તે પ્રમાણે બીજાં પણ આશ્રવો હોય તે ત્યાગે. આ પ્રમાણે બધાં આશ્રવદ્વારોથી વિરત થએલો પોતે કુશીલ દોષને ન સેવે, અને તે આશ્રવો ત્યાગવાથી સંસારમાં ભમતો નથી. તેથી કુગતિમાં દુઃખી થઇને રડવું પડતું નથી. તેમ જુદા જુદા ઉપાયોવડે નરકમાં પરમાધામીથી છેદાતો ભેદાતો નથી. ॥ ૨૨ ॥

વળી ફરીથી કુશીલોને આશ્રયી કહે છે.

**जे मायरं च पियरं च हिच्चा, गारं तहा पुत्तपसुंधणंच ॥**
**कुलाइं जे धावइ साउगाइं, अहाहुसे सामणियस्स दूरे ।सू. २३॥**

જેઓ કેટલાક ધર્મ પૂરેપૂરો પરિણત થયાવિના (વિના સમજે) દેખાદેખી માતા પિતા ભાઇ દીકરીના દીકરા

તથા ઘર અપત્ય હાથી ઘોડા રથ ગાય ભેંસો વિગેરે પશુઓ તથા ધન ત્યાગીને દીક્ષા લેઇને પંચમહાવ્રતના ભારને ખાંધે ચડાવી ( સાધુ બનીને ) પાછા હીનસત્ત્વપણે રસ સાતા વિગેરેના ગૌરવથી ગૃદ્ધ થએલો સ્વાદવાળાં ( મોટાં ) ઘરોમાં સારાં ભોજન માટે દોડે છે, તેપણ સાધુપણાથી દૂર છે, એવું તીર્થંકર ગણધરો કહે છે. ॥ ૨૩ ॥ વળી તેજ વિશેષથી બતાવે છે.

**कुलाइं जे धावइ साउगाइं, आघाति धम्मं उदराणुगिद्धे ।**
**अहाहु से आयरियाण सयंसे, जे लावएज्जा असणस्सहेऊ॥सू.२४**

જે સ્વાદુ ભોજનવાળાં કુળોમાં જઇને ધર્મ કહે છે. અથવા ભિક્ષામાં ગયેલો જેવું જેને રૂચે તેવું કથાનક તેને કહે છે.

પ્ર૦—કેવો બનીને ?

ઉ૦—તે કહે છે,

ઉદર ( પેટ ) માં ગૃદ્ધ થએલો તે પેટ ભરવામાં વ્યગ્ર થયેલો છે, તેનો સાર આ છે કે જે ઉદરમાટે ગૃદ્ધ બનીને આહારાદિના નિમિત્તે દાનની શ્રદ્ધાવાળાં કુળોમાં જઇને કથાઓ કહી ગોચરી લે તે કુશીલ છે. આ સાધુ આચાર્યના ગુણોથી અથવા આર્યોના ગુણોથી સોમા ભાગે અને હજારમે ભાગે પણ નીચે વર્ત્તે છે. કારણ કે જે ભોજનને માટે અથવા વસ્ત્રને માટે પોતાના ગુણો અપર ( કથા ) વડે પ્રકટ કરે, અથવા બીજા પાસે

પ્રશંસા કરાવે, તો તે પણ આર્ય (શ્રેષ્ટ) પુરૂષોના ગુણોથી હજારમે ભાગે થઇ જાય છે, તો પોતાની મેળેજ પોતાના ગુણો ગાવા લાગે તેનું તો શું કહેવું? ॥ ૨૪ ॥

**णिक्खम्म दोणे परभोयणंमि, मुहमंगलीए उदराणुगिद्धे।**
**नीवारगिद्धेव महावराहे, अदूरए एहिइ घातमेव ॥ सू. २५ ॥**

વળી જે પોતાનું ધન ધાન્ય હિરણ્ય ! વિગેરે છોડી દીક્ષા લઇને પરના આહારમાં દીનતા ધારણ કરે, એટલે જેમ ભાટ બીજાની પ્રશંસા કરે, તેમ પોતે જીભથી પરવશ બનીને દાન દેનારનાં ગમે તેવી રીતે પ્રશંસાનાં વાકયો દીનતા ધારણ કરીને બોલે, તે આ પ્રમાણે—

**सोए सो जस्स गुणा वियरंतनिवारिया दसदिसासु।**
**इहरा कहासु सुच्चसि, पच्चक्खं अज्ज दिट्ठोऽसि ॥ १ ॥**

તે એજ તમે છો, કે જેના ગુણો દશદિશામાં કોઈથી રોકાયાવિના વિચરે છે; અને કથામાં બીજી રીતે તે ગુણો સંભળાય છે, તે આજ તમને પ્રત્યક્ષ જોઇએ છીએ! આ પ્રમાણે ઉદરમાટે ગૃદ્ધ થએલો છે, જેમ મોટો સુવર હોય તે નીવાર એટલે તેને પકડવામાટે ખાવાનું અન્ન કે ઘાસ રાખ્યું હોય, તે દેખીને ખુશ થઈ ખાવા દોડતાં આસક્ત મનવાળો બની પોતાના ટોળા સાથે મોટા સંકટમાં પડી સમીપજ ઘાતને પામશે, અર્થાત્ તેનું ચોકસ ત્યાં મોત જ થશે, પણ તેની બીજી ગતિ નથી, તેમ આ ઉદરનો ગૃદ્ધ

થએલો સાધુ પણ આહારમાત્રથી ગૃદ્ધ બનેલો સંસાર ઉદરમાં વારંવાર મૃત્યુ પામશે, ॥ ૨૫ ॥

**अन्नस्स पाणस्सिहलोइयस्स, अणुप्पियं भासति सेवमाणे ।**
**पासत्थयं चेव कुसोलयं च, निस्सारए होइजहा पुलाए ॥सू.२६॥**

વળી તે કુશીલ અન્ન કે પાણીમાટે અથવા અન્યઇચ્છિત વસ્ત્રાદિકમાટે જેવું જેને વ્હાલું લાગે, તેવું તેને કહે, પડઘા માફક અથવા સેવક માફક એટલે જેમ રાજા બોલે, તેમ તેના ખુશામતીયા લોકો બોલે, તેમ સાધુ દાતારને સેવતો આહારમાં ગૃદ્ધ બનેલો અનુકુળજ ખુશામતનું બોલે, તે આ પ્રમાણે. સદાચારથી ભ્રષ્ટ થએલો પાસત્થાના ભાવને તથા કુશીલતાને પામે છે. તથા તેનામાંથી ચારિત્રનો સાર નીકળી જવાથી નિઃસાર છે, અથવા સાર રહિત તે નિઃસારવાળો પોતે છે, જેમ પુલાકમાં દાણો ન હોય, ફક્ત ફોતરાં હોય, તેમ આ કુશીલતા ધારણ કરીને સંયમ અનુષ્ટાનને નિઃસાર બનાવે છે, અને ફક્ત લિંગ સાધુનું રાખે છે, તેથી જૈનોના ઘણા સારા સાધુઓમાં પોતાના દોષોથી તિરસ્કાર પામે છે, અને પરલોકમાં નિકૃષ્ટ ( અત્યંત ) પીડા સ્થાનો ( નરક વિગેરેનાં ) ભોગવે છે. ॥ ૨૬ ॥

આ પ્રમાણે કુશીલોનું સ્વરૂપ કહી તેના પ્રતિપક્ષરૂપ સુશીલોનું વર્ણન કરે છે.

अण्णातपिंडेणऽहियासएज्जा, णो पूयणं तवसा आवहेज्ज।।
सद्देहिं रूवेहिं असज्जमाणं, सव्वेहि कामेहि विणोय गेहिं।।सू.२७।।

અજ્ઞાત તે ન જાણેલો પિંડ. અર્થાત્ અંતપ્રાંત આહાર, અથવા પહેલાંનો કે પછીનો પરિચય ( ઓળખાણ ) કાઢયા વિના આહાર લેવો તે અજ્ઞાતપિંડ છે. તેવા પિંડવડે સાધુએ પોતાનું જીવન ગુજારવું, તેનો સાર આ છે કે અંત પ્રાંત આહાર મળે, ઓછું મળે ન મળે તોપણ હીનતા ન કરે, તેમ શ્રેષ્ટ આહાર મળવાથી મદ ન કરે, તેમ તપ કરીને પૂજા સત્કારની વાંછા કરે. તેમ પૂજા સત્કારની ખાતર તપ ન કરે. અથવા પૂજા સત્કારના નિમિત્તથી તેવી કોઈપણ વાંછા કરીને કોઈપણ મોટા સાધુ મોક્ષનો હેતુ જે તપ છે, તેને નિઃસાર ન કરે, તેજ કહ્યું છે.

परं लोकाधिकं धाम, तपः श्रुतमिति द्वयम्।
तदेवार्थित्वनिर्लुप्तसारं तृणलवायते ॥ १ ॥

પરલોકમાં શ્રેષ્ટસ્થાન અપાવનાર તપ અને શ્રુત એ બે છે. તેનાથી બીજી સંસારી વાંછાઓ કરવાથી તેમાંથી સાર નાશ પામવાથી તે તપ તથા શ્રુત ઘાસના તણખલા માફક થાય છે. જેમ જીભના રસોમાં ગૃદ્ધિ ન કરે, તેમ શબ્દ વિગેરેમાં પણ ન કરે, તે બતાવે છે. વેણુ વીણા વિગેરેના શબ્દો મધુર સાંભળીને પણ તેમાં આસક્તિ ન કરે, તેમ કર્કશ વચનોમાં દ્વેષ ન કરે, તેમ સુંદર કે વિરૂપ

રૂપમાં રાગ દ્વેષ ન કરે, એ પ્રમાણે સર્વ જાતના કામવિકારોમાં ગૃદ્ધતા છોડીને સંયમ પાળવો. સર્વથા સુંદર ખરાબ વિષયોમાં રાગદ્વેષ ન કરવો. તેજ કહ્યું છે.

**सद्देसु य भद्दयपावएसु, सोयविसयमुवगएसु।**
**तुट्ठेण व रुट्ठेण व, समणेण, सया ण होयव्वं ॥ १ ॥**

શબ્દો સુંદર કે ખરાબ હોય, તે કાને સાંભળવામાં આવે તેમાં ખુશ કે નાખુશ સાધુએ કોઈપણ વખત ન થવું.

**रूवेसु य भद्दयपावएसु, चक्खुविसयमुवगएसु ।**
**तुट्ठेण व रुट्ठे ण व समणेण सया ण होयव्वं ॥ २ ॥**

રૂપસુંદર કે ખરાબ દૃષ્ટિઆગળ આવે, તોપણ સાધુએ કોઈપણ વખત ખુશ નાખુશ ન થવું.

**गंधेसु य भद्दय पावएसु घाण विस य मुवगएसु ॥**

ગંધો સારા કે ખરાબ નાક આગળ આવે તો પણ સાધુએ હર્ષ ખેદ ન કરવો.

**भक्खेसु य भद्दयपावएसु, रसणविसयमुवगएसु ॥**

ભોજન સારૂં કે માઠું મોઢા આગળ ખાવા માટે મળ્યું હોય તો પણ ખાતાં રાગ દ્વેષ ન કરવો.

**फासेसु य भद्दयपावएसु, फासविसयमुवगएसु ॥**

સ્પર્શો સારા માઠા શરીરને ફરશે તોપણ સાધુએ રાગદ્વેષ ન કરવો ( આ આચારાંગ સૂત્રના બીજા સ્કંધમાં બતાવેલ છે ) ॥ ૨૭ ॥